# અનુક્રમ

## ૧

# સીધાં ચઢાણ

દક્ષિણ આયરલૅન્ડમાં જ્યાં બ્લૅકરૅાન નદીનાં નીર ખળખળ કરતાં વહે છે ત્યાં એક ભવ્ય પણ સીધાં ચઢાણવાળી ટેકરી પર લિઝમોરનો કિલ્લો આવેલો છે. આ કિલ્લો આજથી આઠ સદી પૂર્વે રાજા જ્હોને બંધાવ્યો હતો અહીં જ ઈ. સ. ૧૧૮૫ માં આયરલૅન્ડના આર્કબિશપ અને બિશપ અંગ્રેજ હુમલાખોરોને શરણે આવ્યા હતા. ત્રણ સદીઓ બાદ આ કિલ્લો સર વૉલ્ટર રાલેના હાથમાં આવ્યો અને તાજેતરમાં ઘેરા અને આગમાથી બચી ગયેલો એ કિલ્લો ડેવનશાયરના ડ્યુકોના કબજામાં આવ્યો છે.

૧૯૪૭ના ઑગસ્ટ માસની એક સવારે એક માસેતુગ્નર અને ફૂટડો યુવાન લિઝમોરના કિલ્લામાંથી ભૂતકાળની ખોજ કરવા બહાર પડચો. અમેરિકાની કૉંગ્રેસનો એ સભ્ય હતો અને બ્રિટન ખાતેના ભૂતપૂર્વ અમેરિકન એલચીનો એ સુપુત્ર હતો. અમેરિકામાં રહેતી તેની કાકીનો એક પત્ર તેના ગજવામાં હતો અને એ પત્રમાં લિઝમોરના કિલ્લાથી પૂર્વે પચાસ માઈલ દૂર આવેલા ન્યુ રોસમાં તેમના કુટુમ્બનું અસલ મકાન ક્યાં હતું તે વિશેની માહિતી હતી. તેના અમેરિકન સ્ટેશન વૅગનમાં કિલ્લામાંનાં મહેમાનોમાંથી એક અંગ્રેજ મહિલા તેની સાથે હતાં. આયરલૅન્ડના અગ્નિ ખૂણામાં દરિયાકિનારે વસેલાં ગામડાંનાં હરિયાળાં ખેતરો અને કિલ્કીની પરગણાની છેક નીચેની પટ્ટીના વિસ્તારમાં

## ૬ : જ્હૉન કૅનેડી

મોટર હંકારતાં હંકારતાં એ બે જણાં બૅરો નદીને કિનારે વસેલા ન્યુ રૉસ ગામમાં આવી પહોંચ્યાં. ન્યુ રૉસ ગામ આજુબાજુ વસેલાં ગામડાંનું એક મુખ્ય કેન્દ્ર સમાન હતું.

ગામમાં જતા રસ્તા ઉપર ઊભેલા એક આયરનિવાસીને કૅનેડી કુટુમ્બ ક્યાં રહેતું હતું તેની પૂરેપૂરી માહિતી હતી — 'આ જ રસ્તે મો વાર દૂર જજો અને પછી જમણે હાથે વળી જજો.' અને બરાબર અહીં જ ખેતરમાં હોય છે એવું એક સામાન્ય ઝૂંપડું ઊભું હતું – ઘાસના છાપરાવાળું, લીંપેલાગૂંપેલી દીવાલોવાળું અને ગંદા ભોંયતળિયાવાળું. આ ઝૂંપડામાં એક ખેડૂત, તેની પત્ની અને ફગફગના વાળવાળાં તેમનાં છ ચકોર બાળકો રહેતાં હતાં.

અમેરિકન જુવાને પોતાનો હાથ લંબાવતાં કહ્યું : 'હું જ્હૉન કૅનેડી છું, બૉસ્ટનથી આવું છું. કૅનેડી કુટુમ્બનું આ જ અસલ ઘર હોવું જોઈએ,' ખેડૂતદંપતીએ ઉમળકાભેર તેનું સ્વાગત કર્યું. તેનાં બાળકો તો તડકામાં ચકચકી રહેલા સ્ટેશન વૅગનને એકીટશે જોઈ રહ્યાં. વાતચીત પરથી એટલું ફલિત થયું કે ન્યુ રૉસમાં રહેતા કૅનેડીઓને અમેરિકામાં જઈ વસેલા તેમના પિતરાઈઓ વિશે કંઈ જ માહિતી નહોતી. પરંતુ તેમને બૉસ્ટનમાં રહેતા કોઈક પૅટ્રિક કૅનેડી — જ્હૉન કૅનેડીના દાદા — નું સ્મરણ હતું. ૩૫ વર્ષ પૂર્વે તેઓ આ સ્થળની મુલાકાતે આવેલા.

કૅનેડીએ પાછળથી કહેલું, 'એ લોકો સાથેની વાતચીત પરથી લાગ્યું કે આખું કૅનેડી કુટુમ્બ આયરલૅન્ડથી હિજરત કરી ગયેલું હોવું જોઈએ. મરઘાં અને ડુક્કરથી વીંટળાયેલા એ વાતાવરણમાં મેં એક કલાક ગાળ્યો. જ્યારે હું એ વાતાવરણમાંથી બહાર નીકળ્યો ત્યારે વતનપરસ્તીના અનેક ભાવ મારા હૃદયમાં જાગ્યા હતા. હું મોટરમાં બેઠો અને તે હંકારવા લાગ્યો ત્યારે પેલાં અંગ્રેજ બહેને મારા તરફ વળી કહ્યું : 'ત્યાં તંબાકુના જેવી કેવી દુર્ગંધ મારતી હતી !' પરંતુ એમની એ ટીકાએ મારા હૃદયમાં જાગેલા ભાવો જરા પણ ઓછા ન

ધાં. એ બપોરે મારા પર જે ભૂરકી નાખી હતી એ એમને સમજાઈ રહી હોતી.'

થોડા વખત પછી બંને જણાં કિલ્લામાં પાછાં ફર્યાં. અહીં કૅનેડી અને તેમનાં વિધવા બહેન માર્શનેસ ઑફ હૅરિંગ્ટન જે ડ્યુક ઑફ ડેવનશાયરનાં પુત્રવધૂ થનાં હતાં તે એક વિશિષ્ટ મંડળીનાં યજમાન હતાં. એ મંડળીમાં ઍન્ટની ઈડન – જે પાછળથી ઇંગ્લૅંડના વડાપ્રધાન બનેલા—, શ્રીમતી રૅન્ડૉલ્ફ ચર્ચીલ, અર્લ ઑફ રોઝલીન અને રાજકીય તેમ જ સાહિત્યિક ક્ષેત્રની કેટલીક જાણીતી વ્યક્તિઓ હતી.

પોતાના મૂળ વતનથી લિઝમૉરના કિલ્લા સુધી જતાં કૅનેડીને માત્ર બે કલાક લાગ્યા હતા, પણ એમના કુટુમ્બના વડવાઓને એટલો પ્રવાસ એકનાં સો વર્ષ લાગ્યાં હતાં. પહેલાં તો એમના વડવાઓ ઍટલૅન્ટિક મહાસાગર ઓળંગી અમેરિકા આવ્યા. એ પછી એમને માટે કઠિન એવાં સીધાં ચઢાણ શરૂ થયાં. અમેરિકન સમાજની નિસરણીનાં પગથિયાં તસુ તસુ ભરતાં એ ઉપર ચડવા લાગ્યા અને છેવટે તેઓ સંગભગ તેના અંતિમ પગથિયા સુધી પહોંચી ગયા, જ્યાંથી તેમના મૂળ વતન પર એક સમયે રાજ કરનારા ડ્યુકો અને અર્લોને તે પોતાની સમાન કક્ષાના ગણવા લાગ્યા.

આજથી એક સદી પૂર્વે ન્યુ રોસ તોફાની પ્રવૃત્તિઓનું એક કેન્દ્ર હતું. ૧૯મી સદીના પાંચમા દાયકામાં આયરલૅન્ડની સ્થિતિ એવી હતી કે ત્યાંના લોકો મુખ્યત્વે બટાટાના પાક ઉપર જ આધાર રાખતા થઈ ગયા હતા. આ પાક પણ એટલા ઓછા પ્રમાણમાં ઊતરતો કે ખેડૂતોનાં કુટુમ્બો તેના પર એક વર્ષ સુધી માંડમાંડ નભતાં. એ પરિસ્થિતિમાં બટાટાના પાકમાં ઉત્પાત પડતી કે કોઠારમાં ભરેલા બટાટા પર પણ તેની અસર થતી તો પરિસ્થિતિ વણસતી. ૧૮૪૫માં આયરલૅન્ડમાં બટાટાનો અડધોઅડધ પાક નિષ્ફળ ગયો. એક ખેડૂતે ટકોર કરી, 'આવતે વર્ષે પણ જો આ રીતે પાક નિષ્ફળ જશે તો અમારું તો મોત જ સમજો,' અને બીજે વર્ષે પણ પાક નિષ્ફળ ગયો. ઉત્પાત બહુ ભયંકર ઝડપથી એ પાક સાફ કરવા લાગી. કોર્કના

અભિપ્રાય મુજબ તો એક રાતમાં જ એ પાક સાફ થઈ ગયેલો. કૉર્કથી ડબ્લીન જતાં એક પાદરીને બટાટાનો મબલખ પાક જોઈ ઘણો આનંદ થયો. એક અઠવાડિયા પછી એ પાછા ફર્યા ત્યારે તેણે સડેલા પાકથી ગંધાતાં વેરાન ખેતરો જોયાં.

કોઈ એક ભયંકર વાદળની માફક આખા વિસ્તાર પર આફતના ઓળા ઊતર્યા. કેટલાંક કુટુંબો ઘરબાર છોડી ભૂખથી સડતાં ખેતરોમાં ભટકતાં અને વૃદ્ધ તેમ જ બાળકોને ખાડામાં મરતાં મૂકીને ચાલી નીકળ્યાં બીજાં પોતાનાં ઝૂંપડાંમાં મૃત્યુની રાહ જોતાં શાંતિથી બેસી રહ્યાં થોડાં ઘણાં જે ભૂખમરામાંથી બચ્યાં એ વિષમજ્વરનાં ભોગ બન્યાં બાકી રહેલાં માટે એક જ આશા હતી — પરમેશ્વરનો શાપ જે પ્રદેશ પર ઊતર્યો હતો તે ત્યજી દઈ બીજા કોઈ દેશમાં, અમેરિકામ હિજરત કરી જવી, જ્યાં દૂધ-ઘીની નદીઓ વહેતી હોય ! ઝૂંપડીમ ગુપ્ત સ્થળે જ્યાં પૈસા સંતાડયા હતા ત્યાં પુરુષો બાકી રહેલી મૂડી માટે હાથ ફંફોળવા લાગ્યા. સ્ત્રીઓએ ઘરવખરી ગીરે મૂકી. બાકી રહેલો સામાન ગાડાંમાં ભરી કેટલાંય કુટુંબો બીજી સ્ટીમરની રાહ જોવા બંદરે પહોંચી ગયાં. ખુદ પાદરીઓ પણ તેમને અહીંથી જતાં રહેવાનું કહેતા. કેટલાક ખેડૂતોને તો હિજરત કર્યા સિવાય બીજો કોઈ વિકલ્પ જ નહોતો. કડક એવા ગરીબોના કાયદાનું ઓઠું લઈ જમીનદારના માણસો આ ખેડૂતોને ફરજિયાત ખેતર ખાલી કરાવવા લાગ્યા અને તેમનાં ઝૂંપડાં કોશથી તોડી પાડવા લાગ્યા જેથી ભવિષ્યમાં ક્યારેય તે પાછા તેમાં ઘૂસી ન જાય.

દુકાળિયાઓની હિજરત જ્યારે મોટા પાયા પર થવા લાગી ત્યારે યુવાન પેટ્રિક કૅનેડીએ ન્યુ રોસમાં આવેલું પોતાનુ મકાન છોડયું અને ભૂખ્યાં અને નિઃસહાય એવાં એ હિજરતીઓનાં ટોળાંમાં દાખલ થયા. કનાર્ડ લાઈનની એક સ્ટીમરમાં એ કૉર્ક કે લિવરપુલથી બેઠા અને ત્રીજા વર્ગના મુસાફરોના ટોળામાં એટલેન્ટિક મહાસાગર પાર કર્યો. પોતાના પ્રવાસખર્ચના ૨૦ ડૉલર મેળવવા જેટલું તેમનું નસીબ હતું. સ્ટીમરો ભરીને અમેરિકામાં ઠલવાતા આ હિજરતીઓમાં તેમના

લાંબા પ્રવાસ દરમિયાન જે રોગચાળા ફાટી નીકળતા તેમાંથી પણ સદ્ભાગ્યે પેટ્રિક કેનેડી બચી જવા પામ્યા.

વર્ષો પહેલાં કનાર્ડ લાઇનની સ્ટીમરો બોસ્ટન બંદરની એક સાંકડી પટ્ટી સમાન ઈસ્ટ બોસ્ટનથી થોડે દૂર આવેલા નોડલ ટાપુ પર નાંગરતી. પૅટ કૅનેડી ૧૮૫૦ આ ટાપુ પર જ આવ્યા. પ્રવૃત્તિઓથી ધમધમી ઊઠેલો અને શોરબકોરથી ભરપૂર એવો એ ટાપુ હતો. કનાર્ડ કંપની અહીં ધક્કા અને ગોદામો બાંધતી. અહીં આયરલૅન્ડથી આવેલા મજૂરો અને ગોદી કામદારો કામ મેળવવા પડાપડી કરતા. એક નાની આગબોટ દરપાંચ મિનિટે અખાતમાં જતી અને રોજના દશેક હજાર ઉતારુઓને બે સેન્ટના ભાડામાં અહીં લઈ આવતી. પૅટને પણ થોડા સમયમાં પીપ બનાવવાનું કામ મળ્યું.

પીપ બનાવવાના વ્યવસાયમાં આયરલૅન્ડથી આવેલા લોકોનું વર્ચસ્વ હતું, કારણ કે મોટા ભાગનાં દારૂનાં પીપ એમનાં પીઠાંમાં જ ઠલવાતાં અને ખાલી થતાં આ વ્યવસાયમાં પૅટે ઠીક ઠીક ધન સંપાદન કર્યું. એ પછી તેમણે એક આઈરીશ યુવતી સાથે લગ્ન કર્યા અને સમય જતાં ચાર બાળકોના પિતા બન્યા. આમાંના છેલ્લા બાળકનો જન્મ ૧૮૬૨ના જાન્યુઆરી માસમાં થયો હતો. એ બાળકનું નામ રાખવામાં આવ્યું પેટ્રિક જે. કૅનેડી. જ્હોન કૅનેડીના એ દાદા થાય. એમના જન્મ પછી પિતાનું અવસાન થયું. બોસ્ટનમાં હજુ પણ કેટલાક ચેપી રોગોનો ઉપદ્રવ ચાલુ જ હતો. એમાંના એક રોગના ભોગ બનતાં તેમનું મૃત્યુ થયું હોવાનું માનવામાં આવે છે.

એક ભાંગ્યાતૂટયા આઈરીશ ઝૂંપડાનાંથી માણસ દુનિયામાં પોતાની પ્રતિષ્ઠા કેવી રીતે જમાવી શકે એ એક કોયડો હતો. એક માર્ગ હતો પોતાના દેશબાંધવોને વસ્તુઓ વેચી તે રીતે થોડી મૂડી ભેગી કરી દુકાન કે પીઠું શરૂ કરવાનો. અને બીજો માર્ગ હતો તેમના મત મેળવી તેમનામાં પોતાની લાગવગ વધારી એ લાગવગને રાજકારણમાં વટાવવાનો. જુવાન પેટ્રિક જે. કૅનેડીએ આ બંને માર્ગો અપનાવ્યા. એક કલાલ તરીકે એ ઘણા લોકપ્રિય હતા. પોતાના કદાવર શરીર

અને ભરાવદાર મૂછોને કારણે આ પાડમાં એ બરાબર દીપી ઊઠતા. પીઠામાં ટેબલ પાછળ ઊભા રહી એ ઘણાની દાદફરિયાદો અને છેલ્લામાં છેલ્લી કૂથલી શાન્તિથી સાંભળતા. ગામમાં પેટને સહુ કોઈ ઓળખતું અને તે પણ બધાને ઓળખતા. પોતાના દેશબાંધવો પ્રત્યે એ બહુ વફાદાર અને ઉદાર હતા. જેમને નસીબે યારી ન આપી હોય એવા આર્યરીશ લોકોને તે મદદ કરતા. ધીરે ધીરે આ સમાજમાં તેમનું માન વધતું ગયું.

પેટ જેવા એક આયરીશ કલાસ રાજકારણમાં પ્રવેશે એ તદ્દન સ્વાભાવિક હતું. ઈસ્ટ બૉસ્ટનનું રાજકારણ કુટુમ્બ, પાડોશી અને ધર્મના સંબંધોની જાળમાં ગૂંથાયેલું હતું. આ બધા પક્ષને અને પક્ષના નેતાને બહુ વફાદાર હતા. પેટનું પીઠું લોકોને મળવા માટેનું, ચર્ચાવિચારણા ચલાવવાનું અને ઝુંબેશો ઉપાડવાના એક કેન્દ્ર સમાન થઈ પડ્યું.

ધીરે ધીરે ૧૮૮૦ની આસપાસમાં પેટ કૅનેડીએ પોતાના લત્તાના રહીશોમાં સારી એવી લાગવગ જમાવી. ૧૮૮૦ થી ૧૮૯૦ની વચ્ચેનો ગાળો રાજકારણમાં પ્રવેશવા માટે પેટને વાસ્તે એક આદર્શ સમય હતો, કારણ કે એ અરસામાં આયરીશ હિજરતીઓએ શહેરનો વહીવટ સંપૂર્ણ રીતે પોતાના હાથમાં લીધો હતો. બીજાં ઘણાં હિજરતીઓનાં જૂથ શહેરના રાજકારણમાં સમરસ થઈ શક્યાં નહોતાં, પણ આયરીશ હિજરતીઓ તો શહેરી રાજકારણમાં સંપૂર્ણ રીતે ભળી ગયા. આ હિજરતીઓ પૈકીના ઘણાખરા અંગ્રેજી બોલી શકતા. પોતાના મૂળ વતનમાં તેમણે રાજકારણની આંટીઘૂંટીનો સારો એવો અભ્યાસ કર્યો હતો. લોકશાહી તંત્રવાળા અમેરિકાના રાજકારણમાં એક માર્ગ તેમને માટે મોકળો હતો જે અમેરિકામાં વસેલા અંગ્રેજો કોઈ રીતે અવરોધી શકે તેમ નહોતા. આ સિવાય પણ આયરીશોને શહેરી રાજકારણ પર અત્યંત અનુરાગ હતો. ખાસ કરીને ડર્બી હેટ પહેરતા તેમના રાજકીય નેતાઓ તેમનાં ખોટાં વખાણ, એક બીજાને છેતરવાની તેમની રીતરસમો, તેમનાં ગીતો, નાની નાની તકરારો, હાસ્યની છોળો,

એકબીજા પ્રત્યે ઘડીકમાં તિરસ્કારની ભાવના અને ઘડીકમાં મિત્રતાની ભાવના — આ બધાં કારણથી શહેરી રાજકારણ તેમને પ્રિય હતું. કોઈ ને ત્યાં મૃત્યુ પ્રસંગે ભેગા થવાનું બને ત્યારે અથવા કોઈ ને ત્યાં લગ્નપ્રસંગે ભેગા થવાનું બને ત્યારે, દેવળમાં પ્રાર્થના પછી કે મકાનના પાછલા વાડામાં - આઈરીશો સદાય રાજકારણની આંટીઘૂંટીવાળી રમત રમતા.

રાજકારણના આ તખ્તા પર પેટને બીજા પણ એક યુવાન રાજકીય નેતાનો પરિચય થયો. તેમનું નામ હતું જહોન એફ. ફિટ્ઝ્‌ગેરોલ્ડ. ભવિષ્યમાં તેમની દીકરીનાં લગ્ન પેટના દીકરા સાથે થવાનાં હતાં. ફિટ્ઝ્‌ગેરોલ્ડનો જન્મ ઓલ્ડ નૉર્થ ચર્ચથી બહુ દૂર નહિ એવા સ્થળે ૧૮૬૩માં થયો હતો. હેનોવર સ્ટ્રીટમાં આઠ કુટુમ્બો રહી શકે એવા એક મકાનમાં તેમનું બાળપણ પસાર થયું હતું. નવ સંતાનોવાળા કુટુમ્બમાં તેઓ ત્રીજા પુત્ર હતા અને પેટ કેનેડીની માફક તેમનું શરૂઆતનું જીવન પણ અત્યંત કષ્ટમય રીતે પસાર થયું હતું. સોળ વર્ષની ઉંમર સુધીમાં તેમણે માતાપિતાનું શિરછત્ર ગુમાવેલું અને પોતાનાથી નાનાં ભાંડુઓને ઊછેરવાની જવાબદારી તેમના જ શિરે આવી પડેલી લેવરેટ સોલ્ટનસ્ટોલ–જે આજના સેનેટર સોલ્ટનસ્ટોલના દાદા થાય–જેવા પોતાને ઉચ્ચ કુળના નબીરા ગણાવતા માણસના કસ્ટમહાઉસમાં તેમણે કારકુનની કરી તે પછી જાહેર જીવનમાં એક પછી એક ઊંચા હોદ્દાઓ મેળવવાની શરૂઆત કરી બોસ્ટનની કાઉન્સિલના એક સભ્ય તરીકે કારકિર્દીની શરૂઆત કરી. એ શહેરના એ એલ્ડરમૅન બન્યા. તે પછી ધારાસભાના સભ્ય, એ પછી અમેરિકાની કૉંગ્રેસના સભ્ય અને અંતે એ બોસ્ટનના મેયર બન્યા.

બોસ્ટનના ડેમોક્રેટીક પક્ષનાં સદાય પલટાતાં જતાં તડાંમાં કેનેડી ફિટ્ઝ્‌ગેરોલ્ડ ક્યારેક એક બીજાના ટેકેદાર બનતા, ક્યારેક પ્રતિસ્પર્ધી બનતા, પણ બને વચ્ચે મિત્રતાની સારી એવી ગાંઠ બંધાઈ. આમ જોવા જઈ એ તો બનેમાં પરસ્પર વિરોધી ગુણો હતા. પેટ બહુ શાન્ત, સાવધાનીપૂર્વક કામ લેનારા, ક્યારેક અતિશય કડક અને લોકોની

નજરે એકદમ ન ચડે તેવા હતા. ફિટ્ઝજીરોલ્ડ મોજીલા સ્વભાવના, ધમાલિયા વૃત્તિના, વાતોડિયા અને રાજકારણમાં હમેશાં સાહસી પગલું ભરનારા હતા.

બોસ્ટનમાં ફિટ્ઝજીરોલ્ડ જ્યાં જતા ત્યાં પોતાના મોજીલા સ્વભાવ અને ઉત્સાહથી શહેરના રાજકીય જીવનને ધમધમતું કરી મૂકતા. તેમને ગાવાનો શોખ હતો. ઘેટાંનાં ટોળાંની વચ્ચે ઊભા રહેલા, ચમકદાર આંખોવાળા, આકાશ તરફ પોતાનો તેજસ્વી ચહેરો કરી ઊભા રહેલા, ગાલ ફુલાવેલા, રેતીના જેવા રંગવાળા વાળ કોઈ જૂના નટની અદાથી વચ્ચેથી પાંથી પાડી ઓળ્યા હોય એવા આ 'હની ફિટ્ઝ' તેમનું રાજકીય વિષયવાળું ગીત 'સ્વીટ એડેલાઈન' ગાતાં બોસ્ટનવાસીઓ ક્યારેય નહિ ભૂલી શકે. રિપબ્લીકન પક્ષના મુખપત્ર સમાન બોસ્ટનના 'હેરોલ્ડ' અખબારના જણાવ્યા મુજબ આ ગીત શાંતિથી ગાઈ શકે અને છતાં તેમાં પોતાના પ્રાણ પૂરી શકે એવા ફિટ્ઝજીરોલ્ડ બોસ્ટનમાં તો અજોડ હતા. માથે ટોપ હેટ અને બદન પર ભૂખરા રંગનો કોટ પહેરી લગ્નસમારંભોમાં હાજરી આપવાનું તેમને ગમતું. ટૂંકા કદના, સહેજ વાંકા અને ચપળ એવા ફિટ્ઝજીરોલ્ડ રાજકીય પ્રદર્શનવૃત્તિમાં તેમ જ તેની વિશિષ્ટ પદ્ધતિઓમાં નિષ્ણાત હતા. દાખલા તરીકે 'આઈરીશ સ્વીચ'માં એ એક્કા ગણાતા. 'આઈરીશ સ્વીચ' એટલે એક માણસનો હાથ દબાવતાં બીજા સાથે ઉત્સાહથી વાત કરવી. ફિટ્ઝજીરોલ્ડે તેમાં સુધારો કર્યો. આ બંને ક્રિયાઓ કરતી વેળાએ તેમણે ત્રીજા જ સામે પ્રેમપૂર્વક જોવા માંડયું.

આમ છતાં રાજકીય દૃષ્ટિએ તેમ જ સામાજિક દૃષ્ટિએ તેમને એક મર્યાદા નડતી. આ મર્યાદા આયરલેન્ડથી આવી અમેરિકામાં વસેલા બધા જ રાજકીય નેતાઓને નડતી અને આ મર્યાદા તેઓ વટાવી શકતા નહિ. પ્રસંગોપાત ફિટ્ઝે રાજ્યના ગવર્નર સહિત અન્ય મોટા હોદ્દાઓ માટે પ્રયાસ કરી જોયેલો, પણ જે કારણોથી એ બોસ્ટનમાં લોકપ્રિય થઈ શકેલા, એ જ કારણો બોસ્ટનનાં પરાંમાં કે દક્ષિણકિનારાનાં ગામોમાં કે નોહર્ટન કે પ્રિનફીલ્ડ જેવા રિપબ્લીક

પક્ષના કિલ્લા સમાન ગણાતાં શહેરોમાં કે બર્કશાયર જેવા ગ્રામ-વિસ્તારોમાં તેમને વિજય અપાવવા નાકામિયાબ નીવડયાં. અંગ્રેજોનો પ્રોટેસ્ટન્ટ સંપ્રદાય બોસ્ટનમાં કદાચ બહુ જોરમાં નહિ હોય, પણ રાજ્યમાંથી તેનું જોર ઓછું થયું નહોતું. ૧૯૧૬માં હેનરી કેબટ લૉજ જેવા એક શક્તિશાળી ઉમેદવાર સામે યુનાઈટેડ સ્ટેટ્સના સેનેટરના હોદ્દા માટે ઊભા રહેવું એ ફિટ્ઝને માટે એક મોટામાં મોટું રાજકીય સાહસ હતું. આનું પરિણામ પણ જે આવવું જોઈતું હતું તે જ આવ્યું. નવાઈની વાત તો એ હતી કે મોટા ભાગના આઈરીશ હિજરતીઓએ પણ લૉજને મત આપ્યા! લૉજ મૂળ એક અંગ્રેજ કુટુંબના નબીરા હતા, છતાં આયરલેન્ડના રાષ્ટ્રીય તહેવાર સમાન ગણાતા સેન્ટ પેટ્રિક્સ દિનના સરઘસમાં એ ભાગ લેતા. આઈરીશો તરફ કયારેક લાભના થોડા ટુકડા ફેંકતા અને પ્રસંગ આવ્યે બ્રિટિશ સિંહનું પૂંછડું આમળવામાં ચૂકતા નહિ. ફિટ્ઝને માટે બીજી મુશ્કેલી એ હતી કે વિલ્સનના વહીવટની એ હંમેશાં ટીકા કરતા. રાષ્ટ્રવ્યાપી રાજકારણ અને એક રાજ્યનું આંતરિક રાજકારણ ભાગ્યે જ એકબીજાને બહુ સહાયભૂત થઈ શકે. વળી, બીજો પણ એક ભય ફિટ્ઝની સામે હમેશાં ઊભો જ હતો અને તે એ કે કર્લી જેવા નેતા પર આધાર રાખતા રખડુ આઈરીશો અથવા તો આયરલેન્ડ માટે સ્વતંત્રતાની માગણી કરતાં ઝનૂની જૂથો તેમની વિરુદ્ધ જ કામ કરતાં હોય.

ઉચ્ચ હોદ્દા મેળવવા માટે આઈરીશમેનને સામાન્ય રીતે સુધારકો અને ઉદારમતવાદીઓના સહકારની જરૂર રહેતી. આ લોકો ડેમોક્રેટીક પક્ષના મોવડીઓ માફક રિપબ્લીક પક્ષના સભ્યો માટે પણ બહુ ઉપયોગી નહોતા. રાજ્યના રાજકારણનો દોરીસંચાર તેઓ કરતા, પણ સહકાર આપવા તેઓ બહુ ઈંતેજાર નહોતા. રાજ્યના રાજકીય ઇતિહાસનાં સીમાચિહ્નો પર આ વલણ સારો એવો પ્રકાશ ફેંકે છે. અડધી સદી પછી પૅટ કેનેડી અને ફિટ્ઝજીરાલ્ડના પૌત્રે મેકઆર્થીવાદ પ્રત્યે જે વલણ લીધું તે સમજવામાં આ હકીકત ઉપયોગી છે. રિપબ્લીકન પક્ષના ખડ્ડુસ ધુરંધરો તરફ નફરત બતાવ્યા સિવાય સંયુક્ત રાજકીય પગલું

ભરી શકાય એવું પણ સામાન્ય તત્ત્વ ડેમોક્રેટીક પક્ષના મોવડીઓ અને ઉદારમતવાદીઓ પાસે નહોતું. ડેમોક્રેટીક પક્ષના મોવડીઓને તાત્કાલિક આર્થિક અને સામાજિક જરૂરિયાતો — જેવી કે નોકરીઓ, પગાર, વસવાટો, કામદારોને રાહત — માં વધુ રસ હતો. આ જરૂરિયાતો તેઓ પોતાની જાતે અથવા સરકારી રાહે સંતોષી શકે એમ હતા. અમેરિકામાં વસવાટ કરી રહેલા અંગ્રેજ ઉદારમતવાદીઓમાં આવી કોઈ ભાવના નહોતી. કેટલાક દૂરદેશી આઈરીશોને તો એમ જ લાગતું કે આ સુધારકોને નજીકના ભવિષ્યની સમસ્યા કરતાં દૂર ભવિષ્યની સમસ્યા માટે વધુ ઉત્સાહ છે. દાયકાઓથી આ સુધારકો દૂરપરિણામી સમસ્યાઓ માટે ઝુંબેશ ચલાવતા હતા. ગુલામી, યુરોપમાં ઉદારમતવાદી ચળવળ દબાવી દેવા લેવાયેલાં કડક પગલાં, લઘુમતીઓના અધિકારો, દૂર રહેતા લોકોની સ્થિતિ વગેરે પ્રશ્નોમાં તેમને વધુ રસ હતો. ઘર-આંગણાના જે પ્રશ્નોમાં સુધારકોને રસ હતો તે પ્રશ્નો આઈરીશ વસાહતીઓના નેતાઓને વિચિત્ર અને ઘૃણાજનક લાગતા. આ પ્રશ્નો હતા સ્ત્રીઓને સમાન અધિકાર, જાહેર શાળાઓનું શિક્ષણ, હબસીઓના અધિકારો (હબસીઓ હમેશાં આયરીશ મજૂરો સાથે નોકરીઓમાં હરીફાઈ કરતા), ધાર્મિક સ્વતંત્રતા, જુગાર પર નિયંત્રણ, દારૂ પર નિયંત્રણ, મદ્યનિષેધ વગેરે રોમન કેથલિક સંપ્રદાય; આમાંના ઘણાખરા સુધારાની વિરુદ્ધ હતા. તેથી આઈરીશ લોકો આ પ્રોટેસ્ટન્ટ સુધારકોથી દૂરના દૂર ભાગતા રહ્યા. એટલું જ નહિ પણ આને કારણે તેઓ નાગરિક સ્વાતંત્ર્યના પશ્ચિમી યુરોપના ઉદાર વારસાથી, સહિષ્ણુતાની ભાવનાથી, બૌદ્ધિક સ્વાતંત્ર્ય, સામાજિક સમાનતા, તાત્ત્વિક વ્યવહારવાદ અને ઉપયોગિતાવાદથી વંચિત રહી ગયા.

સામાજિક દૃષ્ટિએ પણ અંગ્રેજ વસાહતીઓના વારસદારો એક જૂથ જમાવી બેસી ગયા હતા. આઈરીશ હિજરતીઓના વધતા જતા દબાણને કારણે તેઓ બોસ્ટનના રાજકીય અને આર્થિક જીવનમાંથી તો પાછા હટી ગયા હતા, પણ તેમની ક્લબો અને નૃત્યસમારંભોમાં હજુ તેમનું ઘણું જોર હતું. કેટલેક અંશે તેમની કૉલેજ — હારવર્ડ — માં

અને થોડીક બૅન્કો અને વેપારી પેઢીઓમાં હજુ તેમનું જ વર્ચસ્વ હતું. ફિટ્ઝ તરફ તેમનું વલણ સહેજ ઉદાર હતું. પણ એ ઉદારતામાં પણ 'અમે તમારાથી ચડિયાતા છીએ' એવું દેખાવવાનો પ્રયત્ન તો કરવામાં આવતો જ. ફિટ્ઝજીરૅાલ્ડે એક પ્રસંગે કહેલું, 'આ શહેરમાં એક એવા ઉપહારગૃહની જરૂર છે જ્યાં ઉચ્ચ ભ્રૂકુટિવાળા અને બાકી રહેલા અમે સાથે બેસી જમી શકીએ!' આ લોકોની નાકનાં ટેરવાં ઊંચાં ચડાવીને ફરવાની વૃત્તિને કારણે તે ક્યારેક પોતાની વિનોદ વૃત્તિ પણ ગુમાવી બેસતા.

એક દિવસ તેમણે એક બૅંકના અધ્યક્ષને કહ્યું : 'તમારી બૅંકમાં ઘણા આઈરીશો થાપણો મૂકે છે. તો તમારા વ્યવસ્થાપક મંડળમાં થોડા આઈરીશોને ડાયરેક્ટર તરીકે કેમ નથી લેતા?'

અધ્યક્ષે જવાબ આપ્યો, 'અમારે ત્યાં બેત્રણ કારકુનો આઈરીશ કૅથલિકો છે.'

ફિટ્ઝજીરૅાલ્ડે લાગલો જ જવાબ આપ્યો, 'હા. અને મને લાગે છે કે ઝાડું કાઢનારી થોડી સ્ત્રીઓ પણ આઈરીશ જ છે.' આમ કહી એ તરત જ ત્યાંથી વિદાય થયા.

આમ છતાં કુટુમ્બના પ્રફુલ્લિત વાતાવરણમાં એ આ બધાં મન-દુઃખો ભૂલી જતા. પેટ ફિટ્ઝને ત્યાં બાળકોની સંખ્યા સારા પ્રમાણમાં હતી અને ૧૯૧૪માં આ બને કુટુમ્બો લગ્નસંબંધથી જોડાયાં.

ઈસ્ટ બૉસ્ટનમાં રહેતા કેટલાક માણસોને જ્યારે સમાચાર મળ્યા કે પેટના સૌથી મોટા દીકરા જોસેફ પેટ્રિક કૅનેડી અને બૉસ્ટનના મેયરનાં પુત્રી તથા શહેરમાં રહેતા કૅથલિકોમાં એક સૌથી વધુ સ્વરૂપ-વાન યુવતી રોઝ ફિટ્ઝજીરૅાલ્ડનાં લગ્ન થવાનાં છે ત્યારે એ ઈર્ષ્યાથી બળી જવા લાગ્યા. ગમે તેમ તોય એક સ્થાનિક નેતા અને આખરે તો કલાલ જ હતા. તેમના દીકરા માટે મેયરનાં દીકરી વધારે પડતી સારી કન્યા ગણાય. પણ જેઓ કૅનેડીને સારી રીતે ઓળખતા હતા તેમને આ સમાચારથી આશ્ચર્ય ન થયું. જે વસ્તુ જોસેફ હાથ પર

પિતા તરફથી વારસામાં મળેલા સુંદર ચહેરા અને હસતા મોંવાળાં રોઝ ફિટ્ઝજેરાલ્ડ, સાચે જ, ઘણાં સુંદર દેખાતાં હતાં. માતા તરફથી તેમને વારસામાં એક પ્રકારનું સૌમ્ય અને ગૌરવ મળ્યાં હતાં. એમણે પણ પરગણાની શાળા અને જાહેર શાળાઓમાં અભ્યાસ કર્યો હતો અને યુરોપ જઈ સંગીતની તાલીમ લીધી હતી. વિદ્યાર્થિની તરીકે એ ઉત્તમ કોટિનાં અને લોકપ્રિય ગણાતાં.

લગ્ન બાદ જોસેફ કૅનેડીએ બ્રુકલીનમાં નીચલા મધ્યમ વર્ગના પાડોશવાળું અને સારા લત્તામાં આવેલું એક મકાન ૬૫૦૦ ડૉલરની કિંમતે ખરીદ્યું અને તે ત્યાં રહેવા ગયા બૅન્કના શૅરો વધુ પ્રમાણમાં લીધા હોવાને કારણે આ સમયે તેમને માથે મોટું દેવું હતું અને તેથી મકાનની કિંમત ચૂકવવા તેમને થોડાં નાણાં ઉછીનાં લેવાં પડ્યાં હતાં. પણ થોડા સમયમાં તેમની આટ જામી. તેમને ત્યાં એક પછી એક એમ કુલ નવ બાળકો જન્મ્યાં. લગ્ન થયું તે જ વર્ષે જોનો જન્મ થયો. તે પછી ૧૯૧૭માં બીજા એક પુત્ર જ્હૉન એફ. કૅનેડીનો જન્મ થયો. તે પછી ૧૯૨૦થી ૧૯૩૦ના ગાળા દરમિયાન પાંચ પુત્રીઓ અને એક પુત્ર–રોઝમરી, કૅથેલીન, યુનીસ, પૅટ્રિસીઆ, જીન અને રૉબર્ટ એફ. કૅનેડી—ના જન્મ થયા. સૌથી નાના પુત્ર એડવર્ડનો જન્મ ૧૯૩૨માં થયો હતો.

૧૯૧૭માં પહેલા વિશ્વયુદ્ધ વખતે કૅનેડીએ બૅન્કમાંથી રાજીનામું આપ્યું અને ક્વીન્સીમાં બેન્થેલ્હામના વિશાળ શીપયાર્ડના એ મદદનીશ જનરલ મૅનેજર બન્યા–યુદ્ધ પછી તેમણે પોતાના પહેલા દશ લાખ ડૉલર મેળવ્યા. બોસ્ટનનું નાણાંતંત્ર હજુ સુધી રૂઢિચુસ્ત અંગ્રેજોના હાથમાં હતું અને આક્રમક સ્વભાવના આઈરીશો તરફ તેમને બહુ સહાનુભૂતિ નહોતી. પણ કૅનેડી પોતાના જૂના રાજકીય સૂત્રને વળગી રહ્યા કે, 'જો તમે તેમની ખુશામત ન કરી શકો તો તેમની મિત્રતા મેળવો.' આ સૂત્ર અનુસાર તેમણે બોસ્ટનના શ્રીમન્તોની ટેવોનો સભાન રીતે અભ્યાસ કરવા માંડ્યો. ટ્રેનોમાં પણ તેમની સાથે બેસવા માંડ્યું. આમનો એક શ્રીમંત વેપારી જેનું નામ ગૅલેન સ્ટોન હતું તે એમનાથી એટલો

બધો અંજાયો કે તેણે ધીરધારનો ધંધો કરતી તેની શરાફી પેઢી હેડળ, સ્ટોન એન્ડ કંપનીના વડા તરીકે જોસેફ કૅનેડીની નિમણૂક કરી. અહીં રહ્યા રહ્યા કૅનેડીએ બજારનાં વલણોનો અભ્યાસ કર્યો અને ખાનગી રીતે થોડો વેપાર પણ કરવા માંડ્યો. આમાં થોડી ખોટ પણ સહન કરવી પડી. એ પછી બોસ્ટનના કેટલાક વેપારીઓની ભાગીદારીમાં ન્યૂઈંગ્લૅંડનાં જુદે જુદે સ્થળે આવેલાં ૩૧ જેટલાં છબીગૃહો તેમણે ખરીદ્યાં અને તેમનું સંચાલન પોતાને હસ્તક લીધું.

પરંતુ હજુય ઘણા અંગ્રેજ શરાફો કૅનેડીને પોતાનામાંના એક ગણવા તૈયાર નહોતા. આઈરીશો ઈસ્ટ બોસ્ટનમાં આવેલી નાની નાની બૅન્કોનો વહીવટ કરે અને હિજરતીઓનાં નાણાંની વ્યવસ્થા કરે ત્યાં સુધી તેમને કોઈ વાંધો નહોતો; પણ નાણાંતંત્રના મધ્યસ્થ કિલ્લા પર એ આક્રમણ કરે એ બરદાસ્ત કરવા એ તૈયાર નહોતા. તેમનાથી તંગ આવી જઈ કૅનેડીએ ન્યૂયૉર્ક અને હોલીવુડમાં પોતાનો વેપાર વિકસાવવા માંડ્યો. ૧૯૨૯–૩૦ની અધવચમાં તેમણે વિકસતા જતા અને ભારે ઊથલપાથલવાળા ચલચિત્રઉદ્યોગને પોતાના અંકુશમાં લીધો. તેની તેમણે પુનઃરચના કરી અને પછી મોટા નફા સાથે પોતાનો ભાગ વેચી દીધો. સ્વતંત્ર રીતે તેમણે બે નાનાં ચલચિત્રો પણ તૈયાર કર્યાં. આ ચલચિત્રોમાં ગ્લોરિયા સ્વૉનસને મુખ્ય ભૂમિકાઓ ભજવેલી. કૅનેડી કુટુમ્બની એ ગાઢ મિત્ર પણ થયેલી. આમાંના એક ચિત્રમાં કૉન્વેન્ટમાં ભણતી એક છોકરીને ઉપાડી જવાની વાત હતી. આ ચિત્ર એટલું દૂષણ્દ હતું કે કૅનેડીએ એ ચિત્ર જાહેરમાં બતાવવાની ના પાડી.

કૅનેડી ગંદા રાજકારણથી ભરપૂર એવા વાતાવરણમાં ઊછર્યા હતા. એ આજે કહે છે કે મારી એક સ્મૃતિ એવી છે કે બે માણસો મારા પિતા પાસે આવ્યા અને બહુ જ સ્વાભાવિક રીતે કહેવા લાગ્યા, 'પૅટ, આજે અમે ૧૨૮ વાર મત આપી આવ્યા.' અંદર અંદરના ઝઘડાઓ અને પીઠ પાછળ ઘા કરવાની વૃત્તિથી ભરેલા એવા બોસ્ટનના રાજકારણથી તેમને કંટાળો આવ્યો. લાખો ડૉલર કમાયા પછી તેમણે પૅટ કૅનેડી અને હની ફિટ્ઝજેરોલ્ડની માફક રાજકારણમાં ઝંપલાવ્યું,

પણ તે રાષ્ટ્રવ્યાપી ધોરણે. ૧૯૩૨ ડેમોક્રેટીક પક્ષના અધિવેશન પહેલાં તેમણે રૂઝવેલ્ટને પોતાનો ટેકો આપ્યો અને પક્ષને ચૂંટણીના પ્રચાર માટે ૧૫,૦૦૦ ડોલર આપ્યા. બીજા ૫૦,૦૦૦ ડોલર તેમણે લોન તરીકે આપ્યા અને આડકતરી રીતે તો પક્ષને હજારો ડોલરનું દાન કર્યું. ૧૯૩૪માં પ્રમુખ રૂઝવેલ્ટે નવા શરૂ કરેલા ચાપણુ અને હૂંડિયામણ પંચના અધ્યક્ષ તરીકે કૅનેડીને નીમ્યા. આથી કેટલાક લોકોમાં નિરાશા વ્યાપી. પાછળથી તેમને મેરીટાઈમ કમિશનના પણ વડા બનાવવામાં આવ્યા. બે વર્ષ પછી ૧૯૩૬માં કૅનેડીએ એક પુસ્તક લખ્યું : 'હું રૂઝવેલ્ટનો ટેકેદાર છું.' ( I am for Roosevelt ). આ પુસ્તકમાં પ્રમુખપદ માટે ઊભા કરવામાં આવેલા ડેમોક્રેટીક પક્ષના ઉમેદવારને પોતે સબળ ટેકો આપ્યો અને પક્ષને પ્રચાર માટે વળી પાછું મોટી રકમનું દાન કર્યું.

આ પુસ્તકમાં તેમણે રૂઝવેલ્ટના નવા વ્યવહાર ( New Deal ) ની મુખ્ય નીતિનું બહુ સબળ રીતે સમર્થન કર્યું. રૂઝવેલ્ટની કેટલીક નીતિઓ ખાસ કરીને ૧૯૩૬નો તેમણે કરવેરા ખરડો—તરફ તેમણે સ્પષ્ટ રીતે પોતાની નાપસંદગી પણ બતાવી પુસ્તક લખતી વખતે તેમણે એવી અપેક્ષા રાખેલી કે તે પ્રશ્નોનો શાંતિથી વિચાર કરવામાં સહાયભૂત નીવડશે પરંતુ કેટલાક પ્રચલિત અને શ્રીમંત વર્તુળોના રૂઝવેલ્ટ પ્રત્યેના વલણ વિશે ચર્ચા કરતાં એ પોતે જ પોતાની સલાહ વીસરી ગયા અને એ વર્તુળોને તેમણે 'બુદ્ધિ વગરનાં, ઝનૂની, આંધળાં અને પાયા વગરના પૂર્વગ્રહોથી પીડાતાં' જેવાં વિશેષણોથી નવાજ્યાં. તેમણે અધિકારો ભોગવતા અમુક વર્ગને, કૃતઘ્ની શ્રીમંતોને અને આધુનિક નવાબોને જે શબ્દોમાં ગાળો ભાંડી તે શબ્દો કદાચ રૂઝવેલ્ટ પોતે પણ ન વાપરત. કેટલાક લોકો આથી રોષે ભરાયા અને કહેવા લાગ્યા કે કૅનેડી પોતે જ સટોડિયા વૃત્તિના કોઈ શ્રીમન્તોને તેમણે આવી ગાળો ન ભાંડવી જોઈએ. પરંતુ જે માણસનો વેપારી દુનિયામાં ક્યારેય સંપૂર્ણ રીતે સ્વીકાર ન થયો હોય એ માણસનું વલણ આવું હોય એ સ્વાભાવિક છે. એક પ્રસંગે તેમણે એક ફ્રેન્ચમૅનનું વાક્ય કહી રૂઝવેલ્ટને

ખુશ કરી દીધા હતા કે શ્રીમન્તો હમેશાં સદ્ગુણી હોય છે એવી અમેરિકાની એક લોકપ્રિય માન્યતાને રૂઝવેલ્ટે તોડી પાડી છે.

રૂઝવેલ્ટને કેનેડીનું પુસ્તક 'અતિ સુંદર' લાગ્યું. ચૂંટણીના પ્રચાર માટે તો તે ઉપયોગી હતું જ, પણ તે સાથે સાથે દેશને શાંત રીતે વિચાર કરતો કરી મૂકવામાં આ પુસ્તકની ઉપયોગિતા ઓછી નથી એમ એમને લાગ્યું. જેમણે આ પુસ્તક ધ્યાનપૂર્વક વાંચ્યું હશે તેમને લાગ્યું હશે કે આ પુસ્તકે નવા વ્યવહારને સબળ રીતે ટેકો આપ્યો હતો, પણ તેનું આખું વલણ ઘણું સંકુચિત હતું. નવા વ્યવહારમાં લોકકલ્યાણ અને સમાજિક સલામતી ઉપર જે ભાર મૂકવામાં આવેલો તે તેમાં રહેલા વ્યાવહારિક ઉદારમતવાદના તત્ત્વને કારણે કેનેડીને ગમતો. એ કહેતા કે, 'આપણા નાગરિકોમાંથી જેઓ અલ્પસાધન છે તેમની સંભાળ સરકાર લે એના જેવી રાજ્યની બીજી એકેય ઉદાત્ત ફરજ હોઈ શકે નહિ.' પોતાના આ માન્યતાના સમર્થનમાં એ કામદારવર્ગની સ્થિતિ માટે પોપ લિયો ૧૩માએ જે જાણીતું જાહેરનામું પ્રસિદ્ધ કરેલું તેને ટાંકતા ઉદારમતવાદનાં બિન-આર્થિક તત્ત્વો—દા. ત. નવા વ્યવહારમાં વૈયક્તિક સ્વાતંત્ર્યની જે વાતો હતી—ને એ 'નિરર્થક પ્રલાપ' ગણી તિરસ્કારપૂર્વક હસી કાઢતા. એ કહેતા : 'ભૂખ્યા માણસને મતાધિકાર આપો તેથી શું વળ્યું ?'

૧૯૩૬ના ઉનાળા દરમ્યાન રૂઝવેલ્ટ માટે વેપારીઓનાં મંડળો સ્થાપવા માટે અને નવા વ્યવહારને ટેકો આપે એવા વેપારીઓ અને ઉદ્યોગપતિઓની ખોજમાં એ ઘણી વાર પોતાના ઘરથી દૂર રહેતા, પરંતુ ૧૯૩૦-૪૦ના દાયકાનાં છેલ્લાં વર્ષો દરમિયાન નવા વ્યવહારના મુખ્ય આદેશથી એ ઝંખવાણા પડી ગયા. એ જાહેરમાં ઓછું બોલતા, પણ પ્રમુખની ક્રાંતિકારી નાણાંકીય નીતિ જેનો તેમણે પહેલાં વિરોધ કર્યો હતો તે આ સમય દરમ્યાન તેમને બહુ પરેશાન કરતી રહી.

આળીરી વટાવી ચૂકેલા જોસેફ કૅનેડી હવે એક રાષ્ટ્રમાન્ય વ્યક્તિ બન્યા હતા. તેમનો દેહ વિશાળ હતો. તેમના વાળ રેતીના રંગના જેવા સહેજ પીળાશ પડતા હતા. તેમનું કપાળ આછા થતા જતા વાળને કારણે ભવ્ય લાગતું અને હમેશાં જાડી ફ્રેમનાં ચશ્માં પહેરતા હોવાને કારણે દેખાવમાં એ ગંભીર લાગતા. આમ છતાં જાહેર જનતાને મન તો તે હમેશાં એક કોયડા સમાન જ હતા. એ કોણ છે એ કળવું ખરેખર મુશ્કેલ હતું. રૂઝવેલ્ટની નીતિના એ પુરસ્કર્તા હતા, છતાં ઉદારમતવાદીઓના મનમાં તેમના વિશે એક પ્રકારની ઘૃણા હતી. તે એટલે સુધી કે થાપણ અને હૂંડિયામણપંચના અધ્યક્ષ તરીકે તેમની નિમણૂક થઈ ત્યારે આ લોકોએ એ નિમણૂકને ભયંકર, ઘૃણાસ્પદ અને અક્ષરશઃ ન માની શકાય એવી ગણાવી હતી. રાજકીય દૃષ્ટિએ એ સામાન્ય રીતે રૂઢિચુસ્ત હતા, પણ ૧૯૨૪માં તેમણે પ્રગતિશીલ પક્ષની ટિકિટ માટે લા ફોલે-વ્હીલરને ટેકો આપ્યો હતો. શિષ્ટતા અંગે સરકારે કાયદો ઘડયો તે પહેલાંના દિવસોમાં તેમણે ચલચિત્રોમાંથી પૈસા બનાવ્યા હતા, પણ આમ એ શ્રદ્ધાળુ કૅથલિક હતા. કાર્ડીનલ પેચેલી જે પાછળથી પોપ પાયસ ૧૨મા બન્યા હતા તે કૅનેડીના મિત્ર હતા. તેમનુ મિત્રમંડળ પણ એક શંભુમેળા જેવું હતું. એક બાજુ વિલીઅમ રેન્ડોલ્ફ હર્સ્ટ અને ફાધર કફલીન જેવા તેમના મિત્ર હતા તો બીજી બાજુ થાપણ અને હૂંડિયામણપંચના અધ્યક્ષ તરીકે જેમ્સ લેન્ડીસ, બેન કોહેન, અને ટોમ કોરકોરાન જેવા નવા વ્યવહારવાદીઓનો વિશ્વાસ પણ તેમણે સંપાદન કર્યો હતો. આ માણસ વિશે કંઈ પણ આગાહી કરાવી અશક્ય હતું. એક પળે એ તમને તમારી પ્રશંસાથી પાણી પાણી કરી નાખે અને બીજી જ પળે એ વજ્ર સમાન કઠોર પણ બની જાય-કયારેક એમનામાં અનન્ત ધૈર્ય હોય એમ લાગે, પણ ઘડીકમાં એમનો સાચો આઈરીશ સ્વભાવ ક્રોધથી ભભૂકી ઊઠે. એમને કયાંય સ્થાયી નિવાસ સ્થાન નહોતું. બોસ્ટન, ન્યુયોર્ક, હોલીવુડ, વૉશિંગ્ટન, પામ બીચ દરેક સ્થળે એ ફરતા રહેતા અથવા કહો કે આ દરેક સ્થળે એમનું નિવાસસ્થાન હતુ.

ઘણી વાર માણસના બાહ્ય દેખાવ પરથી તેનું આંતરિક ચારિત્ર્ય કળી શકાય છે. પરંતુ કૅનેડી સંબંધી આ વિધાન સાચું નહોતું. તેઓ સ્વભાવે એકલા ફરતા વરુ જેવા હતા અને બહુ જ થોડા માણસો તેમને ઓળખી શકતા કોઈ પણ નોકરીમાં કે વ્યવસાયમાં લાંબા સમય સુધી ટકી રહેવું એ એમના સ્વભાવની વિરુદ્ધ હતું. એમાં દાખલ થતાં જ એમાંથી બહાર કેમ નીકળવું એની યોજના એ હમેશાં ઘડ્યા કરતા. અમેરિકાના વેપારીસમાજે કે ઉદારમતવાદીઓએ તેમને ક્યારેય સંપૂર્ણ રીતે સ્વીકાર્યા નહોતા. પ્રતિષ્ઠિત શ્રીમંતો તેમને રાજકારણમાં એક તકવાદી ગણાવતા અને ઉદારમતવાદીઓ તેમને વૉલસ્ટ્રીટના સરોડિયા તરીકે ઓળખાવતા. આ ઉપરાંત અમેરિકામાં આવી વસેલા અંગ્રેજોનો પ્રશ્ન તો હતો જ. જોસેફ કૅનેડીએ બોસ્ટન છોડ્યું એનું મુખ્ય કારણ એ હતું કે ત્યાં રહેતા અંગ્રેજોનું તેમના તરફનું વલણ તદ્દન ઉષ્મા વગરનું હતું. તેઓ એમનાથી દૂર ભાગતા, તેમને થતું કે ન્યુયૉર્ક કે હૉલીવુડ જેવાં મોટાં શહેરોમાં લોકો વધારે સહિષ્ણુ હશે, પરંતુ એ જ્યાં જતા ત્યાં મુખ્યત્વે તો એ આઈરીશ તરીકે જ ઓળખાતા.

આથી છેડાઈ જઈને એક દિવસ તેમણે કહ્યું હતું, 'હું અહીં જન્મ્યો છું, મારાં બાળકો પણ અહીં જન્મ્યાં છે. છતાં હજુ મારે એક અમેરિકન બનવા માટે શું કરવું જોઈએ તે કહેશો ?'

શ્રમભર્યા આ દિવસોમાં કૅનેડીને જો કોઈ મોટામાં મોટું આશ્વાસન હોય તો તે તેનું કુટુમ્બ હતું. પૈસા મેળવવા માટેની તેમની તમન્ના માટે એ એમ કહેતા, કે 'મારાં નવ બાળકોને માટે ભવિષ્યનો સારો પ્રબંધ હું કરી રહ્યો છું, જેથી એ મને પાછળથી ગાળો ન ભાંડે.' તેમના તરફ સહુ કોઈ વહેમની નજરે જોતું અને ટીકા પણ કરતું; આમ છતાં જીવનમાં એ સિદ્ધિઓ મેળવી શક્યા. એ વિશે સમજૂતી આપતાં તેમના મુલાકાતીઓને એ કહેતા, 'મને આ સંબંધી એક વાત યાદ આવે છે. એક વાર એક મતદાર ગુસ્સે થયો અને સેનેટના સભ્યને ધમકી આપી કે, 'હું તમને સેનેટમાથી હાંકી કાઢીશ.' સેનેટરે

કહ્યું, 'તું મને સેનેટમાંથી હાંકી કાઢીશ, પણ ઘરમાંથી તો નહિ જ ને? ત્યાં સુધી મને ડર નથી.' મારી વૃત્તિ પણ આવી જ હતી.'

કામકાજ અંગે જોસેફ કૅનેડીને ઘણી વાર પોતાના ઘેરથી દૂર રહેવું પડતું. એક વખત લગભગ પોણાબે મહિના સુધી એ વૉલ્ડૉર્ફ ઍસ્ટોરિયા હૉટેલના ઓરડામાં રોકાયા અને પોતાના ચોરો સાથે કંઈક ખેલ ખેલ્યા. એક દિવસ સવારે એ થાકેલા ઊઠ્યા ત્યારે તેમને યાદ આવ્યું કે તેમની નવજાત પુત્રી પૅટ્રીસિયા એક મહિનાની થઈ પણ હજી સુધી તેમણે તેનું મોં જોયું નહોતું. આમ છતાં જ્યારે જ્યારે શક્ય બનતું ત્યારે જોસેફ કૅનેડી રવિવાર તો ઘેર ગાળવાનો જ પ્રયાસ કરતા. બાળકો નાનાં હતાં ત્યારે બરફથી છવાયેલી બ્રુકલીનની શેરીઓમાં સાબુનાં ખોખાંનાં ઘર બનાવેલાં પાટિયાં પર બાળકો જે રમત રમતાં તેમાં એ પણ જોડાતા. આ રીતે રમતાં એક પ્રસંગે તો એ પોતાના સહુથી મોટા દીકરાને ગુમાવી બેસવાની તૈયારીમાં હતા. બાળકો સાથે રમતાં રમતાં જોસેફ કૅનેડી કંઈક વિચારવાયુના તરંગમાં પડી ગયા અને તેમનો પુત્ર જો પાટિયા પરથી બરફમાં સરી પડ્યો. ખૂબ શોધાશોધ પછી એ બરફમાંથી રમતો મળી આવ્યો હતો. બાળકો જેમ જેમ મોટાં થતાં ગયાં તેમ તેમ જોસેફ કૅનેડીએ તેમની રમતો અને સ્પર્ધાઓ – જેવી કે ટેનીસ, તરવું, સૉફ્ટ બૉલ, નૌકાયાન, ગૉલ્ફ — માં ઉત્સાહથી ભાગ લેવા માંડ્યો. સામાન્ય રીતે આ રમતોમાં વિજય તો તેમનો જ થતો.

ઘેર હોય ત્યારેય નાણાંકીય અને રાજકારણના પ્રશ્નોથી છટકવું તેમને માટે અશક્ય હતું. આ રીતે છટકવાનો તેમણે પ્રયાસ પણ નહિ કર્યો હોય. ઘેર હોય ત્યારેય ટેલીગ્રામ અને દૂર અંતરના ટેલીફોનો તેમને પજવતા. તેમનું આખું ઘર મંત્રીઓ, રાજકીય નેતાઓ, અને નાણાંની ધીરધાર કરનાર શરાફોથી ભરેલું ભરેલું રહેતું. હૅવી સ્પૉર્ટ ખાતે આવેલા તેમના મકાનમાં એક મોટા પલંગ ઉપર એ નિરાંતે આડા પડ્યા હોય અને શેરબજારના દલાલો તેમની સાથે વાતો કરતા હોય એ સ્થિતિમાં તેમને ઘણા મુલાકાતીઓએ જોયા હશે.

વાસ્તવિક રીતે જોસેફ કેનેડીને એવી જરાય ઇચ્છા નહોતી કે તેમનાં બાળકો બહારની દુનિયાથી અલિપ્ત રહી જાય. બાળકો શરૂઆતથી જ એ સમજી લે કે એ દુનિયા તીવ્ર હરીફાઈથી ભરેલી છે. કેનેડી કુટુમ્બ સાથે ગાઢ સંપર્ક ધરાવતા એક વૃત્તાંતનિવેદકે જણાવ્યું છે, કે 'કુટુમ્બના દરેક બાળકને બે વસ્તુઓ ખાસ શીખવવામાં આવતી : એક તો, આ સમસ્યાના ઉકેલ માટે હું શું કરીશ ? અને બીજું, મારા ઉકેલ વિશે પિતાજી શું કહેશે ?' એ જ્યારે ઘેર હોય ત્યારે ભોજન-ખંડમાં બાળકો અમેરિકાની સરકાર અને રાજકારણ વિશે ચર્ચા કરે એ માટે તેમને પ્રોત્સાહન આપતા, પણ નાણાંનો પ્રશ્ન એ એમની મર્યાદા બહારનો વિષય હતો. ઘણાં વર્ષો પછી કેનેડીએ કહેલું, 'મેં ક્યારેય નાણાંનો પ્રશ્ન મારી પત્ની સાથે કે અન્ય કુટુમ્બીજનો સાથે ચર્ચ્યો નથી અને કદી ચર્ચીશ પણ નહિ.'

બાળકો અંદર અંદર એકબીજાની સ્પર્ધા કરે એ જોસેફ કેનેડીને ગમતું. ઘરની તેમ જ બહારની રમતોમાં આ બાળકો માંહોમાંહે તીવ્ર હરીફાઈ કરતાં. ઘણી વાર બહેનો ટેનીસકોર્ટ પરથી રડતી રડતી પાછી ફરતી, કારણ કે રમતમાં ભાઈઓ તેમને સખત રીતે હરાવતા. ટચ ફૂટબોલની રમતમાં બહેનો ભાઈઓ કરતાં વધુ ઝનૂની નીવડતી. કુટુમ્બ સાથે લાંબા સમયથી પરિચિત એવા બીજા એક મિત્રે થોડાં વર્ષો પહેલાં કહ્યું હતું, 'આ ભાંડુઓ માહોમાંહ્ય ખૂબ જ સ્પર્ધા કરે છે, છતાં આ કુટુમ્બમાં જે સંપ છે તેવો સંપ મેં બીજે ક્યાંય જોયો નથી. એકબીજા સાથે તેઓ ઝઘડે છે ખરાં, પણ પ્રસંગ આવ્યે એક-બીજાની પડખે ઊભાં પણ રહે છે, અને એકમેકને પ્રોત્સાહન આપે છે. તેમનાં ભેજાંનું ઘર્ષણ થાય છે ત્યારે તેમાંથી તણખા ઝરે છે. દરેકને પોતાના આગવા મિત્રો છે, પણ પોતાના ભાંડુઓ સિવાય તે બીજા કોઈ ને એટલું બધું ચાહતાં નથી કે તેનાં વખાણ કરતાં નથી.'

બાળકો અંદર અંદર ગમે તેટલી હરીફાઈ કરે, પણ બહારની દુનિયાના ઝંઝાવાત સામે તેઓ સંગઠિત બની ટક્કર ઝીલે એ જોવાની તેમના પિતાની ખાસ ઇચ્છા હતી. આ બાબતમાં જોસેફ કેનેડી સભાનપણે

કે અજાણપણે પોતાના પિતા અને જૂના સમયના ડેમોક્રેટીક પક્ષના મોવડીઓનું અનુકરણ કરી રહ્યા હતા. એ ચૂંટણીઓના સમય દરમ્યાન તેઓ સ્થાનિક નેતાઓને અંદર અંદર ઝઘડવા દેતા, પણ રિપબ્લીકન પક્ષના ઉમેદવારોને હરાવવાનો પ્રશ્ન આવતો ત્યારે બધા સંપીને કામ કરતા. આ પ્રકારની એક ઝનૂની વફાદારી આજે પણ કૅનેડી કુટુમ્બમાં છે અને જહોન કૅનેડીને તેમના રાજકીય પ્રચારજંગોમાં ઘણી ઉપયોગી થઈ પડી છે.

લાંબા સમય સુધી જોસેફ કૅનેડીને ઘેરથી દૂર રહેવાનું થતું હોવાને કારણે તેમના મોટા દીકરા જોએ તેમની જવાબદારીઓ સંભાળવા માંડી. તેણે પોતાનાથી નાનાં ભાંડુઓને નૌકાયાન અને તરવાનું શીખવ્યું. જે વસ્તુ હાથમાં લેવી તેમાં સંપૂર્ણતા પ્રાપ્ત કરવી એ જોસેફ કૅનેડીનો આગ્રહ હતો. જોનો પણ તેવો જ આગ્રહ રહેતો. ખરેખર, ઘણીખરી બાબતોમાં પિતા અને પુત્ર વચ્ચે સામ્ય હતું. જો ઉદાર, સામા માણસનું દષ્ટિબિંદુ સમજી શકે તેવો સમભાવી, પ્રેમાળ અને તે સાથે સાથે અત્યંત ધાકડસી, બીજા ઉપર વર્ચસ ચલાવનારો, અને શીઘ્રકોપી હતો.

પરંતુ આ ધમાલિયા કુટુંબમાં એક પણ જો શાંત વ્યક્તિ હોય તો તે રોઝ કૅનેડી હતા. એ જુવાન હતા ત્યારે પણ ફરજ પ્રત્યેની પોતાની સભાનતાથી અને ધર્મમાં પોતાની ઊંડી શ્રદ્ધાથી પોતાના મિત્રોને તેમણે આંજી દીધેલા. તેમની બુદ્ધિ બહુ તેજસ્વી નહોતી, પણ આ ખોટ તેમણે કુટુમ્બ પ્રત્યેના પોતાના નિઃસીમ પ્રેમથી પૂરી કરી. કૅનેડી કુટુમ્બમાં પ્રેમ અને ધર્મ પ્રત્યેના અનુરાગની ખાસ જરૂર હતી. ઘરમાં બાળકો એટલાં બધાં હતાં કે રોઝ કૅનેડીને કોને ક્યારે બળિયા ટંકાવ્યા, કોણ ક્યારે માંદું પડ્યું, કોને કયો ખોરાક આપવાનો છે વગેરેની નોંધો ફાઈલ-કાર્ડ પર લખી રાખવી પડતી. આમ છતાં દરેક બાળક પાછળ એ વ્યક્તિગત ધ્યાન પણ આપી શક્યાં. આટલી બધી જંજાળ હોવા છતાં વાર્ધક્યના આક્રમણને એ ખાળી શક્યાં. તેમના ચહેરા પર ન તો જરા સરખી કરચલી હતી કે ન તો તેમનું શરીર

વાંકું વળી ગયું હતું. વર્ષો પછી નવ બાળકોને જન્મ આપનાર આ માતાને આટલી જુવાન જોઈ એક યુવાન આશ્ચર્ય પામ્યો હતો અને તેમનો હાથ પકડી તેમને અભિનંદન આપ્યાં હતાં.

પતિ ગેરહાજર હોય ત્યારે રોઝ કૅનેડી વર્તમાન ઘટનાઓની નોંધ લેતાં અને ભોજનસમયે બાળકો સાથે એની ચર્ચા કરતાં. જોસેફ કૅનેડીને આ ગમતું. પતિ વારંવાર અને લાંબા સમય સુધી ગેરહાજર હોય ત્યારે નોકરોની મદદથી ઘર ચલાવવાનું કામ સહેલું નહોતું. કુટુમ્બનાં કેટલાંક માણસોને પાછળથી આ રીતે ઘર ચલાવવાનો પ્રસંગ આવતાં એ કેટલું કઠિન હતું તે સમજાયું હતું. પ્રસંગ મળતાં — બાળકો શાળામાં જતાં થયાં પછી તો વારંવાર — એ પોતાના કુટુમ્બની જંજાળથી દૂર પતિ સાથે ફ્લોરિડા કે યુરોપના પ્રવાસે ઊપડી જતાં. ધર્મમાં પણ તેમણે વધુ ને વધુ રસ લેવા માંડ્યો. કૅનેડી કહે છે, 'તેની ધર્મવૃત્તિ ગજબની હતી – અમારાથી તે સહેજ અળગી રહેતી અને હજુ પણ રહે છે. પરંતુ નવ બાળકોની માતા તેમનાથી બચવા આમ કરે એ સ્વાભાવિક હતું. અમારા જેવા એક વિશાળ કુટુમ્બ માટે એ એક આદર્શ માતા હતી એમ મને લાગે છે.'

## ૨

## કૅનેડી કુટુમ્બ

જ્હોન ફિટ્ઝજીરોલ્ડ કૅનેડીનો જન્મ તા ૨૯મી મે, ૧૯૧૭ના રોજ બૉસ્ટનના એક પરા બ્રુકલીનમાં થયો હતો. ત્યારે અમેરિકાએ તરત જ યુદ્ધમાં ઝંપલાવ્યું હતું અને આ અરસામાં તેમના પિતા 'ફોર રીવર શીપયાર્ડ'માં પોતાનું સ્થાન લેવા ઊપડી ગયા હતા બીજ્સ

ભિન્ન ભિન્ન વર્ગનાં બાળકોની સાથે હળેમળે અને તેમની સાથે સ્પર્ધામાં ઊતરે અહીં તેઓ ઉપલા વર્ગનાં યાન્કીઓનાં બાળકોને સમાન દરજ્જે મળી શકે એમ હતું. પોતે કૅલિયક ધર્મના હોવાને કારણે તેમને ચોટમાં કંઈ સહન કરવું પડ્યું હોય એવું એક પણ સ્મરણ કૅનેડીને આજે નથી. તેમનાં માતાની ઇચ્છા અનુસાર કૅનેડી પોતાને પક્ષે તેમની ધાર્મિક ફરજો બહુ નિયમિત રીતે બજાવતા. ચોટ શાળાના પહેલા જ શિયાળામાં તેમણે તેમનાં માતાપિતાને પત્રમાં જણાવ્યું : 'આજે સવારે મેં સંપ્રદાયની દીક્ષા લીધી છે. મંગળવારે હું દેવળમાં જઈશ. મને પ્રાર્થનાપોથી મળી છે. કૃપા કરી મને મફલર મોકલશો ? અહીં ઠંડી ઘણી છે......'

ચોટ શાળાનો વિસ્તાર બહુ લાક્ષણિક રીતે ન્યુ ઇંગ્લૅન્ડનો વિસ્તાર હતો. તેનાં ઘાસનાં મેદાન વિશાળ હતાં, તેના માર્ગોની બંને બાજુએ વૃક્ષોની ઘટા હતી અને ઠેર ઠેર એલ્મનાં ઊંચાં વૃક્ષો હતાં. જૅક એક પુરાણા લાકડાના ઘરમાં રહેતા. તેમનો વિશાળ ખંડ ગૃહપતિના નિવાસસ્થાનની અડોઅડ હતો. ગૃહપતિની સીધી દેખભાળ નીચે રહેવું એ એક કસોટી તો હતી જ; પણ તેમાં લાભ પણ હતા. ખાસ કરીને રવિવારની રાતે ગૃહપતિનાં પત્ની કેકસ બનાવતાં તે પ્રસાદી જૅકને મળતી. ગૃહપતિ ફૂટબૉલની તાલીમ આપનાર તરીકે પણ કામ કરતા અને છોકરાઓની પાછળ હાથમાં એક મોટો સોટો લઈ ફરતા અને શિસ્ત જાળવતા. વર્ષો પછી કૅનેડી ચોટ નિશાળમાં એક અતિથિ-વિશેષ તરીકે ગયા હતા ત્યારે પોતાના આ ભૂતપૂર્વ શિક્ષકને હસતાં હસતાં જણાવ્યું હતું : 'પેલા મોટા સોટાથી તમે મને ક્યારેય પકડી શક્યા નહોતા, કેમ ખરું ને ?'

પ્રસંગોપાત જૅક વિદ્યાર્થીઓ જે તોફાનો કરતા તેમાં ભાગ લેતા અને સહેજ ખરાબ ખોરાક મળતાં તે બારીની બહાર ફેંકી દેતા, પણ શાળાની સત્તા તરફ તેમણે ક્યારેય અણગમો નહોતો બતાવ્યો. તેમના શિક્ષકો અને સહાધ્યાયીઓનો પ્રેમ તેમણે સંપાદન કર્યો હતો. કપડાં, વિક્ટ્રોલા રેકર્ડ, ગોલ્ફ બૉલ અને મલાઈવાળી ચૉકલેટ મોકલવા એ

વારંવાર ઘેર વિનંતિ કરતા. કેન્ટરબરીની માફક અહીં પણ તેમણે અડધો ડઝન રમતોમાં ભાગ લેવા માંડ્યો, પણ એમાંની એક પણ રમતમાં એ યુનિવર્સિટીની કક્ષા સુધી પહોંચી શક્યા નહિ. આંતરિક રમતોમાં ભાગ લેવા એ આતુર અને ઉત્સાહી હતા, પણ તેમના શિક્ષકોને લાગ્યું કે રોજ આ રમતોની પૂર્વતૈયારી કરવા એ બહુ ઉત્સુક નહોતા. તેમના નિયમિત અભ્યાસમાં લેટિનભાષાનો તેમનો અભ્યાસ કાચો હતો, ફ્રેન્ચ બહુ સારું કહી શકાય એવું નહોતું અને અંગ્રેજી અને ઇતિહાસ મધ્યમ કક્ષાનાં હતાં. તેમના કેટલાક શિક્ષકોના અભિપ્રાય મુજબ એ 'ક' વર્ગના વિદ્યાર્થી હતા. ૧૧૨ વિદ્યાર્થીઓની સંખ્યાવાળા વર્ગમાં તેમનો ક્રમાંક ૬૪ મો આવતો. પરંતુ તેમના શિક્ષકોને નહિ, પણ તેમના સહાધ્યાયીઓને જરૂર પોતાની અસાધારણ હિંમત અને ગુપ્ત શક્તિઓનું ભાન કરાવ્યું હશે, કારણ કે એ તમામે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો, કે 'જીવનમાં એ ઘણા સફળ થઈ શકશે.'

અઢાર વર્ષની વયે જેક કૅનેડી ચોટ શાળાના સ્નાતક બન્યા ત્યારે એ ઊંચા, એકવડા શરીરના, મજબૂત બાંધાના, સાંકડા મોંવાળા, ચીબા નાકવાળા અને વાળના ઝુમખાવાળા યુવાન હતા. ફગફગતા વાળને અંકુશમાં રાખવાના તેમના પ્રયાસો નિષ્ફળ ગયા હતા દેખાવમાં એમને સ્વરૂપવાન કહી શકાય, જો કે એ મોટાભાઈ જો જેવા કદાવર શરીરના અને ફૂટડા નહોતા. જેનું મોં ચોરસ અને પહોળું હતું અને આયરલૅન્ડના લોકોમાં સામાન્ય રીતે જોવા મળે છે તે સુંદરતાથી એ મોં દીપી ઊઠતું. જોએ ચોટ નિશાળમાં કુસ્તી અને અભ્યાસમાં પારિતોષિકો મેળવ્યાં હતાં. અને ત્યાંનો અભ્યાસ પૂરો કર્યા બાદ વધુ અભ્યાસ માટે એ હાર્વર્ડ ગયા હતા. જેક જોની સાથે આમાં બરાબરી કરી શકે તેમ નહોતા. પોતાના ઘણાખરા મિત્રો હાર્વર્ડ જતા હોવાને કારણે તેમ જ ત્યાં જાય તો જો સાથે વળી પાછી પોતાની સરખામણી થાય એ ભયે જેકે પિતા અને ભાઈની કૉલેજ પસંદ કરવાને બદલે પ્રિન્સ્ટન જવાનું પસંદ કર્યું.

જેકના પિતાએ એવો વિચાર કર્યો કે જેક કૉલેજમાં જતા અગાઉની ઉનાળાની રજાનો સદુપયોગ કરવો જોઈએ. એટલે તેમણે જેકને જાણીતા સમાજવાદી અધ્યાપક હેરોલ્ડ જે. લેસ્કીના હાથ નીચે ભણવા લંડનની સ્કૂલ ઑફ ઈકોનોમિક્સમાં મોકલી આપ્યા. એ બોસ્ટનમાં રહેતા હતા ત્યાંથી ફેલિક્સ ફ્રેન્કફર્ટર દ્વારા લેસ્કીને ઓળખતા હતા. એમની એવી ઇચ્છા હતી કે જેક અહીં રહી બ્રિટનના મજૂર પક્ષની જુદી જુદી વ્યકિતઓ, યુરોપિયન નિર્વાસિતો, સંસ્થાનોના ક્રાન્તિકારી નેતાઓ, હિંદી સનંદી નોકરો અને બીજાઓના સંપર્કમાં આવે. જેએ લેસ્કીના હાથ નીચે અભ્યાસ કર્યો હતો અને આ આતુર અને ઉત્સાહી જુવાન માટે લેસ્કીને ઘણું માન હતું. તેમણે પાછળથી લખ્યું હતું : 'હજી હમણાં જ એ વિચારના જાદુની શોધ કરી રહ્યો છે.' લેસ્કીએ એવી પણ અગાહી કરી હતી કે જો અમેરિકાનો પ્રમુખ બનવા નિર્માયો છે. લેસ્કી સાથે જેકને બહુ સંપર્ક થઈ શકયો નહિ, કારણ કે લંડનમાં એમને કમળો થતાં 'સ્કૂલ' છોડી દેવી પડી. આ માંદગીને કારણે પ્રિન્સ્ટનમાં પણ એ વર્ગો શરૂ થઈ ગયા પછી જ દાખલ થઈ શકયા. જેક પ્રિન્સ્ટનમાં પણ બહુ રહ્યા નહિ, કારણ કે અહીં તેમને વારંવાર કમળાના ઉથલા આવવા લાગ્યા. એકબે વર્ષ સુધી આરામ કર્યા બાદ પ્રિન્સ્ટન જવાને બદલે તેમણે હાર્વર્ડ જવાનું નક્કી કર્યું.

૧૯૩૬ની પાનખર ઋતુમાં જેક કૅનેડી દશ વર્ષના લાંબા ગાળા બાદ બોસ્ટન પાછા ફર્યા તે દરમિયાન તેમના દાદા કૅનેડીનું ૧૯૨૯માં અવસાન થયું હતું, પણ નાના ફિટ્ઝજેરોલ્ડ હજુ જીવતા હતા અને હજુ સશક્ત હતા. રાજકારણમાં એ હજુ સક્રિય રસ લઈ રહ્યા હતા. હવે જોની સાથે જેક પણ તેમને દહાની રમતમાં મદદ રૂપ થઈ પડશે એ જોઈ તેમને આનંદ થયો. હાર્વર્ડમાં જેકનાં શરૂઆતનાં બે વર્ષો કંઈક અંશે ચોટમાંના તેમના જીવનના પુનરાવર્તન જેવાં હતાં. અભ્યાસ કરતાં તેમને રમતગમતનો વિશેષ શોખ હતો. પહેલા વર્ષ દરમિયાન તેમણે ફૂટબૉલ, તરવાનું, ગોલ્ફ અને સૉફ્ટ બૉલની રમતો

રમવાનો પ્રયાસ કરી જોયો. ચોટની માફક અહીં પણ તેમણે ઝનૂનથી રમવા માંડ્યું, પણ એમાં શારીરિક બળ કરતાં તેમણે હિંમત જ વધુ દાખવી. માંદગી તો તેમને વારંવાર સતાવતી જ રહી અને એક વાર તેમને પીઠમાં ઈજા થઈ જેને કારણે આજે પણ તેમને કોઈક વાર દુખાવો ઊપડી આવે છે.

જૅકને તરવાનું ઘેલું લાગ્યું હતું અને તેમની ઉત્તમ રમત તે જ હતી. તેમની સાથે અભ્યાસ કરતો એક વિદ્યાર્થી લખે છે: 'એક પ્રસંગે ઇન્ફ્લુએન્ઝાના તાવને કારણે જૅક હૉસ્પિટલમાં હતા. હૉસ્પિટલમાં જતાં અગાઉ યેઈલ યુનિવર્સિટીની એક ટુકડી સામે રમવા માટે હાર્વર્ડની ટુકડીના ખેલાડીઓની પસંદગી થવાની હતી. જૅકને લાગ્યું કે હૉસ્પિટલના ખોરાકને કારણે એ સારી રીતે રમત રમી શકશે નહિ. એટલે તેમણે પોતાના સહાધ્યાયીઓને માંસ અને ચૉકલેટવાળું દૂધ ચોરીછૂપીથી લાવી આપવાનું કહ્યું. હૉસ્પિટલમાંથી એ છાનામાના બહાર નીકળ્યા, ખૂબ ઝનૂનથી વર્ષ્યા અને અંતે હાર્યા.'

પહેલા વર્ષ દરમિયાન જૅકે અંગ્રેજી, ફ્રેંચ, ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એટલા વૈકલ્પિક વિષયો રાખ્યા. અર્થશાસ્ત્રમાં તેમને 'બ' વર્ગ મળ્યો, પણ બાકીના વિષયોમાં તેમને 'ક' વર્ગ મળ્યો. વર્ષને અંતે તેમનો ક્રમાંક ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓમાં સાવ છેલ્લો હતો. બીજા વર્ષે પણ તે બહુ સારું પરિણામ ન લાવ્યા; કારણ કે ચાર વિષયોમાં તેમને 'ક' વર્ગ મળ્યો, એકમાં 'ડ' અને એકમાં 'બ' વર્ગ મળ્યો. તેમણે ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રના વિષયોમાં ઊંડો રસ લેવા માંડ્યો અને ખાસ કરીને અમેરિકાનાં ઇતિહાસ અને જીવનચરિત્રો વિષે તેમણે સ્વતંત્ર રીતે ઘણું વાંચ્યું. તેમના શિક્ષકોને મન કૅનેડી એક ખુશમિજાજી, તેજસ્વી પણ મોજીલા સ્વભાવના વિદ્યાર્થી હતા.

યુવાન કૅનેડીએ હાર્વર્ડમાં જે કર્યું તે કરતાં જે ન કર્યું એ વધુ મહત્ત્વનું હતું. હાર્વર્ડ યુનિવર્સિટીનો વિસ્તાર બીજી કૉલેજના વિસ્તારોની માફક વિચારો, ધૂનો અને સ્ટંટોથી ધમધમી ઊઠ્યો હતો.

વિદ્યાર્થીઓમાં વાલીઓ, અધ્યાપકો અને ૧૯૩૦ પછીના રાજકારણ અને દુનિયાની પરિસ્થિતિ સામે વિરોધવંટોળ જાગ્યો હતો. રૂઝવેલ્ટનાં ભાષણો સાંભળવા વિદ્યાર્થીઓ રેડિયોસેટ્સને વીંટળાઈ વળતા. ન્યુર્નબર્ગમાં હિટલર જે ગરમાગરમ ભાષણો કરતો તે સમજવા તે ટોળે મળતા; 'નેશન,' 'ન્યુ રિપબ્લિક' અને 'ન્યુ માસીસ' જેવાં અખબારો રસપૂર્વક વાંચતા; કારખાનાં સામે પિકેટીંગ કરતા; યુનિવર્સિટીના પટાવાળાઓ અને હોટેલના કામદારોને સંગઠિત કરવા પ્રયાસ કરતા; હિટલર અને બીજા સરમુખત્યારોનાં પૂતળાં બાળતા; શાંતિ યુદ્ધ માટે સૈનિકો તૈયાર કરતા; જે પરિસ્થિતિ હતી તે માટે પોતાનો અણગમો વ્યક્ત કરવા સરઘસો કાઢતા; અને ઘણી વાર સુલેહભંગ કરી જેલમાં જતા. ઠેર ઠેર ક્રાન્તિકારોનાં, ઉદારમતવાદીઓનાં, સમાજવાદીઓનાં, શાંતિવાદીઓનાં, સામ્યવાદીઓનાં નાનાં નાનાં મંડળો શરૂ થયાં અને આ મંડળના સભ્યો મોડી રાત સુધી ઉત્સાહપૂર્વક ચર્ચા કરવા લાગ્યા.

પરંતુ આમાંની એક પણ પ્રવૃત્તિઓમાં જેક કૅનેડીએ ભાગ ન લીધો. સામાન્ય રીતે એ અખ્યાતેર પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લેતા એ હાર્વર્ડના 'વિન્થ્રોપ હાઉસ'ના એક સભ્ય બન્યા; હાર્વર્ડના 'ક્રિમ્સન'માં સ્થાન મેળવ્યું; સેન્ટ પૉલ્સ કૅથૅલિક કલબના સભ્ય બન્યા; ધરખી કલબ અને હેસ્ટી પુડીંગના પણ એક સભ્ય તરીકે એ ચૂંટાયા. તેમના પિતા પણ એમના જમાનામાં આના એક સભ્ય હતા. પરંતુ ધ હાર્વર્ડ લિબરલ્સ યુનિયન, ધ યંગ ડેમોક્રેટ્સ અને બીજાં એવાં મંડળો તરફ એ ઉપેક્ષ રહ્યા. નવાઈની વાત તો એ હતી કે વ્યાવહારિક રાજકારણમાં તેમને જરાય રસ ન જાગ્યો અને તેથી દેખીતી રીતે જ નવા વ્યવહાર ( New Deal ) પ્રત્યે પણ તે નિરુત્સાહી રહ્યા. હાર્વર્ડના એક વ્યવસ્થાતંત્રના અધ્યાપકને એવું સ્મરણ છે કે કૅનેડીને જ્યારે પોતાના નિયમિત અભ્યાસ ઉપરાંતનો એક નિબંધ લખવાનું કહેવામાં આવ્યું ત્યારે તેમણે એક એવા રાજકારણી પુરુષ વિશે નિબંધ લખવાનું પસંદ કર્યું જે નવા વ્યવહારનો એક ચુસ્ત નેતા નહોતો અને ડેમોક્રેટ પણ નહોતો, પણ એ પુરુષ હતો બર્ટ્રાન્ડ સ્નેલ

જે અપર ન્યુ યૉર્ક સ્ટેટનો એક રૂઢિચુસ્ત રિપબ્લીકન હતો અને જેણે આખી જિંદગી જાહેર સત્તાની વિરુદ્ધ જેહાદ ચલાવી હતી.

કૅનેડી સ્વતંત્ર રીતે ઝળકવા લાગ્યા તેમના જુનિયર વર્ષથી જ. આનું એક કારણ એ હતું કે જો આ દરમિયાન સ્નાતક થઈ ચૂકયા હતા અને જૅકને વારસામાં જ્યોર્જ ટેલર નામના એક ખૂબ સરળ ભલા વિદ્યાર્થીની મિત્રતા આપતા ગયા હતા. જો પોતે ખૂબ સરળ સ્વભાવના હતા. નેતાગીરીના ગુણ તેમનામાં જન્મથી જ હતા અને તે હમેશાં આક્રમક વૃત્તિના રહેતા. યુનિવર્સિટીની ફૂટબૉલ રમતમાં તેમણે સારા પ્રમાણમાં ભાગ લીધો હતો. વર્ગના જુદા જુદા હોદ્દાઓ માટેની ચૂંટણીઓમાં એ જીત્યા હતા અને ઓનર્સ સાથે પદવી પ્રાપ્ત કરી હતી. વધુ અભ્યાસાર્થે એ હાર્વર્ડની કાયદાની કૉલેજમાં જ જોડાયા હતા, પણ જૅક કૅનેડી હવે સંપૂર્ણ રીતે તેમની છાયામાં નહોતા. હાર્વર્ડની ફૂટબૉલ ટીમનો ટૉર્બર્ટ મૅકડોનલ્ડ નામનો એક ખૂબ તેજસ્વી ખેલાડી હતો. જૅક અને તે એક ખંડમાં સાથે રહેવા લાગ્યા અને તેમાં જૅકને અત્યંત આનંદ આવ્યો.

૧૯૩૭ના ઉનાળાની રજાઓ દરમિયાન કૅનેડી તેમના મિત્ર લેસ બિલીંગ્સ સાથે ફ્રાન્સ, સ્પેન અને ઇટલીના પ્રવાસે ઊપડયા. આ પ્રવાસ તેમને અનેક રીતે ઉપકારક થઈ પડયો. અત્યાર સુધી તેમણે સારા પ્રમાણમાં મુસાફરી કરી હતી. પણ આ વખતે જે અભ્યાસવૃત્તિથી તેમણે પ્રવાસ કર્યો તેવી વૃત્તિથી તેમણે કયારેય પ્રવાસ કર્યો નહોતો. ઇટલીમાં એ પોપને મળ્યા; કાર્ડીનલ પેચેલીની સાથે મુલાકાત થઈ. કાર્ડીનલે પિતાના ખબરઅંતર પૂછયા; (આ કાર્ડીનલ વિશે કૅનેડીએ તેમના પત્રમાં લખ્યું હતું : 'એ કોઈ અદ્‌ભુત માણસ છે.') આખલાઓની સાઠમારી જોઈ; વિસુવિયસ પર્વત ચડયા અને મોન્ટે હાર્લોમાં પોતાની રીતે ફ્રેન્ચ બોલી ગાડું ગબડાવ્યું. પિતાને તેમણે સફળતાના આનંદમાં લખ્યું : 'ગજવામાં પાંચ ફ્રાન્કની નોટ સાથે મેં એક સન્નારી સાથે રમવા માંડયું. એ ૪૦ ડૉલરથી રમતી. હું રમતમાં એક ડૉલર અને વીસ સેન્ટ જીત્યો તેથી એ સન્નારી ઘણું ગુસ્સાઈ

બોસ્ટનના ઘણા શ્રીમન્તો આભા બની ગયા. જો કૅનેડી જેવા મૂળ આયર્લૅન્ડના વતની અને ધર્મે કૅથલિક એ ઇંગ્લૅન્ડના રાજાના દરબારમાં એલચીપદે ? વાત માન્યામાં નથી આવતી. રૂઝવેલ્ટ કંઈક ગાંડા થઈ ગયા હોવા જોઈએ ! પણ જે માણસ પોતાનો વર્ગ છોડી જાય એની પાસે આથી વધારે પરિણામની અપેક્ષા કેવી રીતે રાખી શકાય ? જો કૅનેડીની આ નિયુક્તિથી ઈસ્ટ બોસ્ટનમાં રહેતા આઈરિશોને પણ ભારે તાજુબી થઈ. પૅટ કૅનેડીનો દીકરો રાજાશાહી પોષાકમાં સજ્જ થઈ ઇંગ્લૅન્ડના રાજા જ્યોર્જ આગળ ઝૂકતો હોય એ કલ્પના જ તેમને અકળાવવા માટે પૂરતી હતી.

બીજા તમામ દેશનાં એલચીપદ કરતાં ઇંગ્લૅન્ડનું એલચીપદ બહુ ઊંચું ગણાય છે, કારણ કે એ પદ ભોગવનાર વ્યક્તિ યુરોપ અને અમેરિકામાં એમ બંને ખંડની સામાજિક પ્રતિષ્ઠાનાં ઉચ્ચતમ શિખરો સર કરે છે. જોસેફ પેટ્રિક કૅનેડીએ ઘણાં વર્ષોની જહેમત પછી જે પ્રાપ્ત કરવાની તેમની ઝંખના હતી તે મેળવ્યું. તેમને હતું કે તેમની આ નિયુક્તિથી તેમનાં બાળકોની સામાજિક પ્રતિષ્ઠા જરૂર સુધરશે. તેમની મોટી દીકરીઓ વીસીની આસપાસ પહોંચી હતી. એ બધી ઊંચી, શ્યામવર્ણી અને દેખાવમાં સુંદર હતી. તે બધી હવે બ્રિટનનાં ઉમરાવ કુટુમ્બોના દીકરા સાથે હળીમળી શકશે અને તેમને પોતાના તરફ આકર્ષી શકશે. જો કૅનેડીની આ એક મહેચ્છા સંતોષાઈ પણ ખરી. તેમની એક દીકરી કેથલિનને ડ્યુક અને ડચેસ ઑફ ડેવનશાયરના વારસદાર માર્ક્વીસ ઑફ હેરિંગ્ટન સાથે પરિચય થયો. બંને જણાં વચ્ચે એ પરિચયમાંથી પ્રેમ જાગ્યો અને બીજું વિશ્વયુદ્ધ ચાલતું હતું તે દરમિયાન એ પરણ્યાં પણ ખરાં !

રાજકીય ક્ષેત્રની આ સિદ્ધિ ઉપરાંત જોસેફ કૅનેડીએ તેમના ધર્મ-સમાજમાં પણ ઊંચું સ્થાન મેળવ્યું હતું. એ એક આદર્શ કૅથલિક કુટુમ્બના વડા હતા, ખૂબ ધાર્મિક વૃત્તિની પત્નીના પતિ હતા, અને કૅથલિકો તરફથી ઉઘરાવવામાં આવતાં ફંડફાળામાં, હૉસ્પિટલોમાં અને અન્યત્ર છૂટે હાથે દાન કર્યાં હતાં. 'નાઈટ ઑફ ઑર્ડર' અને ગ્રાન્ડ

નાઈટ ઑફ ધ ઑર્ડર ઑફ પાયસ ૧૨" જેવાં ઉચ્ચ પદો પરની તેની નિયુક્તિ હાથવેંતમાં હતી. આમ છતાં ધર્મ પ્રત્યેના તેમના વલણમાં આપણે એક પ્રકારની દ્વિધા જોઈએ છીએ. તેમણે પોતાની દીકરીઓને કૅથલિક સંચાલિત શાળાઓમાં અભ્યાસ માટે મોકલી હતી, પણ દીકરાઓને તેમાં નહોતા મોકલ્યા. કદાચ તેમને એમ હશે કે દીકરીઓમાં ધાર્મિક સંસ્કારોનું પ્રાગલ્ય હોય તો ઠીક છે, પરંતુ તીવ્ર હરીફાઈના આ યુગમાં દીકરાઓ માટે બિનસાંપ્રદાયિક શિક્ષણ જ વધુ અગત્યનું હતું.

ભૌગોલિક દૃષ્ટિએ વિચાર કરીએ તો કૅનેડી–કુટુમ્બ વેરવિખેર હતું પણ માનસિક દૃષ્ટિએ એ જબરું સંગઠિત હતું. માતાપિતાને સ્વદેશથી દૂર રહેવાનું થતાં કેટલાક મોટા ભાઈઓ સ્વેચ્છાપૂર્વક નાનાં ભાંડુઓની સંભાળ લેવા લાગ્યા. પ્રસંગ મળતાં બધા કેપ કે પામ બીચમાં ભેગાં થતાં અને ઉત્સાહપૂર્વક રમતોમાં ભાગ લઈ આનંદમાં દિવસો પસાર કરતાં જ્યારે જોસેફ કૅનેડી લંડનમાં હોય ત્યારે એ અને જેક ત્યાંના ગ્રોસ્વેનર સ્ક્વેરમાં આવેલા અમેરિકન એલચી ખાતાની શક્ય હોય એટલી વાર મુલાકાત લેવાનું ચૂકતા નહિ. આ અરસામાં પોતાની મિલકતના ભાગ પાડી જોસેફ કૅનેડીએ પોતાનાં બાળકોના હિતાર્થે એક ટ્રસ્ટ કર્યું અને દરેક બાળકને દશ લાખ ડૉલરથી વધુ રકમ મળે એવી જોગવાઈ કરી. તેમણે એક સંવાદદાતાને આ સંબંધી કહેલું કે 'મેં દરેક બાળકને આટલી રકમ આપવાનું નક્કી કર્યું જેથી કોઈ પણ બાળક મારા તરફ તિરસ્કારની વૃત્તિથી જુએ નહિ અને મને જહાન્નમમાં જવાનું ન કહે.' પણ સાચું કારણ એ હતું કે જોસેફ કૅનેડી મૂળ સટોડિયા વૃત્તિના હોઈ પોતાનાં બાળકોને ભાવિ મુશ્કેલીઓથી સુરક્ષિત રાખવાનો તેમનો ઈરાદો હતો.

૨૦મી સદીના ચોથા દાયકા સુધીમાં કૅનેડી કુટુમ્બે જે મેળવવા જેવું હતું તે બધું જ –પૈસા, વૈભવ, શિક્ષણ, બુદ્ધિ, સમાજમાં પ્રતિષ્ઠા, સંપ્રદાયમાં દરજ્જો, રાષ્ટ્રમાં ઊંચું સ્થાન મેળવી લીધું. કૅનેડી કુટુમ્બ અમેરિકામાં એક આગન્તુક કુટુમ્બ જ હતું. વર્ષોથી ઊંચાં પદ ભોગવી

રહેલાં કુટુમ્બોની સરખામણીમાં આ કુટુંબ હજુ હિજરતીકુટુંબ કહી શકાય એવું હતું અને છતાં હજુ કશાકની ઊણપ હતી. આ કુટુમ્બનાં મૂળ હજુ ક્યાંય સ્થિર થયાં નહોતાં. કુટુમ્બના માણસો અમેરિકામાં ઠેરઠેર પથરાયેલા હોવા છતાં તે ક્યાંય સ્થાયી ન થયા હોય એવો એમને ભાસ થતો હતો. જોસેફ કેનેડી એલચીપદ સંભાળવા લંડન ગયા ત્યારે તેમણે તેમના ફ્લોરિડા અને મેસેચ્યુસટ્સ ખાતેનાં ઘરમાં નવા માળ નંખાવ્યા, એ રીતે તેમણે બોસ્ટન, ન્યુયોર્ક, શિકાગો અને અન્ય સ્થળોની હોટલોમાં સારી રીતે રહેવા માંડયું. મૂળ વતન બોસ્ટન છોડયું, ભાડાનાં મકાન છોડયાં, પણ કેનેડી કુટુમ્બ કોઈ પણ એક સ્થાન કે જૂથની સાથે સમરસ ન થઈ શક્યું. નવા વ્યવહારની અસરને લીધે શ્રીમન્તોનો જે એક વર્ગ અસ્તિત્વમાં આવ્યો તે જ વર્ગમાં કેનેડી કુટુમ્બનું સ્થાન હતું, છતાં એક વર્ગ સાથે તે ભાવાત્મક એકતા ન કેળવી શક્યું. અમેરિકામાં સૌથી વધુ આવક ધરાવતું શ્રીમન્તોનું જે જૂથ હતું તેનું આ કુટુમ્બ એક ભાગ હતું, છતાં રાજકીય વિચારસરણીમાં એ જૂથથી તે જુદું પડી જતું હતું. કુટુમ્બનાં માણસો ઉચ્ચ સામાજિક વર્તુળોમાં ઘૂમતાં, પણ એ વર્તુળો એમને અપનાવવા તૈયાર નહોતાં. કેથલિક સંપ્રદાયમાં તેમને શ્રદ્ધા હતી, પણ કુટુમ્બનો પુરુષવર્ગ એમાં સંપૂર્ણ રીતે એકરસ થવા નહોતો ઈચ્છતો.

જોસેફ કેનેડીનો આ નિર્લેપ સ્વભાવ જ તેમના એક બહુ વિચિત્ર કહી શકાય એવા કૃત્ય માટે જવાબદાર હતો. આ કૃત્ય એ હતું કે તેમણે પોતાના પ્રીતિપાત્ર એવા સૌથી બે મોટા દીકરાઓને લંડનમાં હેરોલ્ડ જે. લેસ્કીની પાસે ભણવા માટે મોકલ્યા. લેસ્કી મૂળ યહૂદી હતા, સમાજવાદી હતા, અજ્ઞેયવાદી હતા, ઝનૂની હતા અને કોઈ રીતે તેમને જોસેફ કેનેડી સાથે મેળ ખાય તેમ નહોતું. છતાં કેનેડીએ પોતાના બે પુત્રોને લેસ્કી પાસે ભણવા માટે મોકલ્યા, કારણ કે એમને એમના પુત્રોમાં અપૂર્વ શ્રદ્ધા હતી કે તેઓ લેસ્કીની રાજકીય વિચારસરણીથી દોરવાઈ નહિ જાય. પોતે જે પગલું લીધું હતું તેના ભયથી તે સભાન હતા. પુત્રોમાં તેમણે મૂકેલી શ્રદ્ધા સાચી ઠરી. ૧૯૪૦ માં જોના

વિચારો તેમના પિતાના વિચારોની કાર્બન નકલ જેવા જ હતા. એ લોકશાહીમાં માનતા, છતાં નવા વ્યવહારમાં તેમને શ્રદ્ધા નહોતી. સામાજિક દૃષ્ટિએ એ રૂઢિચુસ્ત હતા અને અલગતાવાદમાં તેમને શ્રદ્ધા હતી.

જેકના વિચારો તેના પિતાના કે મોટાભાઈના વિચારો જેટલા પાકી રીતે ઘડાયા નહોતા. કુટુમ્બનાં બીજાં માણસો કરતાં પણ તેમનામાં વધુ નિર્લેપવૃત્તિ હતી એ ચકોર હતા, કુતૂહલપ્રિય હતા, સતેજ ગ્રહણશક્તિવાળા હતા; પણ સહેજ અતડા હતા. દુનિયાને એ પોતાની ભૂખરી અને વિચિત્ર આંખોથી જોતા.

## ૩

## યુદ્ધ અને શાન્તિ

જેક કેનેડીનાં હાર્વર્ડ ખાતેનાં છેલ્લાં બે વર્ષો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિના તંગ વાતાવરણની છાયામાં પસાર થયાં. ૧૯૩૮ના સપ્ટેમ્બર માસમાં જ્યારે કેનેડીએ પોતાના જુનિયર વર્ષની શરૂઆત કરી ત્યારે ઈંગ્લેંડના વડાપ્રધાન નેવીલ ચેમ્બરલીને મ્યુનિચ કરારથી ચેકોસ્લોવેકીઆ જર્મનીના સરમુખત્યાર એડોલ્ફ હિટલરને આપી દીધું. પાનખર ઋતુના દિવસો દરમિયાન જ્યારે જેક આંતરરાષ્ટ્રીય સંબંધો વિશે અભ્યાસ કરી રહ્યા હતા ત્યારે હિટલર બાલ્કન રાજ્યો અને ડાન્યુબ રાજ્યોને લશ્કરી અને આર્થિક દૃષ્ટિએ અલગ પાડવાની અને તેમના પર વર્ચસ્વ જમાવવાની યોજનાઓ ઘડી રહ્યો હતો. અમેરિકનો જ્યારે પોતાના આંતરિક પ્રશ્નો પર તેમનું ધ્યાન કેન્દ્રિત કરી રહ્યા હતા ત્યારે યુરોપમાં લોકો છેવટના યુદ્ધ માટેની તડામાર

તૈયારી કરી રહ્યા હતા. કેનેડીની ઉંમરના હજારો યુવાનો તેમની શાળાઓ અને કામ છોડી રહ્યા હતા. થોડા સમય પછી લાખો યુવાનો માટે એ પરિસ્થિતિ સર્જાવાની હતી.

બીજા વિશ્વયુદ્ધનાં વર્ષો અનેક દૃષ્ટિએ કેનેડીની કસોટી કરનારાં નીવડયાં. નવા કરારના યુગમાં કેનેડીએ જે નિર્લેપતા અને તાટસ્થ્ય જાળવ્યાં હતાં તે હવે જાળવવાં તેમને માટે અશકય હતું. તેમના કુટુમ્બ માટે પણ આ વર્ષો અનેક દૃષ્ટિએ કમનસીબ નીવડયાં. જોસેફ કેનેડી નાત્સીવાદના વિરોધી હતા, પણ તે સાથે સાથે નાત્સીવાદનો પ્રતિકાર કરવા અમેરિકા યુદ્ધમાં ઝંપલાવે તે પણ તેમને પસંદ નહોતું. તેમની આ નીતિને કારણે યુદ્ધનાં વર્ષો દરમિયાન એ જાહેરજીવનમાંથી તદ્દન બાજુએ ફેંકાઈ ગયા. કેનેડીની બહેન કૅથલિન માર્કવીસ ઑફ હેરિંગ્ટન સાથેના તેના લગ્નસંબંધને કારણે બ્રિટનની આકરી કસોટી કરનાર આ યુદ્ધમાં વધુ ને વધુ ખેંચાઈ અને યુદ્ધ દરમિયાન માર્કવીસ ઑફ હેરિંગ્ટનનું મૃત્યુ થતાં તેના પર આફતના ઓળા ઊતર્યા. મોટાભાઈ જોએ તો આ યુદ્ધમાં ખપી જઈ પોતાનું જીવન જ સમર્પણ કર્યું.

૧૯૩૮–૩૯ના શિયાળા દરમ્યાન આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે એક પછી એક ત્વરિત ગતિએ જે બનાવો બનતા ગયા તેમની સરખામણીમાં બોસ્ટનનું રાજકારણ અને તેની આંટીઘૂંટીઓ સાવ ક્ષુલ્લક હતાં. યુરોપ યુદ્ધના ભરડામાં ફસાતું હતું તે જોઈ કેનેડી બેચેન બન્યા. ત્યાંના તંગ વાતાવરણનો પ્રત્યક્ષ અનુભવ મેળવવા તેમણે હાર્વર્ડમાંથી યુરોપમાં બીજું સત્ર ગાળવાની મંજૂરી મેળવી. નાત્સીઓ આખું ઝેકોસ્લોવેકીઆ ગળી ગયા તેના થોડા સમય અગાઉ જ કેનેડી એટલૅન્ટિક મહાસાગર પાર કરી યુરોપ આવ્યા. વસન્તઋતુ પારિસમાં ગાળી એ પોલૅન્ડ ઊપડયા. ત્યાં બેત્રણ અઠવાડિયાં રોકાઈ એ રીગા રશિયા, ટર્કી, પૅલેસ્ટાઈન અને ત્યાંથી પાછા ફરતાં બાલ્કન રાજ્યો અને બર્લિન થઈ પારિસ આવ્યા. યુદ્ધના ભણકારા વાગતા હતા તે દિવસો દરમિયાન તેમણે ખેડેલા યુરોપના આ મહત્ત્વના પ્રવાસમાં એ અમેરિકન એલચીખાતામાં રોકાયા અને ત્યાંથી તેમણે પરિસ્થિતિનું

નિરીક્ષણ કરવા માંડ્યું. પારિસમાં એ અમેરિકન એલચી વિલીઅમ બુલીટની સાથે રહ્યા. કેનેડીને આ એલચીખાતું એટલું મોટું લાગ્યું કે એમાં રહેવું એ કોઈ ભવ્ય હોટેલમાં રહેવા બરાબર છે એમ એમને લાગ્યું. વોરસોમાં એ અમેરિકન એલચી એન્ટની બિડલ સાથે રહ્યા અને મોસ્કોમાં એ મદદનીશ મંત્રી ચાર્લ્સ ('ચીપ') બોલેનના મહેમાન બન્યા.

કેનેડીને આ બધા સંપર્કો તેમના પિતાને કારણે જ થઈ શકયા હતા. પિતાએ આના બદલામાં પુત્ર પાસે એક વસ્તુની માગણી કરી હતી અને તે એ કે કેનેડી જે જે દેશમાં જાય ત્યાંની રાજધાનીમાંથી વિગતે હેવાલો તેમને મોકલ્યા કરે. આ માગણી અનુસાર કેનેડી જ્યાં જતા ત્યાંની પરિસ્થિતિના પોતે કરેલા અવલોકનનું બ્યાન ટપાલ દ્વારા એ એમના પિતાને લંડન મોકલતા. આ અવલોકનોનું, અલબત્ત, સાહિત્યિક દૃષ્ટિએ કોઈ મૂલ્ય નહોતું. તેમાં જોડણીની ભૂલો તો ભયંકર રીતે અશુદ્ધ ગણી શકાય એવી હતી. તેમ છતાં આ અવલોકનો કોઈ સ્થિર બુદ્ધિના અને તટસ્થ વૃત્તિવાળા માણસની કલમે લખાયાં હોય એમ તો જરૂર લાગે છે. પોતાનાં અવલોકનોમાં એક પ્રકારનું સમતોલ દૃષ્ટિબિંદુ આવે એ માટે કેનેડી દરેક પક્ષના પ્રતિનિધિને સ્વેચ્છાપૂર્વક મળતા એ રીતે એ વોરસોમાં વર્તમાનપત્રોવાળા એલચીખાતાંના કર્મચારીઓ, પોલૅન્ડના વતનીઓ—પછી એ ગરીબ હોય કે તવંગર હોય—, ડેન્ઝીગના એક અગ્રણી સેનેટર તેમ જ જર્મન, બ્રિટિશ, નોર્વેજિયન અને અમેરિકન એલચીઓને મળ્યા. આ પછી તેમણે ૨૫૦૦ શબ્દોનો એક હેવાલ તૈયાર કર્યો, જેમાં ડેન્ઝીગ પર પોતાનો દાવો કરતા જર્મનીની દલીલો ટૂંકમાં સમજાવી અને અંતે લખ્યું, કે 'મારા મન ઉપર એવી ઊંડી છાપ પડી છે કે સાચી યા ખોટી રીતે પોલૅન્ડના લોકો ડાન્ઝીગના પ્રશ્ન પર જર્મની સાથે લડી લેશે.'

કેનેડીને રશિયા 'એક બહુ અસભ્ય, પછાત અને અધિકારીઓના વર્ચસ્વવાળો દેશ' લાગ્યો. એમણે જે રશિયન એરોપ્લેનમાં પ્રવાસ કર્યો એ પ્લેનની બારીનો કાચ તૂટેલો હતો, પણ તેને સમરાવવાની કોઈ ને

પડી નહોતી. રશિયા જેવા સખત ઠંડીવાળા દેશમાં તૂટલી બારીમાંથી ફૂંકાતા ભયંકર પવનના સુસવાટામાંથી બચવા કૅનેડીને બેઠકની નીચે લપાઈ પ્રવાસ કરવો પડ્યો. રશિયાનાં શહેરો વિસ્તારની દૃષ્ટિએ મોટાં હતાં, પણ ક્યાંય ઉત્સાહનું વાતાવરણ નહોતું. રસ્તાઓ પહોળા હતા, પણ તેમને સાફ રાખવાની કોઈને દરકાર નહોતી. એ રસ્તાઓ ધૂળિયાળા પવનથી વળાતા ! સ્ટીમર મારફત ઈસ્તંબુલ જતાં અગાઉ કૅનેડીએ લેનિનગ્રાડ, મોસ્કો અને ક્રિમીઆનો વિસ્તાર જોયો. જેરૂસલમથી તેમણે તેમના પિતાને એક લાંબો હેવાલ મોકલ્યો. એ હેવાલમાં એમણે બ્રિટિશ-આરબ-યહૂદી સંબંધોની ઐતિહાસિક ભૂમિકા સમજાવી અને છેવટે લખ્યું કે પેલેસ્ટાઈન સંબંધી બ્રિટનની નીતિ ન્યાયી અને વાજબી છે. પણ અત્યારની પરિસ્થિતિમાં ન્યાયી અને વાજબી ઉકેલની નહિ, પણ વ્યવહારુ ઉકેલની વધુ જરૂર છે. તેમણે એ હેવાલમાં કબૂલ કર્યું, કે ' ઈંગ્લૅંડની મેં આ અગાઉ ઘણી મુલાકાતો લીધી છે, પણ મારી છેલ્લી મુલાકાતથી હું બ્રિટનનો પક્ષ લેનાર બન્યો છું.'

જેક કૅનેડીએ યુરોપનો તેમનો પ્રવાસ પૂરો કર્યો અને તરત જ યુરોપમાં લાંબા સમયથી ધૂંધવાતા વાતાવરણમાં ભડકો થયો. આ વખતે તે તેમના પિતા પાસે પહોંચી ગયા હતા. ડાન્ઝીગ વિશે જરાય નમતું ન મૂકવા તૈયાર થયેલા નાત્સીઓએ પોલૅન્ડની સરહદ ઉપર આક્રમણ કર્યું અને તેની રાજધાની વોરસો તરફ કૂચ આરંભી. બ્રિટન અને ફ્રાન્સે પોલૅન્ડને મદદ કરવાનાં વચનો આપ્યાં હતાં. તે વચન અનુસાર તેમણે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. રશિયા તટસ્થ રહ્યું. રાજકારણની રમતમાં યુરોપના ' પઢાત ' ગણાતા દેશોએ થોડોક સમય માટે તો લોકશાહી તંત્રવાળાં પશ્ચિમી રાષ્ટ્રોને મૂંઝવણમાં મૂકી દીધાં.

આ ભડકાની દૂરગામી અસરમાં જેક પણ થોડા ઝડપાયા. સપ્ટેમ્બરની શરૂઆતના દિવસોમાં એક બ્રિટિશ સ્ટીમર ' એથેનિયા ' જર્મન ટોરપિડોનો ભોગ બની અને તેમાં પ્રવાસ કરી રહેલા અમેરિકન ઉતારુઓને ગ્લાસગો લઈ જવામાં આવ્યા. આ અમેરિકનોને મદદ

કરવા જોસેફ કેનેડીએ જેકને ગ્લાસગો મોકલી આપ્યા. ત્યાં લોકોએ શોરબકોરથી તેમનું સ્વાગત કર્યું. તેમણે અમેરિકન ઉતારુઓને ખાતરી આપી કે હવે એક અમેરિકન સ્ટીમર તેમને સ્વદેશ લઈ જશે. લોકોએ બૂમો પાડી કહ્યું, 'અમને અમારા રક્ષણ માટે સાથે લડાયક જહાજ જોઈએ–જર્મન નૌકાસૈન્ય પર અમને વિશ્વાસ નથી.' આવી ખાતરી જેકથી આની શકાય એમ નહોતું, એટલે તે લંડન પાછા ફર્યા, પણ જોસેફ કેનેડીને લડાયક જહાજ સાથે મોકલવા સલાહ આપી

દેશને માટે કંઈક કરી બતાવવાની આ એક નાની તક હતી, પણ એ તક કેનેડીએ ઝડપી લીધી. હજુ તો એ માત્ર કૉલેજના એક વિદ્યાર્થી હતા અને હાર્વર્ડમાં વર્ગો શરૂ થઈ ગયા હતા. સપ્ટેમ્બરની આખરમાં એમણે સ્વદેશ પ્રતિ પ્રયાણ આદર્યું.

પદવી માટેની પરીક્ષામાં તેમણે રાજ્યશાસ્ત્ર (ઓનર્સ) નો વિષય લઈ બેસવાનું નક્કી કર્યું. ઓનર્સની પદવી મેળવવા યુનિવર્સિટીનાં ધારાધોરણો મુજબ તેમને એક મહાનિબંધ લખવાનો હતો. હાર્વર્ડના સિનિયર વર્ષમા કેનેડીનો આ જ એક મુખ્ય બૌદ્ધિક પ્રયાસ હતો. તેમના મહાનિબંધનો વિષય હતો, 'મ્યુનિચની આળપંપાળ.' પરદેશમાં તેમણે પ્રવાસ કર્યો તે દરમિયાન ઠેર ઠેર તેમને ચેમ્બરલીન પરની ટીકાઓ સાંભળવા મળી. આ ટીકાઓની તેમના મન પર ઊંડી છાપ પડી. અમેરિકામાં પણ લોકો ઇંગ્લૅન્ડના આ વડાપ્રધાન તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોતા. કેનેડીને એ સમજણ નહોતી પડતી કે ચેમ્બરલીન પરાજયનાં વધુ બિનગત અને ઊંડાં પરિબળોના હાથા કેમ બન્યા હતા? હાર્વર્ડ યુનિવર્સિટીના રાજ્યશાસ્ત્ર વિષયના પ્રાધ્યાપકો બ્રુસ હોપર અને પેસન વાઈલ્ડના માર્ગદર્શન નીચે કેનેડીએ ૧૯૩૯–૪૦ના શિયાળાના દિવસો હાર્વર્ડની વાઈડનેર લાઈબ્રેરીમાં ગાળ્યા અને ત્યાં બેસી તેમણે પાર્લામેન્ટની ચર્ચાના હેવાલો, વિદેશખાતાની તપસીલો, લંડનના અખબાર 'ટાઈમ્સ' અને 'ધ ઈકોનોમિસ્ટ'ના અંકોનો અભ્યાસ કર્યો.

એ વર્ષની વસન્તઋતુમાં કેનેડીએ પોતે લખેલો મહાનિબંધ યુનિવર્સિટીના સત્તાવાળાઓને પેશ કર્યો. એક દૃષ્ટિએ જોવા જઈએ

તો આ મહાનિબંધ હજુ અભ્યાસ કરી રહેલા એક પુરુષના પરિશ્રમ
પરિણામ હતું. નિબંધની ભાષા ગંભીર અને અભ્યાસપૂર્ણ હોવાન
દેખાવ કરતી હતી. તેમાં આંકડા અને ટિપ્પણ પુષ્કળ પ્રમાણમ
હતાં. પણ તેની જોડણી અને વાક્યરચના કાચી હતી. ૧૯૩૩-૩૫
ગાળા દરમિયાન બ્રિટને નિઃશસ્ત્રીકરણની નીતિ અપનાવી તે સમય
માંડીને હિટલરે પુનઃશસ્ત્રીકરણનો કાર્યક્રમ આરંભ્યો ત્યારે બ્રિટનમ
તેના જે પ્રત્યાઘાતો પડ્યા હતા તે સમય સુધીના બનાવોની કૅનેડીએ
નિબંધમાં ચર્ચા કરી હતી. નિબંધનો આખો ઝોક બ્રિટનના શાંતિવાદીએ
કરકસરનો પક્ષ લેનારાઓ, લીગ ઑફ નેશન્સના ટેકેદારો, સ્વાર્થ
અંધ બનેલા વેપારીઓ અને મજૂરમંડળો અને પક્ષીય રાજકારણન
માંહોમાંહેના ઝઘડાઓએ દેશની નીતિ ઉપર જે અસર કરી તેના પ
હતો. મહાનિબંધના ઉત્તરાર્ધમાં કૅનેડીએ બ્રિટને ૧૯૩૦ના દાયકાન
પાછલાં વર્ષો દરમિયાન ગોકળગાયની ગતિએ અને અપૂરતી તૈયાર
સાથે પુનઃશસ્ત્રીકરણનો જે કાર્યક્રમ આરંભ્યો તેની ચર્ચા કરી હતી

આ મહાનિબંધનાં બે લક્ષણો નોંધપાત્ર હતાં: એક તો એ કૅનેડીએ
કરેલું જે વર્ણન કર્યું હતું તે સંપૂર્ણ નિર્લેપતાથી કર્યું હતું.
નિબંધના લખાણમાં વસ્તુસ્થિતિની જે અગત્ય પર ભાર મુકાયો હતે
તે કેવળ બૌદ્ધિક દૃષ્ટિને અનુલક્ષીને જ., મ્યુનિચ કરાર સંબંધી લોકો
ભારે લાગણીવશ બની જતા. કૅનેડીએ તે વિશે ટીકા કરી હતી
એમણે એ ભારપૂર્વક જણાવ્યું કે હું ગાભરુવૃત્તિનો નથી; કેમ જાણે
૧૯૪૦ની વસંતઋતુમાં ગાભરુવૃત્તિના હોવું એ એક પાપ ન હોય
મહાનિબંધનું બીજું નોંધપાત્ર લક્ષણ આ હતું. કૅનેડીએ ભારપૂર્વક એ
જણાવ્યું હતું કે મ્યુનિચ કરારથી જે પરિસ્થિતિ સર્જાઈ તેને માટે
ચેમ્બરલીન કે સ્ટાન્લી બોલ્ડવીન જેવા માણસો જવાબદાર નહોતા,
પણ લોકશાહી અને મૂડીવાદનાં અંતર્ગત ઊંડાં પરિબળો જવાબદાર
હતાં. જે દેશોમાં લોકશાહીતંત્ર હોય છે અને મૂડીવાદીઓનું જોર હોય
છે તે દેશમાં સામાન્ય રીતે પરિસ્થિતિ તરફ ઉપેક્ષાવૃત્તિ, નફા અને
સુરક્ષિતા માટેની જ ચિંતા, શાંતિવાદ, લશ્કરીકરણનો ભય વગેરે તત્ત્વો

જોવામાં આવે છે. આ દૃષ્ટિએ જોવા જઈએ તો કેનેડીએ લખેલો આ મહાનિબંધ કોઈ પુખ્ત અને વિવેકબુદ્ધિવાળા અભ્યાસીએ લખ્યો હોય એમ પ્રતીત થયા વગર રહેતું નથી.

નિબંધના અંતમાં કેનેડીએ જણાવ્યું : 'મોટા ભાગના ટીકાકારો ખોટાં લક્ષ્યાંકને ઝૂડયા કરે છે. મ્યુનિચ કરાર ઉપર ટીકા કરવાની કોઈ જરૂર નથી, પણ એ કરારની પાછળ બ્રિટનના જાહેર મતની સ્થિતિ અને બ્રિટનની તૈયારી જેવાં જે પરિબળો હતાં તેની ટીકા થવી જોઈએ. આ પરિબળોને કારણે જ બ્રિટનને માટે 'શરણાગતિ' અનિવાર્ય હતી.

'બ્રિટને યુદ્ધ માટે પૂરતી તૈયારી ન કરી એ માટે બોલ્ડવીન જેવા એકલદોકલ માણસનો દોષ એ કાઢવો એ ગેરવાજબી અને તર્કદોષવાળું છે. લોકશાહી રાજતંત્રની જે મર્યાદાઓ છે તે જોતાં આ પરિણામ જ આવે.'

પરંતુ આ નિબંધ સૂચક તો એ રીતે હતો કે યુરોપીય યુદ્ધ વિશે જોસેફ કેનેડીએ જે વલણ લીધું હતું તેનું જ પ્રતિબિંબ જાણે કે આમાં પડતું હતું. ૧૯૩૯ના અંતમાં અને ૧૯૪૦ની શરૂઆતમાં જ્યારે જ્હોન કેનેડી વાઈડનર પુસ્તકાલયમાં પોતાના નિબંધ અંગેની સામગ્રી એકઠી કરી રહ્યા હતા ત્યારે જોસેફ કેનેડી લંડનથી પ્રમુખ રૂઝવેલ્ટ અને વિદેશમંત્રી કોર્ડેલ હલ ઉપર જે હેવાલો મોકલતા તેમાં પણ તે ચેમ્બરલીનની સરકાર પ્રત્યે સહાનુભૂતિભર્યું વલણ દાખવતા અને અમેરિકાને યુરોપીય પ્રશ્નોથી દૂર રહેવાની સલાહ આપતા. યુરોપમાં જે ઘર્ષણ ચાલી રહ્યું હતું એમાં અમેરિકાએ બિલકુલ ભાગ ન લેવો જોઈએ, પણ ભવિષ્યમાં આવી પડનાર કોઈ પણ કટોકટીનો પ્રતિકાર કરવા સ્વરક્ષણની પૂરી તૈયારીઓ માટે પ્રયત્ન કરવો જોઈએ એવી સલાહ તેમણે પ્રમુખ રૂઝવેલ્ટને આપી હતી.

બ્રિટન અને ફ્રાન્સના નિરાશાજનક ભાવિ વિષે જોસેફ કેનેડીના મનમાં કોઈ શંકા નહોતી અને તે તેમણે સ્પષ્ટ રીતે એ હેવાલોમાં

કેનેડીએ તેમના પિતાને સમાચાર મોકલ્યા કે પોતે રાજ્યશાસ્ત્રના વિષયમાં ઓનર્સ સાથે ઉત્તીર્ણ થયા છે અને તેમણે લખેલા મહાનિબંધને પ્રશંસાનું પ્રમાણપત્ર પ્રાપ્ત થયું છે ત્યારે પિતાએ સામેથી અભિનંદનનો તાર પાઠવ્યો; લખ્યું : 'તારે માટે મને બે વસ્તુની ખાતરી હતી : એક તો એ કે તું ચપળ છે; બીજું તું ફાંકડો જુવાન છે. પિતાના સપ્રેમ.'

હાર્વર્ડમાં કેનેડીએ લખેલો નિબંધ સહુની એટલી બધી પ્રશંસા પામ્યો કે કેનેડીએ તેને પુસ્તકના સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું. આ સંબંધી તેમના પિતાને લખેલા એક પત્રમાં તેમણે જણાવ્યું : 'મને લાગે છે કે મારે આખોય નિબંધ ફરીથી લખવો જોઈએ અને તેને વિગતોથી વધુ સંપૂર્ણ બનાવવો જોઈએ જેથી એ સામાન્ય વાચકને રસમય થઈ પડે. અત્યારે એ જેવો છે તેમાં ક્યાંય ચમક નથી, જો કે વિચારો ને એ બધું ઠીક છે' પિતાએ સહૃદયતાથી સંમતિ આપી અને નિબંધ ફરીથી કેવી રીતે લખવો, તેનું સંકલન કેમ કરવું, કોની મારફત પુસ્તક પ્રગટ કરવું વગેરે અંગે લંડનથી સંખ્યાબંધ સલાહસૂચનો મોકલાવ્યાં. તા. ૨૦ મી મે ૧૯૪૦ ના રોજ પુત્ર પર પાઠવેલા પત્રમાં પિતાએ જણાવ્યું : 'મ્યુનિચ કરાર સમયે બ્રિટનની જે નિર્બળતા હતી એ અંગેની જવાબદારીમાંથી બોલ્ડવીન અને ચેમ્બરલીનને મુક્ત રાખવા તેં જરા વધારે પડતું લખ્યું છે. હું એ કબૂલ કરું છું કે આખરી જવાબદારી તો સમગ્રતયા લોકોની છે, પણ એક નેતાએ પોતાનો પગ ધરતી ઉપર રાખવા ઉપરાંત થોડું વધારે કરવું જોઈએ. તેણે રાષ્ટ્રના હિત તરફ પણ જોવું જોઈએ અને લોકોને કેળવવા જોઈએ. તું નિબંધ ફરીથી લખે ત્યારે દોષનો ટોપલો લોકો અને નેતા વચ્ચે સરખે હિસ્સે વહેંચી આપજે.' કેનેડી પિતાના આ મંતવ્ય સાથે સંમત થયા. પત્રના જવાબમાં લખ્યું, 'હવે બોલ્ડવીનનો ખોટો બચાવ નહિ કરું.'

નિબંધમાં જે વિગતો અને વિચારો વ્યક્ત થયાં હતાં તેમાં અને પુસ્તકમાં રજૂ થયેલી વિગતો અને વિચારો વચ્ચે ઝાઝો ફરક નહોતો.

માત્ર પુસ્તકનો અંત જરા વધારે નાટ્યાત્મક ઢબે લાવવામાં આવ્યો હતો : 'છેલ્લાં થોડાં અઠવાડિયાના બનાવોથી લોકશાહી જાગ્રત બની છે એમ કહેવું પર્યાપ્ત નથી. જ્યારે ઘર બળતું હોય ત્યારે કુંભકર્ણ પણ ઊંઘમાંથી બેઠો થાય. આપણે તો એક એવા સશસ્ત્ર ચોકીદારની જરૂર છે જે બંદૂકના પહેલે જ ધડાકે જાગે અથવા તો વધારે સારું એ છે કે એ એવો ધડાકો થવા જ ન દે.

'ઇંગ્લૅન્ડના બોધપાઠમાંથી આપણે ઘણું શીખવાનું છે અને આપણા લોકશાહીતંત્રને આપણે ક્રિયાશીલ બનાવવાનું છે. આપણે અત્યારથી જ એને કામ કરતું બનાવીએ. જ્યારે બધું બરાબર ચાલતું હોય ત્યારે કોઈ પણ પ્રકારનું રાજ્યતંત્ર કામ આપે છે. પણ જે તંત્ર કટોકટીના સમયે પણ ખોરવાઈ ન જતાં ચાલુ રહે એ જ છેક સુધી ટકી રહે છે.' ખરું પૂછો તો સલાહનાં આ અને આવાં બીજાં વાક્યો કેનેડીએ પોતાના પિતાના એક પત્રમાંથી શબ્દશઃ ઉઠાવ્યાં હતાં. તેમણે પુસ્તકનું નામ આપ્યું : 'ઇંગ્લૅંડ કેમ ઊંઘ્યું ?' ('Why England slept ?')

આ પુસ્તકને આશ્ચર્યજનક સફળતા મળી. બ્રિટન પર નાત્સીઓ જ્યારે બોમ્બવર્ષા કરવાની તૈયારીમાં હતા ત્યારે આ પુસ્તક પ્રગટ થયું. કેવળ અમેરિકામાં તેની ૪૦,૦૦૦ પ્રતો વેચાઈ અને બ્રિટનમાં પણ એટલી જ સંખ્યામાં તેની નકલો ખપી. વિવેચકોએ પુસ્તકને આવકાર્યું. અવલોકનકારોને તાજુબી તો એ થઈ કે ૨૩ વર્ષની ઉંમરનો એક યુવાન આટલી બધી માહિતી અને વિગતો ચતુરાઈપૂર્વક કેવી રીતે એકત્રિત કરી શક્યો, આટલી નિર્લેપતાથી અમુક અભિપ્રાયો કેવી રીતે વ્યક્ત કરી શક્યો અને અમેરિકાની પરિસ્થિતિમાં વેધક કહી શકાય એવા નિર્ણયો કેવી રીતે બાંધી શક્યો. કેટલાકને એમ લાગ્યું કે કેનેડીએ પુસ્તકમાં પણ બોલ્ડવીન અને ચેમ્બરલીનનો ખોટો બચાવ કર્યો છે અને મ્યુનિચ કરારનો માર એટલાં બધાં રાજકીય અને આર્થિક બિનંગત કારણોને જવાબદાર ગણાવ્યાં છે કે અમેરિકાને માટે આમાંથી કયો બોધપાઠ લેવા જેવો છે એ વાચકોને ખબર જ નથી પડતી.

આપખુદ સત્તાની સામે ઝૂઝવા પશ્ચિમી ઢબની મૂડીવાદી લોકશાહીની શકિત માટે કૅનેડીએ કેટલીક ગહનની શંકાઓ ઉઠાવી હતી; પરંતુ શકિતશાળી નેતાઓને જન્માવવા. સિવાય લોકશાહીતંત્રમાં શ્રદ્ધા ધરાવનારાઓએ બીજું શું કરવું જોઈએ એ વિષે એમણે કોઈ વ્યાવહારિક સલાહ આપી નહોતી. કેટલીક વસ્તુ કહેવી સહેલ હોય છે, પણ કરી બતાવવી મુશ્કેલ હોય છે.

વિવેચકો આ પુસ્તકનો આ રીતે અભ્યાસ કરી રહ્યા હતા, પણ જોસેફ કૅનેડી તો એક પિતા પુત્રની કૃતિ તરફ જે મમતાથી જુએ એ જ મમતાથી જોતા. ઑગસ્ટ માસમાં તેમણે કૅનેડીને લખ્યું : 'સમાજમાં ઉચ્ચ સ્થાન ધરાવતા લોકોની દૃષ્ટિએ જે પુસ્તક ઉત્તમ ઠરે એ પુસ્તક તને ભવિષ્યમાં જે રીતે ઉપયોગી થઈ પડશે તે જાણી તું પોતે નવાઈ પામશે. પચ્ચીસ વર્ષ પછી હાર્વર્ડની કમિટી આગળ તું તારી કારકિર્દીનો હેવાલ પેશ કરશે ત્યારે તને એક સવાલ એ પૂછવામાં આવશે : 'તમે કયાં પુસ્તકો લખ્યાં છે ?' અને ખાતરી છે કે એ સમય સુધીમા તો તેં ઘણાં પુસ્તકો લખ્યાં હશે.' જોસેફ કૅનેડીએ આ પુસ્તકની એક એક પ્રત હેરોલ્ડ લેસ્કી, વિન્સ્ટન ચર્ચિલ અને બ્રિટનનાં રાણી ઉપર મોકલાવી આપી.

૧૯૪૦ના ઉનાળા પછીનું આખું વર્ષ જહૉન કૅનેડીએ માત્ર આરામ કરવામાં પસાર કર્યું. પહેલા તેમણે યેલ્સ સ્કૂલમાં જવાનું નક્કી કર્યું, પણ પાછળથી વિચાર બદલ્યો અને છ મહિના સુધી સ્ટેન્ફર્ડ યુનિવર્સિટીની બિઝનેસ સ્કૂલમાં રહ્યા, પણ ત્યાંય તેમનું દિલ ચોંટયું નહિ. ફરીથી પ્રવાસ કરવાનું તેમને મન થયું અને તે દક્ષિણ અમેરિકાના લાંબા પ્રવાસે ઊપડયા. ૧૯૪૧ દરમિયાન યુદ્ધ બાલ્કન રાજ્યો અને છેક રશિયાના સીમાડા સુધી પહોંચ્યું હતું. સહુને એમ લાગતું હતું કે હવે અમેરિકા યુદ્ધમાં ઝંપલાવશે; પણ અલગતાવાદીઓ 'પહેલાં અમેરિકા'ની દલીલ વધુ જોરશોરથી કરવા લાગ્યા.

અમેરિકન એલચી જોસેફ કૅનેડી બ્રિટનની દૃષ્ટિએ આળપંપાળ અને પરાજયવાદના એક પ્રતીક સમાન બની ગયા હતા. તેથી તેમણે

૧૯૪૦ની આખરમાં એલચીપદેથી રાજીનામું આપ્યું. એ પછી અમેરિકાની વિદેશનીતિ સંબંધી પોતાનું દૃષ્ટિબિંદુ લોકોને સમજાવવામાં એ ક્યારેય સફળ ન થયા. અલગતાવાદના એ એટલા જબરા પુરસ્કર્તા હતા કે ‘ પ્રથમ અમેરિકા ’ સમિતિએ તેમને તેના રાષ્ટ્રીય અધ્યક્ષ બનાવવાનો વિચાર કર્યો. તેમણે જણાવ્યું હતું કે ‘ આપણા ઉપર સીધું આક્રમણ ના થાય ત્યાં સુધી અમેરિકા કોઈ પણ સંજોગોમાં યુદ્ધમાં ન ઝંપલાવે એમ હું ઇચ્છું.’ બીજા એક પ્રસંગે તેમણે કહેલું : ‘ ઇંગ્લૅન્ડ આપણું યુદ્ધ નથી લડતું. આ આપણું યુદ્ધ જ નથી.’ એક બાજુ તેમનું આ વલણ હતું; તો ઊલટ પક્ષે એ નાત્સીઓને બુદ્ધિ અને સભાનતાના શાસનના વિરોધીઓ અને ‘ કાયદો, કૌટુમ્બિક જીવન અને ખુદ ધર્મના દુશ્મનો ’ ગણતા. કોઈ તેમને અલગતાવાદી કે આળપંપાળ કરનાર કહે એ ગમતું નહોતું અને બ્રિટિશરો અમેરિકનોની તરફ તિરસ્કારવૃત્તિ બનાવતા હોવા છતાં તેમ જ તેમની સામે નાકનું ટેરવું ઊંચું રાખી ફરતા હોવા છતા ‘ નાત્સીઓની પાશવતા ’ કરતાં તેઓ અનેક રીતે સારા છે એમ એ કહેતા. દુનિયા સમસ્ત જ્યારે ‘ કાં અમે, કાં તમે ’ એ સિવાય બીજો કોઈ વિકલ્પ જ નહોતો ત્યારેય જોસેફ કૅનેડીએ કોઈ એક ચોક્કસ નિર્ણય લેવા માટે આનાકાની કરવા માંડી.

તેમના આવા વલણને કારણે જોસેફ કૅનેડી અમેરિકાના જાહેર જીવનમાંથી બાજુએ ફેંકાઈ ગયા. આ સમયે જહોન કૅનેડીનું વલણ અમેરિકાએ યુદ્ધમાં ઝંપલાવવું જ જોઈએ એ માન્યતા તરફ વધુ ને વધુ ઢળતું ગયું. વસંતઋતુ દરમિયાન તેમણે સૈન્યમાં દાખલ થવાનો પ્રયાસ કરી જોયો, પણ પીઠમાં તેમના થતા દુખાવાના કારણે તેમને નકારવામા આવ્યા. ૭ મહિના સુધી સતત કસરત કરી પોતાની તબિયત સુધારી એ સપ્ટેમ્બર માસમાં અમેરિકાના નૌકાસૈન્યમા જેમતેમ દાખલ થઈ ગયા. થોડો વખત તેમણે વૉશિંગ્ટનમાં નૌકાસૈન્યના સેનાપતિ વતી

સમાચારોનું દોહન તૈયાર કરવાની જવાબદારી ઉપાડી લઈ સમાચાર-વિભાગમાં કામ કર્યું. જાપાને પર્લ હાર્બર ઉપર આક્રમણ કર્યું ત્યારે કેનેડીએ દરિયા પર જવાની માગણી કરી, પણ તેમની માગણી લાંબા સમય સુધી નકારવામાં આવી. દક્ષિણમાં આવેલાં સંરક્ષણનાં કારખાનાંનું હવાઈ હુમલા સામે કેવી રીતે રક્ષણ કરવું એ બાબતની એક યોજના તૈયાર કરવાનું કામ તેમને સોંપવામાં આવ્યું અને કેટલાક મહિના તેમણે આ કામ સંભાળ્યું. પરંતુ કેનેડીને આ કામ બહુ નીરસ અને ધૃણાસ્પદ લાગ્યું. ફુરસદનો થોડો સમય તેમણે વિદેશ-સમાચારવિભાગમાં પત્રવ્યવહારનો અભ્યાસ અને નૌકાસૈન્ય અને જકાતના ધારાધોરણોનો અભ્યાસ કરવામાં ગાળ્યો. પણ હવે તેમને ભય લાગવા માંડ્યો કે કદાચ તેમને આ રીતે ઑફિસમાં જ કામ સોંપ્યા કરવામાં આવશે. એમની ઇચ્છા તો યુદ્ધને મોરચે જવાની હતી. એટલે તેમણે પિતાને કહ્યું કે નૌકાસૈન્યવિભાગમાં તમારી લાગવગનો ઉપયોગ કરી મને દરિયા પરના કોઈ પણ મોરચા પર જવાનું કામ અપાવો. પુત્ર માટે પિતાએ થોડાં ચક્રો ગતિમાન કર્યાં. આ બનાવની પાછળ પણ થોડો રમૂજી ઇતિહાસ હતો. પર્લ હાર્બર ઉપર આક્રમણ થયું તે જ દિવસે જોસેફ કેનેડીએ ફરીથી પ્રવૃત્તિમય જીવનમાં ઝંપલાવવાનો વિચાર કર્યો. પ્રમુખ રૂઝવેલ્ટ પર તેમણે તાર કર્યો : 'યુદ્ધના કોઈ પણ મોરચાનું નામ આપો અને હું તમારી સેવામાં હાજર થઈ જઈશ.' કોણ જાણે કેમ, પણ આ તાર પ્રમુખ રૂઝવેલ્ટને મળ્યો જ નહિ. નવા કરાર સમયે પોતાને મદદ કરનાર પોતાના જૂના સાથીદાર આ સમયે સેવા આપવામાં કેમ પાછા પડ્યા તે જોઈ રૂઝવેલ્ટને આશ્ચર્ય થયું. તેમણે બોસ્ટનના વતની અને બહુમતી પક્ષના નેતા જહોન ડગ્લ્યુ. મેકકોર્મેકને આ સંબંધી વાત કરી. મેકકોર્મેકે જોસેફ કેનેડીને વાત કરી. જોસેફ કેનેડીએ રૂઝવેલ્ટને પત્ર લખી જણાવ્યું કે મેં તમને સેવા માટે તાર કર્યો જ હતો. બન્ને વચ્ચે મિત્રતાભર્યો થોડો પત્રવ્યવહાર થયો, પણ યુદ્ધ દરમિયાન ન બન્ને જોસેફ કેનેડીને કોઈ જવાબદારીભર્યું કામ સોંપવામાં ન આવ્યું.

૧૯૪૨ના અંત જ્હોન કેનેડીને જે પ્રકારની કામગીરી બજાવવાની મહેચ્છા હતી તે કામ મળ્યું. જે માણસે નાની હોડીઓમાં કામ કરવાની તાલીમ મેળવી હોય એને માટે આ કામ ઉત્તમ હતું. તેમને મોટર ટોરપીડોની ટુકડીમાં કામ સોંપવામાં આવ્યું. ખૂબ ઝડપવાળી અને નાજુક એવી ' પીટી બોટ્સ 'ને કેમ ચલાવવી એ માટે તેમને છ મહિના સુધી તાલીમ આપવામાં આવી. તાલીમ માટેનો સમય તેમણે મોટે ભાગે ન્યુયોર્ક અને પોર્ટ્સમાઉથમાં ગાળ્યો. તેમને તાલીમ આપનારાઓએ તેમને પ્રાવીણ્યનું પ્રમાણપત્ર આપ્યું, એન્જીનિયરીંગ જેવા ટેકનિકલ વિષયમાં તેમનું જ્ઞાન સારું છે અને બહુ ઉત્સુક અને પોતાની ફરજ માટે બહુ સભાન છે એવી ભલામણ કરી.

યુદ્ધને મોરચે જવા કેનેડી ૧૯૪૩ની શરૂઆતમાં સાન ફ્રાન્સીસ્કોથી સ્ટીમરમાં બેસી ઊપડયા તેમને દક્ષિણ પ્રશાંત મહાસાગરમાં કામગીરી સોંપવામાં આવી હતી, કારણ કે આ સ્થળે જાપાનીઓ ઘણા આગળ વધ્યા હતા અને સાથી રાજ્યોનાં સૈન્ય ધીરે ધીરે પાછાં હઠતાં હતાં. માર્ચ મહિનામાં લેફ. કેનેડી ટુલાગી અને રસેલ ટાપુઓથી દૂર આવેલા સોલોમન્સ ટાપુઓમાં પોતાની ' પીટી ' બોટમાં લશ્કરી કામગીરી બજાવી રહ્યા હતા. ઓગસ્ટ માસમાં ન્યુજ્યોર્જિયામાં આગળ વધેલા જાપાનીઓને પાછા હઠાવવા દરિયાઈ, હવાઈ અને જમીનમાર્ગે જે પ્રત્યાક્રમણ થયું તેમાં ભાગ લેનારાઓમાં કેનેડી પણ એક હતા.

તા. બીજી ઑગસ્ટ, ૧૯૪૩ના રોજ મધરાત પછી ' આમાગીરી ' નામનું એક જાપાનીઝ લડાયક જહાજ ન્યુજ્યોર્જિયાની બ્લેકેટ ભૂશિરનાં કાળાં પાણી કાપતું ત્યાં આવી પહોંચ્યું. જહાજના કપ્તાન કોહાઈ હનામીએ તૂતક પરના ભાગ પરથી વાદળ અને ધુમ્મસથી ઘનઘોર બનેલી એ રાત્રીએ ઝીણી નજરે આમતેમ જોવા માંડયું. દિવસ દરમિયાન અમેરિકન હવાઈ જહાજો આ લડાયક જહાજની પાછળ પડતાં અને રાત્રે પીટી બોટ્સ તેને પરેશાન કરતી. એટલે તેના માણસોને તેણે આક્રમણ કરવા તૈયાર રહેવાની સૂચના આપી દીધી હતી. એકાએક તેણે દરિયામાં અડધો માઈલ દૂર એક પીટી બોટને આમતેમ ફરતાં જોઈ.

હનામીએ જહાજ ચલાવનારને બોલાવ્યો અને કહ્યું : 'વહાણનં જમણી પાંખ દશ અંશે રાખો ! પીટી બોટ દેખાય છે. બધા સાવધ થઈ જાઓ !' ત્રીસ નોટ દૂરથી તેણે બોટ પર બોમ્બવર્ષા શરૂ કરી, બોટના મધ્ય ભાગ તરફ ધસી ગયો, તેના બે ટુકડા કરી નાખ્યા અને કંઈ પણ અવાજ કર્યા વિના ત્યાંથી ચાલી નીકળ્યો. એક ભયંકર કડાકા સાથે પીટી બોટના ભાંગીને ભૂકા થયા અને પાણી પર તેના બે સળગતા ભાગ તરવા લાગ્યા.

પીટી બોટના કપ્તાન લેફ. જહોન કેનેડી, તેમના બાર અધિકારીઓ અને બીજા ખલાસીઓ નિઃસહાય હતા. જાપાનીઝ લડાયક જહાજે તેમની બોટ પર બોમ્બવર્ષા કરી એ તેમણે જોયું. બોટ જસદ જેવી હલકી ધાતુની બનાવેલી હતી, કારણ કે એ ઓછો અવાજ કરે એ માટે એને એક જ એન્જીન પર ચલાવવામાં આવતી. બોટ પરના બે માણસો ત્યાં ને ત્યાં જ મરણને શરણ થયા અથવા ભાગતા જતા લડાયક જહાજને કારણે પાણીમાં જે ઘૂમરીઓ થઈ તેમાં ડૂબી મૂઆ. બીજાઓ પાણીની સપાટી પર રહેવા પ્રયત્ન કરવા લાગ્યા અને બોટના પેટ્રોલને કારણે પાણી પર જે આગ ભભૂકતી હતી તેથી દૂર રહેવા પ્રયાસ કરવા લાગ્યા. કેનેડી બોટના 'કોકપીટ'માં ફેંકાઈ ગયા અને ત્યાંથી તે તૂતક પર ફેંકાયા. તેમને લાગ્યું 'મૃત્યુ હવે નજીક જ છે.' પરંતુ પીટી બોટના જે અડધા ભાગ ઉપર એ હતા એ હજુ પાણી પર તરતો હતો અને એ અને બીજા ચાર જણા એને વળગી રહ્યા હતા. બીજા જે કોઈ બચી જવા પામ્યા હોય તેમને માટે તેમણે બૂમ પાડી અને છ જણાએ એ બૂમનો જવાબ આપ્યો. એમાંનો એક ખલાસી મેકમોહન આખા શરીરે ગંભીર રીતે દાઝી ગયો હતો. હેરિસ નામના બીજા માણસને પગમાં ઈજા થઇ હતી. કેનેડી તરતાં તરતાં તેમની પાસે પહોંચ્યા અને મહામુસીબતે જેમ તેમ કરીને તેમને બોટ સુધી લઈ આવ્યા.

હેરિસે કહ્યું, 'હવે મારાથી આગળ જઈ શકાય એમ નથી.'

કૅનેડીએ તેનામાં ઉત્સાહ રેડતાં કહ્યું : 'એક બોસ્ટનનિવાસી માટે તેં આજે અહીં ઘણી સેવાઓ બજાવી છે. હવે થોડીક વધારે.' હેરિસ અને બીજાઓ તેમનાં જીવન બચાવનારાઓને આશાથી વળગી પડયા અને કપ્તાન કૅનેડી ત્રણ કલાક પછી બોટના તરતા ભંગાર પર પાછો ફર્યો.

રાત પૂરી થતાં દિવસ ઊગ્યો. પાણીમાં જીવન માટે મરણિયા પ્રયાસ કરતા એ અગિયાર નવજુવાનો તેમને બચાવવા બીજી પીટી બોટ્સની રાહ જોવા લાગ્યા, પણ આશ્ચર્યની વાત એ હતી કે તે દિવસે એક પણ બોટ એ બાજુ ન ફરકી. ઈશાન, પશ્ચિમ અને દક્ષિણ દિશામાં જે ટાપુઓ હતા ત્યાં જાપાનીઓનાં ટોળાં હતાં. બોટના જે ભાગને આ અગિયાર નવજુવાનો વળગી રહ્યા હતા તે પણ હવે વજનને કારણે વાંકો વળી ગયો હતો અને ડૂબું ડૂબું થઈ રહ્યો હતો.

કૅનેડીએ પોતાના સાથીદારોને પૂછ્યું : 'જાપાનીઓ આપણને જોઈ જાય તો શું કરવું ? લડવું કે શરણે જવું ?'

કોઈ કે પૂછ્યું : 'પણ લડીશું શેનાથી ?' તેમની પાસે એક ટોમી ગન હતી, છ ૪૫-કેલિબર ઑટોમેટિક બંદૂકો હતી અને એક ·૩૮ની બંદૂક હતી.

'ઠીક. તો આપણે શું કરીશું ?'

'તમે કહો તે મી. કૅનેડી,' કોઈ કે જવાબ આપ્યો, 'તમે અમારા નેતા છો.'

કૅનેડીએ કહ્યું : 'આવી પરિસ્થિતિમાં શું કરવું જોઈએ એ વિશે પુસ્તકમાં કંઈ લખ્યું નથી. મને લાગે છે કે હવે આપણે એક લશ્કરી ટુકડી નથી, એટલે મારું કહ્યું કરવાની કોઈને જરૂર નથી. આપણે શું કરવું છે તેની ચર્ચા કરી લઈએ.' પરંતુ ચર્ચા કરવા જતાં દલીલો થઈ અને કૅનેડીએ આખરે જોયું કે તેમને નેતૃત્વ લીધા સિવાય બીજો કોઈ આરો નથી. તેમણે હુકમ કર્યો કે જે ત્રણ માણસો ઘવાયા છે તેમને જગ્યા કરી આપવા બાકીના બીજા પાણીમાં જતા રહે;

પરંતુ એ લોકો પાણીમાં જાય તે પહેલાં જ વહાણનો અડધો તરતો ભાગ ઊંધો વળ્યો. કૅનેડીએ નક્કી કર્યું કે હવે તો બચવા માટેની એક જ આશા છે અને તે એ કે અગ્નિ દિશામાં ત્રણ માઈલ દૂર આવેલા એક નાના ટાપુ પર તરતાં તરતાં પહોંચવું. મેકમોહનને બચાવવા તેમણે તેના પાટાનો એક છેડો પોતાના મોંમાં દબાવ્યો દાઝી ગયેલા મેકમોહનને ખેંચીને અને બીજા એક ઘવાયેલા સાથીને તો લાઇફ-જૅકેટ પહેરાવીને... વેસ્ટને માટે પણ તેમ જ કર્યું અને બંનેને ખેંચતાં ખેંચતાં એ પાંચ કલાકે ટાપુ પર પહોંચ્યા. ભીડેલા દાંતમાંથી એ ઘણું દરિયાનું પાણી પી ગયા. એ લગભગ પંદર કલાક સુધી દરિયામાં રહ્યા.

એ નાનકડા ટાપુ પર કૅનેડીના કલાન્ત માણસો ધૂંટણીઆં ખેંચવા લાગ્યા. અહીંથી એકલા બીજા એક ટાપુ પર જઈ ' ફર્ગ્યુસન પૅસેજ 'ના હંમેશના માર્ગ પરથી પસાર થતી કોઈ પીટી બોટનો સંપર્ક સાધવાનો પ્રયત્ન કરી જોવાનું હવે કૅનેડીએ નક્કી કર્યું. સાંજના ધૂંધળા પ્રકાશમાં એ ખડકોની હારમાળા સુધી પહોંચ્યા. વહાણનો દીવો હાથમાં હતો. એ તરતાં તરતાં પોતાનો માર્ગ કાપી રહ્યા હતા ત્યારે તેમણે એક મોટી માછલીને પાણીમાં જોઈ. તેમને એમના એક માણસે કહેલી વાત યાદ આવી કે ' આ બારાકુડા નામની માછલીઓ તરતા માણસની નીચેથી ઉપર આવે છે અને તેનાં વૃષણ ખાઈ જાય છે.' દારૂ પીધો હોય તેમ તેમણે ખડકોની હારમાળા તરફ જોરથી તરવા માંડ્યું. રસ્તામાં તીક્ષ્ણ પરવાળાંએ તેમના નળા અને ઘૂંટીમાં ઈજા કરી, પણ તેનીય પરવા કર્યા વગર એ ફર્ગ્યુસન પૅસેજ સુધી પહોંચ્યા. રાતની ઠંડીમાં શરીર ઠરી ગયું હતું, છતાં મહામુસીબતે એ પાણીમાં તરતા રહ્યા અને કોઈ પીટી બોટની રાહ જોવા લાગ્યા. નસીબ બે ડગલાં આગળ હતું. લાંબા સમય સુધી રાહ જોવા છતાં કોઈ બોટ દેખાઈ નહિ, ત્યારે તેમણે ટાપુ પર પાછા જવાનો નિર્ણય કર્યો. પરંતુ દરિયાનો પ્રવાહ હવે વધુ ઝડપી બન્યો હતો અને કૅનેડી તેમના માણસો જે ટાપુ પર તેમની રાહ જોતા હતા ત્યાં ખેંચાવા લાગ્યા. તેમણે હવે તરવાનો પ્રયત્ન કરવાનું છોડી દીધું. સમાધિમાં હોય તેમ તેમણે ચિંતાનો ભાર પણ કાઢી નાખ્યો. માત્ર પેલો દીવો હાથમાં જોરથી પકડી રાખ્યો, કેમ

જાણે એ જ હવે તેમની અને તેમના માણસો વચ્ચે સાંકળરૂપ ન હોય ! કેટલીક ક્ષણો સુધી એ ઊંઘી ગયા, કેટલીક ક્ષણો સુધી એ બેભાન રહ્યા. તેમને લાગ્યું કે હવે કદાચ હું મૃત્યુ પામીશ. દરિયાનો પ્રવાહ તેમને ટાપુ પર લઈ જવાને બદલે એક મોટા વર્તુળમાં ફેરવી જે જગ્યાએથી તેમણે ટાપુ પર પાછા જવા પ્રયાણ આદર્યું હતું ત્યાં જ ફર્ગ્યુસન પેસેજમાં તેમને લઈ ગયો. ફરીથી તેમણે ટાપુ તરફ પ્રયાણ આદર્યું. પરવાળાના ખડકમાં અથડાતાંકૂટાતાં એ જેમતેમ કરીને ટાપુ સુધી પહોંચ્યા. ચાલવાની શક્તિ તો હતી જ નહિ. એટલે કિનારા પર ઘસડાઈને ગયા. કિનારે પહોંચતાં જ તેમને ઊલટી થઈ. તેમના માણસો તેમની નજીક દોડી આવ્યા. કેનેડીએ તેમના ત્રીજા અફસર સામે જોયું. કહ્યું, 'રોસ, આજે રાત્રે તું પ્રયત્ન કરી જોજે.' એ પછી એ બેભાન બની ગયા.

ટુકડીના મુખ્ય થાણા પર તો આ તેર બચેલા માણસો માટે નિરાશા જ સેવવામાં આવતી હતી. તેમના સ્મરણમાં પ્રાર્થના યોજવામાં આવી. એક અફસરે તો રોસની માતાને પત્ર પણ લખી નાખ્યો અને જણાવ્યું કે, 'તમારા દીકરાએ એક મહાન હેતુને માટે પોતાના જીવનનું સમર્પણ કર્યું છે. બ્રિટનના ભૂતપૂર્વ અમેરિકન એલચીનો પુત્ર જેક કેનેડી પણ એ જ બોટ પર હતો તે પણ મૃત્યુ પામ્યો છે. જો કોઈ માણસ એમ કહે કે આ યુદ્ધમાં રાષ્ટ્રનું હીર હણાઈ રહ્યું છે તો એ માણસ એક ક્રૂર હકીકતનું અતિશયોક્તિભરી રીતે નિરૂપણ કરી રહ્યો છે એમ કોઈ નહિ કહી શકે.'

તે દિવસે સાંજે રોસ ફર્ગ્યુસન પેસેજ સુધી તરતો તરતો ગયો, પણ કેનેડીની માફક તેને પણ નસીબે યારી ન આપી. શરદી અને તાવથી પીડાતા કેનેડી તે દિવસે લગભગ આખી રાત જાગતા બેસી રહ્યા. માણસો પણ ખૂબ તરસ્યા થઈ ગયા હતા. સવારમાં કેનેડીએ હુકમ કર્યો, 'આપણે આગળ તો જવું જ જોઈશે.' ફર્ગ્યુસન પેસેજ નજીકના એક ટાપુ પર તે પોતાના માણસો સાથે તરતાં તરતાં ગયા. ત્રણ

કલાકે એ ટાપુ પર પહોંચ્યા. ત્યાં તેમણે નારિયેળ જોયાં. તરસ્યા માણસોએ એ નારિયેળ ફોડયાં અને હોંસથી તેનું પાણી પીવા લાગ્યા. પણ પાણી પીતાંની સાથે જ તેમને ઊલટીઓ શરૂ થઈ. રાત્રે વરસાદ પડયો. તરસથી પીડાતા માણસોએ ઝાડનાં પાંદડાં પરથી ટપકતું પાણી પી તરસ છીપાવી. સવારમાં તેમણે જોયું કે, પાંદડાં પર તો પક્ષીઓની અઘાર હતી ! ચીડાઈને તેમણે એ જગ્યાનું નામ આપ્યું : પક્ષીઓનો ટાપુ ( Bird Island )

આમ કરતાં ચાર દિવસનાં વહાણાં વાયાં. એક ખલાસીએ બીજા ખલાસીની માળા તરફ જોઈ કહ્યું : ' મેક્ગ્વાયર, આ માળા કંઈક ચમત્કાર કરે એવું કર.' મેક્ગ્વાયરે શાન્તિથી કહ્યું : ' જરૂર, હું તમારા બધાની સંભાળ લઈશ.' પણ કૅનેડીને મન તો બચવાની એક જ આશા હતી. હજી કંઈક આગળ જાય તો કદાચ કોઈની નજર તેમના પર પડે અને તેમને બચાવે એટલે એ અને રોસ નૌરુ ટાપુ સુધી તરતાં તરતાં ગયા. આ ટાપુ ફર્ગ્યુસન પેસેજની વધુ નજીક હતો. હવે તેમનાં નસીબનું પાંદડું ફર્યું. આ ટાપુ ઉપર તેમણે બે આદિવાસીઓને જોયા, થોડો જાપાનીઝ માલસામાન હાથ લાગ્યો અને એક તરાપો પણ મળ્યો. તેમને જોઈ બે આદિવાસીઓ નાસી ગયા, પણ તરાપામાં બેસી કૅનેડી અને રોસ ટાપુના અંદરના ભાગમાં ગયા ત્યારે બીજા આદિવાસીઓ તેમને ભીંટળાઈ વળ્યા. કૅનેડીએ એક નાળિયેર હાથમાં લીધું. પોતાના ચપ્પુથી તે છોલી તેના પર સંદેશો કોતર્યો : ' અગિયાર માણસો જીવતા છે. આ સંદેશો લાવનાર આદિવાસી નૌરુ ટાપુ પર અમે કયાં છીએ તે જાણે છે—કૅનેડી.' આદિવાસીઓને તેમણે કહ્યું : ' રેન્ડોવા, રેન્ડોવા ! ' એક આદિવાસી કંઈક સમજતો હોય એમ લાગ્યું. હાથમાં નાળિયેર લઈ એ ત્યાંથી ભાગ્યા.

કૅનેડી માંદગીમાં સપડાયા અને આખો દિવસ ટાપુ પર જ રહ્યા. પણ તે પછી તેમણે નક્કી કર્યું કે તેમણે અને રોસે ફર્ગ્યુસન પેસેજની હજુ વધુ નજીક જવું જોઈએ અને પીટી બોટ્સ માટે રાહ જોવી જોઈએ. બંને જણા તરાપામાં બેસી ખુલ્લા દરિયામાં નીકળ્યા તો

ખરા, પણ હવે પવન ફૂંકાવો શરૂ થયો હતો. પર્વત જેટલાં ઊંચાં મોજાં તેમના તરાપાને આમતેમ ડોલાવી રહ્યાં હતાં. દરિયો તોફાની બન્યો હતો. થોડી વારમાં તેમનો તરાપો ઊંધો પડયો. આ બે જણા તોફાની દરિયામાં બે કલાક સુધી ઝૂઝયા. ભરતીનો પ્રવાહ તેમને દરિયામાં ખેંચી જવા લાગ્યો.

કેનેડીએ બૂમ પાડી પોતાના સાથીદારને કહ્યું : 'તને અહીં સુધી ખેંચી લાવ્યો માટે દિલગીર છું.'

રોસે સામેથી બૂમ પાડી કહ્યું : 'બીજો કોઈ પ્રસંગ હોત તો તો તમને કહેત કે હું તો ના જ પાડતો હતો ને ? પણ અત્યારે એમ નહિ કહું !'

ભરતીના પ્રવાહમાંથી એ જેમતેમ કરતાં બહાર નીકળ્યા અને ટાપુ તરફ પાછા વળવા લાગ્યા. સામે ઘૂઘવતાં મોજાં જોરશોરથી ખડક ઉપર અફળાતાં હતાં. એવામાં એક મોટું મોજું તરાપા ઉપર ફરી વળ્યું અને કેનેડી તેમાંથી દૂર ફેંકાયા. ગોળગોળ ફરતાં એ ઊંડાં પાણીમાં જવા લાગ્યા; પણ બહુ ચમત્કારીભરી રીતે એ પરવાળાંમાં ફસાવાને બદલે એક ઘૂમરીમાં ફસાયા. રોસને હાથ અને ખભા પર સખત ઈજા થઈ હતી અને તેના પગમાંથી એટલું બધું લોહી વહેતું હતું કે કેનેડીને હલેસાં નીચે મૂકવા પડયાં, જેથી રોસ તેના પર એક પછી એક પગ ગોઠવી કિનારા સુધી ચાલી શકે. માંડ માંડ તે કિનારે પહોંચ્યા. રાત રેતીમાં સૂઈ ને જ વિતાવી.

પરંતુ તેમની અગ્નિપરીક્ષા હવે પૂરી થઈ હતી. બીજે દિવસે સવારે ચાર આદિવાસીઓએ કેનેડી અને રોસને ઊંઘમાંથી ઉઠાડયા. એમાંના એકે બહુ સુંદર અંગ્રેજી ભાષામાં કેનેડીને કહ્યું : 'સાહેબ, તમારે માટે એક કાગળ લાવ્યો છું.' એ પત્ર ન્યુ જ્યોર્જિયામાં કામગીરી બજાવી રહેલ ન્યુઝીલેન્ડ ઈન્ફન્ટ્રી પેટ્રોલના એક સેનાપતિ તરફથી હતો. તેમાં કેનેડીને આદિવાસીઓના પાછળ પાછળ તેની છાવણીએ આવવાની વિનંતિ કરવામાં આવી હતી. મદદ યોગ્ય સમયે જ આવી પહોંચી.

મેકમોહનના શરીરનો દાઝેલો ભાગ સડવા લાગ્યો હતો. રોસનો હાથ સૂજીને તેની સાથળ જેટલો થયો હતો. આદિવાસીઓએ કેનેડીને તરાપાના નીચેના ભાગમાં સૂઈ જવા કહ્યું. જાપાનીસ હવાઈ જહાજોથી બચવા તેમને ઝાડનાં પાંદડાંમાં સંતાડી દીધા અને હલેસાં મારતાં મારતાં ન્યુઝીલૅન્ડ પેટ્રોલની છાવણીએ તેમને લઈ ગયા. થોડાક કલાક બાદ એક પીટી બોટ આવી પહોંચી. કોઈક બોટ પરથી બોલ્યું : 'કોણ, જેક !'

કેનેડીએ સામેથી કહ્યું : 'આટલી બધી વાર સુધી કયાં સંતાઈ ગયો હતો ?'

'અમે તારે માટે થોડુંક ખાવાનું લાવ્યા છીએ.'

'આભાર,' કેનેડીએ કહ્યું, 'મેં હમણાં જ નાળિયેર ખાધું છે.' એક ક્ષણ બાદ એ બોટમાં કૂદી પડયા અને બોટ પરના માણસોને ભેટયા. એ બધા મુખ્ય મથકમાં કામ કરતા તેમના મિત્રો હતા.

કેનેડીની ટુકડીના બાકી રહેલા માણસોને અહીં લઈ આવવા માટે આદિવાસીઓ તેમને 'પક્ષીટાપુ' પર લઈ ગયા. મધરાતે પીટી બોટ તેના પ્રફુલ્લિત ઉતારુઓ સાથે મુખ્ય મથક તરફ ઝડપથી જવા લાગી. રસ્તામાં બચી ગયેલા એક માણસે જરા વધારે પડતી બ્રાન્ડી પીધી અને તેને ભાનમાં લાવવા ટુકડીની સાથે રહેતા ડૉક્ટરની મદદ લેવી પડી. એ પછી એ ઊંચે આસને બેઠો અને મિશનની શાળામાં તૈયાર થયેલા બે આદિવાસીઓના ગળામાં હાથ ભેરવી એ ત્રણેય જણા જે એક ભજન જાણતા હતા તે ગાવા લાગ્યા :

> હું જાણું છું કે ઈશુ મને ચાહે છે,
> બાઈબલ પણ તેમ જ કહે છે;
> આપણે સહુ નાના માનવીઓ તેને શરણે છીએ,
> આપણે નિર્બળ છીએ, પણ એ સબળ છે.
> જી હા, ઈશુ મને ચાહે છે; ઈશુ મને ચાહે છે......

મુખ્ય મથકે મિત્રોએ કેનેડીને ઉમળકાભર્યો આવકાર આપ્યો. એ અફસરો અને સામાન્ય નાવિકોના પ્રિયપાત્ર થઈ પડ્યા. એક કરોડાધિપતિ અને એલચી જેવો ઊંચો હોદ્દો ધરાવનાર વ્યક્તિના પુત્રમાં સ્વાભાવિક રીતે જે અભિમાન હોવું જોઈએ એ કેનેડીમાં નથી એમ સહુને લાગ્યું. બચેલા માણસોના અનુભવની વાતો અને કેનેડીની ધીરતાની વાતો મુખ્ય મથકે બધા કરવા લાગ્યા. અમેરિકાના નૌકાસૈન્યે તેમને 'પર્પલ હાર્ટ' ઉપરાંત નેવી ઍન્ડ મરીન કોરનો ચંદ્રક અર્પણ કરી તેમના કાર્યની કદર કરી. એડમિરલ વિલીઅમ એફ હેલ્સીએ માનપત્રક વાંચ્યું. તેમાં લખ્યું હતું : 'એમની હિંમત, સહનશક્તિ અને ઉત્તમ નેતૃત્વને કારણે કેટલાંકનાં જીવન બચ્યાં છે. અમેરિકાના નૌકાસૈન્યની સેવાની ઉચ્ચપ્રણાલિકાઓને તેઓ યોગ્ય રીતે અનુસર્યા છે.'

યુદ્ધનાં શેષ વર્ષો કેનેડી માટે અનેક રીતે પ્રતિકૂળ નીવડ્યાં. એ વર્ષોમાં તેમણે ઘણી નિરાશા અનુભવી અને જીવનના એક કરુણ અનુભવમાંથી પણ પસાર થવું પડ્યું. તેમને મૅલેરિયા લાગુ પડ્યો અને વજન પણ ઘટીને ૧૨૫ રતલ થયું. પીટી બોટના બનાવ પછી પીઠનો દુખાવો ફરીથી ઊપડ્યો. આનાથી એમને ઘણું કષ્ટ થયું. ૧૯૪૩ના ડિસેમ્બરમાં તેમને લશ્કરી કામગીરી તબિયતને કારણે છોડવી પડી અને તેમને અમેરિકા પાછા મોકલવામાં આવ્યા થોડો વખત તેમણે મિયામીમાં પીટી બોટના એક તાલીમશિબિરમાં શિક્ષક તરીકે કામ કર્યું. તેમનો આ સમય ઘણા આનંદમાં પસાર થયો. મોટે ભાગે તો દરિયા પર જ કામ કરવાનું હતું અને કામમાંથી પરવાર્યા પછી મનોરંજન માટે પણ ઘણો સમય રહેતો. એક દિવસ એ મિયામીની નજીક રહેતા જેમ્સ કોક્સને મળવા માટે ઊપડ્યા. ૧૯૨૦ની ચૂંટણીમાં કોક્સે ડેમોક્રેટીક પક્ષ તરફથી પ્રમુખપદ માટે ઉમેદવારી નોંધાવી હતી અને ચૂંટણીતંત્ર ખેલ્યા હતા. કેનેડીએ એમની સાથે યુદ્ધ અને રાજકારણ વિશે ઘણી ચર્ચા કરી. તેમના ઉપરી અધિકારીઓના અભિપ્રાય મુજબ કેનેડી એક મોજીલા સ્વભાવના, શાન્ત, પ્રામાણિક અને બુદ્ધિશાળી

સારી ના રહેતી હોય, હમેશની માંદગી કે એવા બીજા કોઈ દર્દથી પિડાતો હોય અને એને કંઈ થાય તો એ મૃત્યુનો 'આઘાત એટલો બધો નહિ લાગે. પણ કોઈ સ્વજન જીવનમાં સફળતાનાં શિખરો સુધી પહોંચી ત્યાંથી ગબડી પડે તો એનો આઘાત વિશેષ કરુણ હશે.'

કેનેડીને ચેલ્સી હૉસ્પિટલમાં લાંબો સમય રહેવું પડ્યું. ત્યાં તેમની પીઠ ઉપર ઓપરેશન કરવામાં આવ્યું. આ શસ્ત્રક્રિયાને કારણે એ વધુ દૂબળા બન્યા. હરીફરી શકાય એવી તબિયત થતાં એ વૉશિંગ્ટનમાં નેવી બોર્ડ સમક્ષ ગયા અને સેવામાંથી નિવૃત્તિ લીધી. ૧૯૪૫ની શરૂઆતમાં એ એક નાગરિક તરીકેનું જીવન ગાળવા લાગ્યા. યુદ્ધનું પરિણામ શું આવશે એ વિશે હવે કોઈના મનમાં શંકા રહી નહોતી. હવે લોકો પણ શાંતિ સ્થપાતાં શું કરવું જોઈએ એની યોજનાઓનો વિચાર કરતા થયા હતા. ફેબ્રુઆરી માસમાં કેનેડીએ એક ચોપાનિયું પ્રગટ કર્યું: 'શાંતિમાં આપણે એક પ્રયોગ કરીએ.' ('Let's try an experiment in Peace') આ ચોપાનિયામા તેમની મુખ્ય દલીલ એ હતી કે યુદ્ધ પછી જો દરેક રાષ્ટ્ર શસ્ત્રીકરણની સ્પર્ધામાં ઊતરશે તો લોકો પર કરવેરાનું ભારણ વધી જશે અને ખાનગી સાહસ અને પૂર્ણ રોજગારીની પ્રગતિ અવરોધાશે. એટલે સારો માર્ગ એ છે કે યુદ્ધોત્તર સમયની ત્રણ મહાસત્તાઓ — બ્રિટન, રશિયા અને અમેરિકા — એ માંહોમાંહે નક્કી કરીને શસ્ત્રીકરણનો તેમનો કાર્યક્રમ મર્યાદિત બનાવવો.' 'ઇંગ્લૅન્ડ કેમ ઊંઘ્યું'ના લેખક આવી જાતનું વલણ લે એ સહેજ વિચિત્ર તો હતું જ, પણ કેનેડીનું મુખ્યત્વે એ કહેવું હતું કે બીજા વિશ્વયુદ્ધ પછી જર્મની અને જાપાનને તદ્દન શક્તિહીન બનાવવાં જોઈએ અને તેમને તેવાં બનાવી શકાય છે. પરંતુ ત્રણ મહાસત્તાઓમાં ઐક્ય કેવી રીતે સ્થાપવું ? આ પ્રશ્નનો કેનેડી પાસે કોઈ નક્કર અને બુદ્ધિગમ્ય ઉત્તર નહોતો. તેમણે ઝઘડાનો નિવેડો લાવવા કોઈ કાર્યક્ષમ વ્યવહારુ તંત્ર ઊભું કરવાની અને અમેરિકા અને રશિયા વચ્ચે સદ્ભાવનાનું વાતાવરણ જગાવવાની

સલાહ આપી. પરંતુ આ કેવી રીતે સિદ્ધ થઈ શકે એ વિશે તેમણે કાંઈ જ કહ્યું નહિ.

આવી એકતા કેટલી પોકળ હોઈ શકે તેનો પરચો કેનેડીને થોડાં અઠવાડિયાંમાં જ મળ્યો. સાથી સૈન્યો જ્યારે જર્મનીમાં આગળ ધૂસતાં ગયાં અને અમેરિકન દળોએ પ્રશાંતમહાસાગરમાં ઓકીનાવા ટાપુ ઉપર કબજો મેળવ્યો ત્યારે સાન ફ્રાંસીસ્કોમાં સંયુક્ત રાષ્ટ્રોના પ્રતિનિધિઓ કોઈ કાયમી વિશ્વસંસ્થા સ્થાપવાની યોજના અંગે વિચાર કરવા ભેગા મળ્યા. કેનેડીએ ન્યૂ યોર્કના 'જર્નલ અમેરિકન' અને હર્સ્ટજૂથનાં બીજાં અખબારોના સંવાદદાતા તરીકે આ પરિષદમાં હાજરી આપી. પરિષદના હેવાલો તેમને અમેરિકન સૈન્યના એક ભૂતપૂર્વ સૈનિકની દૃષ્ટિએ લખવાના હતા.

શરૂઆતથી જ પરિષદની કાર્યવાહી પ્રત્યે કેનેડીનું વલણ બહુ સહાનુભૂતિભર્યું પણ વાસ્તવિક હતું. તેમણે મોકલાવેલા પહેલા હેવાલમાં તેમણે શિકાયત કરી કે પરિષદનો સમય નાની નાની વિગતો જ નક્કી કરવામાં ખર્ચાઈ જાય છે. એ હેવાલમાં નવી સુરક્ષા સમિતિમાં મતદાનની પદ્ધતિ વધુ અસરકારક બને એવી આશા વ્યક્ત કરવામાં આવી હતી અને રશિયાએ પોલૅન્ડના પ્રશ્ન પર જે અક્કડ વલણ લીધું હતું તે પર બીજાં રાષ્ટ્રોએ નમતું જોખ્યું તે વિષે તેમાં ફરિયાદ કરવામાં આવી હતી. એ પછી મોકલેલા હેવાલોમાં તેમણે રશિયન લડાયક વલણ સંબંધી વિગતે લખ્યું હતું. પરિષદની કાર્યવાહી એક અઠવાડિયું નિહાળ્યા બાદ કેનેડીનો એ મત દૃઢ થયો કે રશિયા ભૂતકાળનાં વર્ષો દરમિયાન જ્યારે તેની બીજી પંક્તિના રાષ્ટ્ર તરીકે ગણના થતી તે હજી ભૂલી શક્યું નથી અને રશિયનો લાલ લશ્કર સિવાય બીજા કોઈ લશ્કરને સ્વરક્ષણનું કાર્ય સોંપે એ પરિસ્થિતિ સર્જાતાં અનેક વર્ષો વીતી જશે. એટલે પરિષદની ચર્ચાવિચારણાના અંતે 'જે કોઈ સંસ્થા અસ્તિત્વમાં આવશે એ હાડપિંજર જેવી સત્ત્વહીન હશે અને તેની સત્તા બહુ મર્યાદિત હશે. એના

લોકવાયકામાં જે બનતું હોય છે તે બહુ વ્યવસ્થિત રીતે અને નાટકી ઢબે બનતું હોય છે; પરંતુ કમનસીબે વાસ્તવિક જીવનમાં તેમ કશું જ નથી બનતું. અલબત્ત, જોસેફ કૅનેડીને એવી ઇચ્છા તો ખરી જ કે તેમનો પુત્ર રાજકારણમાં ઝંપલાવે; અને ઘણા પ્રસંગોએ તેમણે પોતાના મનની આ ઇચ્છા જાહેર રીતે પ્રદર્શિત પણ કરી હતી. પણ કૅનેડી હજુ કોઈ ચોક્કસ નિર્ણય પર આવી શક્યા નહોતા. હજુ તેમના મનમાં પત્રકાર બનવાનાં સ્વપ્ન રમતાં હતાં. વિદ્યાવ્યાસંગી અને બુદ્ધિજીવી વ્યવસાયો તરફ પણ તેમને વિશેષ આકર્ષણ હતું. પરંતુ આ વ્યવસાયો અંગે વિચાર કરતાં તેમને લાગતું કે કારકિર્દીની શરૂઆત કરનાર માટે પત્રકારનો વ્યવસાય બહુ આધાર રાખવા જેવો નથી. શિક્ષણના ક્ષેત્રનો વિચાર મોળો પડતો; કારણ કે શિક્ષણની કોઈ પદવી તેમને નહોતી. વેપાર માટે તો જરા પણ આકર્ષણ નહોતું.

રાજકીય કારકિર્દી માટે તેમના મનમાં મિશ્ર લાગણીઓ હતી. સરકારી તંત્રનાં ઉચ્ચ વર્તુળોના એક ભાગ બની નિર્ણયો લેવા, ધારાસભાઓમાં કામ કરવું, રાજ્યનો વ્યવહાર સંભાળવો—આ બધું તેમને ગમતું. પરંતુ રાજકારણમાં પ્રવેશ કરે તો તેમને છેક નીચલી પાયરીથી શરૂઆત કરવાની હતી અને તે પોતાને ગમશે કે કેમ એ વિશે તેમના મનમાં ખાતરી નહોતી. પોતાના સામાજિક વર્તુળની બહારના માણસો સાથે ભળતાં તેમને સંકોચ થતો. એ થોડા અતડા અને પોતાનો કક્કો ખરો કરે તેવા નહોતા. મોંએ ભારોભાર વખાણ કરવાં પણ પીઠ ફેરવ્યે ભૂંડું બોલવું, મોં હસતું રાખી બધાની સાથે હાથ મિલાવવા, અતિશયોક્તિભર્યા દાવા કરવા અને બીજાને ઉતારી પાડવા – રાજકારણમાં અને તેમાંય બોસ્ટનના રાજકારણમાં તો આ બધું સ્વાભાવિક હતું. પણ કૅનેડીને એ જરાય પસંદ નહોતું. પોતાની ભાષણ કરવાની શક્તિ વિશે તેમને ખાતરી નહોતી થતી અને લોકોમાં પોતે ભળી શકશે કે કેમ તે વિશે તેમને મનમાં શંકા રહેતી.

વળી, બીજો પ્રશ્ન એ હતો કે એ કયો હોદ્દો મેળવવા પ્રયત્ન કરે અને એ પ્રયત્ન ક્યાં કરે? કૅનેડી જ્યારે ઈંગ્લૅંડમાં રહેતા હતા ત્યારે તેમને માટે

આ પ્રશ્ન બહુ જ આસાન બનત—એક વાર પોતાનું નામ આખા દેશમાં પ્રખ્યાત કર્યા પછી તેમના પક્ષ પાસે કોઈ પણ સારા સ્થળની માંગણી કરી શકત જ્યાંથી એ પાર્લામેન્ટની ચૂંટણી માટે ઉમેદવારી નોંધાવી શકે. પરંતુ આ ઈગ્લેંડ નહોતું. અરે, આ અમેરિકા પણ નહોતું. આ તો હતું બહુ જ સંકુચિત માનસવાળું મેસેચ્યુસેટ્સ રાજ્ય અને તેમની સાચી વિટંબણા આ જ હતી. મેસેચ્યુસેટ્સની રાજધાની બોસ્ટનમાં તેમનો જન્મ થયો હતો એ વાત સાચી, પણ અહીં તેમનાં મૂળ ગોડાયાં ન હતાં. અહી એક પણ સ્થળ એવું નહોતું જેને કૅનેડી પોતાના ઘર તરીકે ઓળખાવી શકે. નાનપણમાં થોડોક સમય એ બોસ્ટનના જુદા જુદા ભાગમાં રહ્યા હતા, તે પછી ન્યુયોર્ક ગયા હતા. એ પછી ભણવા માટે એ કનેકટીકટ અને હાર્વર્ડ ગયા હતા, (મેસેચ્યુસેટ્સના મતદારમંડળમાં હાર્વર્ડની ગણતરી જ નહોતી થતી). એ પછી એ ઈગ્લેંડ ગયા હતા અને છેવટે નૌકાસૈન્યમાં જોડાયા હતા. રાજકારણમાં ઝંપલાવવું હોય તો પ્રવૃત્તિ કરવા માટે એક થાણું તો જોઈએ જ. કૅનેડીને એવું કોઈ થાણું નહોતું.

કૅનેડીના નાના ફિટ્ઝજૅરોલ્ડ અને પૅટ્રિક કૅનેડીએ બોસ્ટનના રાજકારણમાં ઝંપલાવ્યું તે વખતની તાસીર અને આજની તાસીર વચ્ચે પણ ઘણો ફરક હતો. આ ફરક મહત્ત્વનો હતો, કારણ કે તેની કૅનેડીના ભાવિ ઉપર બહુ ઘેરી અસર પડી.

તેમના વડવાઓના સમયમાં આઈરીશ હિજરતીઓએ ડેમોક્રેટીક પક્ષનું સુકાન સંપૂર્ણ રીતે પોતાના હાથમાં લઈ લીધું હતું અને યાન્કીઓ પાસેથી સત્તા છીનવી લીધી હતી. થોડા સમય સુધી તો આઈરીશોની આ સત્તા કોઈ એ પડકારી નહિ. બોસ્ટનમાં યાંકીઓની સંખ્યા ઘટતી જતી હતી, જ્યારે આઈરીશોની સંખ્યા વધતી જતી હતી. જે બીજા નવા હિજરતીઓ આવ્યા એ રાજકીય દષ્ટિએ નિઃસહાય અને નરમ પ્રકૃતિના હતા. પરંતુ ૨૦મી સદીની શરૂઆત થતાં ઈટલી, યુગોસ્લાવિયા અને પોલેંડથી જે હિજરતીઓ અમેરિકામાં આવી વસ્યા તેમની સ્થિતિ સુધરતી ગઈ. શરૂઆતમાં કેવળ કાળી મજૂરી કરી

પોતાનો જીવનનિર્વાહ ચલાવી રહેલા આ લોકો ધીરે ધીરે કારીગરો બનવા લાગ્યા અને આમાં તેઓ આયરીશોના પગલે પગલે જ ચાલ્યા. કેટલાક કૉલેજોમાં ગયા; કેટલાકે કાયદાનો અભ્યાસ કર્યો, કેટલાક ડૉક્ટરો બન્યા; કેટલાક અન્ય વ્યવસાયો કરવા લાગ્યા; અને પોતપોતાના જૂથની 'પ્રતિષ્ઠિત' વ્યક્તિઓ બન્યાં. હિજરતીઓમાં આયરીશો પછી ઈટાલિયનોનો ક્રમાંક સંખ્યાની દૃષ્ટિએ બીજો આવતો હતો. આયરીશ હિજરતીઓમાં જેમ કૅનેડી અને ફિટ્ઝજીરાલ્ડે પોતાનાં રાજકીય જૂથો ઊભાં કર્યાં તેમ ઈટાલિયન હિજરતીઓમાં પણ આવાં જૂથો ઊભાં થવા લાગ્યાં અને આ જૂથો આયરીશ જૂથો સાથે સ્પર્ધા કરવા લાગ્યાં.

શરૂઆતમાં તો આ નવા હિજરતીઓએ આયરીશો સાથે તેમના નવા ભાગીદાર તરીકે કામ કર્યું, પણ જેમ જેમ તેમનું સંખ્યાબળ અને કાર્યક્ષમતા વધતાં ગયાં તેમ તેમ તેમણે વધુ ઊંચા દરજ્જાની માંગણી કરવા માંડી. ફિટ્ઝજીરાલ્ડ જેવા કેટલાક આયરીશ નેતા સમયની નાડ પારખી ગયા અને તેમણે આ નવા હિજરતીઓને સાથે રાખી મોટા હોદ્દા ભોગવ્યા. પરંતુ યાન્કીઓએ જેમ આયરીશો પ્રત્યે ઘૃણા બતાવી હતી તેમ મોટા ભાગના આયરીશો ઈટાલિયનો પ્રત્યે ઘૃણા બતાવતા થઈ ગયા હતા. અલબત્ત, નવા હિજરતીઓ પણ કૅથલિક સંપ્રદાયના જ હતા, પણ તેમની સાથે એ યુરોપથી જુદા પ્રકારનો કૅથલિક સંપ્રદાય લઈ આવ્યા હતા. બોસ્ટનમાં હવે કાર્ડિનલ ઓકોનેલે સ્થાપેલા કૅથલિક દેવળની સાથે, ઈટાલિયન, ફ્રેન્ચ અને પોલીશ કૅથલિકોનાં દેવળો પણ સ્થપાયાં અને આ નવાં દેવળો અને આયરીશોના દેવળ વચ્ચે ઘર્ષણના પ્રસંગો વારંવાર બનવા લાગ્યા.

૧૯૨૦માં આયરીશ, ઈટાલિયન અને બીજા હિજરતીઓનું ડેમોક્રેટીક પક્ષમાં જે જોડાણ હતું તે ભાંગી પડ્યું તેની પાછળ ત્રણ મો કારણ હતું. બીજું કારણ એ હતું કે પ્રમુખ વુડરો વિલ્સનની વિદેશ નીતિને કારણે હિજરતીઓનાં જૂથો એકબીજા પ્રત્યે ઉપેક્ષા સેવતાં થઈ ગયાં અને ત્રીજું કારણ એ હતું કે ડેમોક્રેટીક પક્ષનું જોર તોડ

રિપબ્લીક પક્ષના યાન્કીઓએ ઈટાલિયન અને યહૂદી હિજરતીઓને ખુશ રાખવા માંડયા. જોકાણ ભાગી પડતાં ડેમોક્રેટીક પક્ષ સત્તા પર ના આવી શકયો. આથી આઈરીશો થોડા નરમ પડયા અને તે પછીના દાયકા દરમ્યાન મને-કમને બીજા જૂથનેતાઓ સાથે રહી કામ કરવા લાગ્યા. યાન્કીઓના નેતા જોસેફ બી. એલી જેવાનો પણ સહકાર તેમને માગવો પડયો, કારણ ચૂંટણીઓમાં રિપબ્લીક પક્ષને હરાવવો હોય તો આ સિવાય બીજો માર્ગ જ નહોતો. ૧૯૨૮ની ચૂંટણીમાં અલ સ્મિથે ઉમેદવારી નોંધાવી અને ૧૯૨૯માં મહાન નાણાંકીય કટોકટી ઊભી થઈ તેને પરિણામે મેસેચ્યુસેટ્સમાં ડેમોક્રેટીક પક્ષ ફરીથી જોરમાં આવ્યો અને વળી પાછા આઈરીશોએ એ પક્ષનું નેતૃત્વ લીધું. ૧૯૩૦ પછીના દાયકા દરમ્યાનના ડેમોક્રેટીક પક્ષના જીમ કર્લે, મૉરિસ ટોબીન, જહોન મેક્કોરમેક, પૉલ એ. ડેવર અને બીજા નેતાઓ આઈરીશ હતા અને બોસ્ટન વિસ્તારના જ રહેવાસી હતા.

ધીરે ધીરે ડેમોક્રેટીક પક્ષ એક સુસંગઠિત પક્ષ બની રહેવાને બદલે સ્વાર્થ માટે ભેગી થયેલી વ્યક્તિઓનાં જૂથોનો શંભુમેળો જ બની ગયો હતો. આ જૂથો રિપબ્લીક પક્ષ સામે સંયુક્ત મોરચો ઊભો કરવાને બદલે અંદર અંદર વધુ ઝઘડતાં. ડેમોક્રેટીક પક્ષના સભ્યોએ ઇટાલિયનો અને અન્ય જૂથોનો સ્વીકાર ન કર્યો તેથી તે યાંકીઓના વર્ગસબાળા રિપબ્લીક પક્ષ તરફ વળ્યા અને આ પક્ષ તેમને અપનાવવા તૈયાર જ હતો. આ અને આવાં કેટલાંક પરિબળોને પરિણામે મેસેચ્યુસેટ્સનો ડેમોક્રેટીક પક્ષ રાષ્ટ્રીય પક્ષ કરતાં જુદો પડી ગયો. મેસેચ્યુસેટ્સના ડેમોક્રેટોને હોદ્દા મેળવવામાં અને વ્યાવહારિક ઉદારમતવાદમાં વિશેષ રસ હતો. રૂઝવેલ્ટના નેતૃત્વ હેઠળ રાષ્ટ્રીય પક્ષ વધારે ઉદાર, આંતરરાષ્ટ્રીય વલણવાળો અને ક્લીવલેન્ડ, થિયોડોર રૂઝવેલ્ટ અને વુડરો વિલ્સને સ્થાપેલી કલ્યાણરાજની પ્રણાલિકાઓમાં શ્રદ્ધા રાખનાર બન્યો હતો.

૧૯૪૫માં આ હકીકતો કેનેડીએ ધ્યાનમાં લીધી હોત તોપણ તે તેમને બહુ દૂરગામી પરિણામોવાળી લાગી હોત. પરંતુ વાસ્તવમાં

તેમ નહોતું. એ પોતે એક આઈરીશ હતા. તેથી ડેમોક્રેટીક પક્ષના એક વગવાળા જૂથના સભ્ય હતા. પરંતુ બોસ્ટનના રાજકરણ પર આઈરીશો અને ઇટાલિયનોનાં અંદર અંદરના ઝઘડાની બહુ વિપરીત અસર પડી હતી. વળી, જે માણસ આ રાજ્યને પોતાનું થાણું બનાવી રાષ્ટ્રિય કારકિર્દી બાંધવા માંગતો હોય તેના પર મેસેચ્યુસેટ્સ રાજ્યની લોકશાહીના સંકુચિત અને ભિન્ન પગલાંની અસર પડયા વગર રહે જ નહિ. ડેમોક્રેટીક પક્ષમાં જે અરાજકતા હતી તે જોતાં લાગતું હતું કે ચૂંટણીજંગ જીતવા માટે કૅનેડીને પક્ષના તંત્ર ઉપર આધાર ન રાખતાં પોતાનું આગવું એવું એક તંત્ર ઊભું કરવું જોઈશે.

છતાં આ બધી સમસ્યાઓ ભવિષ્યની હતી. ૧૯૪૫ના ઉનાળામાં જાપાન સાથેના યુદ્ધનો જેમ અંત આવતો ગયો તેમ કૅનેડી પોતાની ભાવિ યોજનાઓ વિશે બેચેન બની વિચાર કરવા લાગ્યા.

કૅનેડીની આ સમસ્યાનો ઉકેલ બીજા કોઈએ નહિ, પણ જીમ કર્લીએ જ આણ્યો. તાજેતરનાં વર્ષોમાં પર્યંસ શેમરોકને કારણે તેની પ્રતિષ્ઠા જોખમાઈ હતી. શક્તિશાળી યુવાનોએ સેનેટ માટેની ચૂંટણીમાં, ગવર્નર માટેની ચૂંટણીમાં, અને બોસ્ટનના મેયર માટેની ચૂંટણીમાં પણ તેને હરાવ્યો હતો. જીમ કર્લી હવે વૃદ્ધ થયો હતો, તેનો જુસ્સો ભાંગી પડયો હતો. આટલું જાણે ઓછું હોય તેમ છેતરપિંડીના એક મુકદ્દમામાં અદાલતે તેને ૪૨,૦૦૦ ડૉલર શહેરને પાછા આપવાનો હુકમ કર્યો હતો. આમ છતા ૧૯૪૨માં પ્રતિનિધિગૃહ માટેની એક બેઠકની ચૂંટણીમાં વિજય મેળવી તેણે પોતાની રાજકીય પ્રતિષ્ઠા કંઈક અંશે પાછી મેળવી હતી પરંતુ વૉશિંગ્ટન એક એવું ક્ષેત્ર હતું જ્યાં રાજકીય રીતે તે ઝગાશી શકયો નહિ. તેની મહેચ્છા ફરીથી એક વાર બોસ્ટનના મેયર માટે પ્રયત્ન કરી જોવાની હતી; જેથી તે પોતાના રાજકીય ક્ષેત્રના મિત્રોને કંઈક બદલો આપી શકે, પોતાના દુશ્મનો પર વેર લઈ શકે અને તેના વિષેની ભુલાઈ જતી લોકવાયકાઓને પુનર્જીવિત કરી શકે. ૧૯૪૫ની પાનખરઋતુમાં બોસ્ટનના મેયરની જગ્યા માટે ચૂંટણી થવાની હતી. કર્લીએ વસંતઋતુમાં એ જગ્યા

માટે ઉમેદવારી નોંધાવવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. જો એ ચૂંટણીમાં કર્લી જીતે — અને એ જીતે એવી પૂરેપૂરી શક્યતા હતી —, તો પ્રતિનિધિગૃહ માટેની મેસેચ્યુસેટ્સની બેઠક ખાલી પડે. કેનેડીને આ બેઠક માટે રસ જાગ્યો.

આ બેઠક માટેનો જે મતદારવિસ્તાર હતો તે રાજકીય ક્ષેત્રમાં પહેલી જ વાર પ્રવેશ કરનાર એક સુકુમાર વ્યક્તિ માટે બહુ આકર્ષક વિસ્તાર તો નહોતો જ. આ વિસ્તાર ઈસ્ટ બોસ્ટનથી શરૂ થઈ નોર્થ એન્ડ અને વેસ્ટ એન્ડને આવરી લઈ ચાર્લ્સ નદીને પેલે પાર ચાર્લ્સ-ટાઉન, કેમ્બ્રીજ અને સોમરવીલના કેટલાક ભાગ સુધી પહોંચતો હતો. અમેરિકાના જે કેટલાક વિસ્તારો ખરાબમાં ખરાબ વિસ્તાર તરીકે જાણીતા બન્યા છે તેમાંનો આ એક વિસ્તાર હતો. અહીં ચોવીસે કલાક ધુમાડા કાઢતાં કારખાનાં, તેલની ટાંકીઓ, હવામાં ચાલતી રેલવે, ખાડા અને ગોદામોની વચ્ચે આવેલા બાલમાટીનાં ગંદા વસ-વાટોમાં આઈરીશ, ઈટાલિયન અને એવા બીજા હજારો હિજરતીઓનાં કુટુમ્બો રહેતા હતાં આ વસવાટોમાં બોસ્ટનના બંદર પર આવેલા ડૉક અને અનાજનાં ગોદામોમાં કામ કરતા હજારો ગોદીકામદારો, મુકાદમો, ગોડાઉનકીપરો અને ક્રેઈન ચલાવનારાઓ રહેતા હતા. આ વિસ્તારમાં આવેલુ બંદર હિલ સ્મારક અને રાજ્યની જેલ તેના સીમાસ્તંભ જેવાં હતાં. બોસ્ટનની ગટર જેવો આ વિસ્તાર કેટલાકને મન મેસેચ્યુસેટ્સ રાજ્યના ખરાબમાં ખરાબ વિસ્તાર જેવો હતો. આખા દેશમાં અહીં ગુનાનું પ્રમાણ પણ સૌથી વધુ હતું.

સાચે જ, યુવાન કેનેડી માટે આ વિસ્તાર બહુ ઉત્સાહપ્રેરક તો નહોતો જ. પરંતુ જો કેનેડીને રાજકારણમાં ઝંપલાવવુ હોય તો અહીંથી ઉમેદવારી કર્યા સિવાય તેમને છૂટકો જ નહોતો. તેમના મનની ઇચ્છા જાણી તેમના કેટલાક મિત્રોએ મેસેચ્યુસેટ્સ રાજ્યના કોઈ હોદ્દા માટેની ચૂંટણીમાં ઊભા રહેવા સલાહ આપી. રાજ્યના લેફ્ટેનન્ટ ગવર્નરના હોદ્દા માટે એ જરૂર ઉમેદવારી નોંધાવે. કેનેડીને આ સલાહ બહુ ગમી નહિ; આવા હોદ્દા ઉપર તો કેટલાય નેતાઓનો ડોળો હતો,

કારણ કે આ રાજ્યમાં તેમનો કાયમી વસવાટ હતો. કૅનેડીને એવી કોઈ સવલત નહોતી. વળી, તેમને બોસ્ટન કરતાં વૉશિંગ્ટનમાં જ કોઈ હોદ્દો મેળવવો હતો. એટલે ૧૯૪૫ના નવેમ્બર માસમાં જ્યારે કર્લી બોસ્ટનના મેયર તરીકે ચૂંટાયા, ત્યારે પ્રતિનિધિગૃહ માટે ખાલી પડેલી જગ્યા માટે કૅનેડીએ ડેમોક્રેટીક પક્ષની ટિકિટ માગવાનું નક્કી કર્યું. એક વાર આ ટિકિટ મળે પછી છેવટની ચૂંટણીમાં તેમનો વિજય નિશ્ચિત હતો.

કૅનેડી જાણતા હતા કે સૌ પ્રથમ તો તેમણે આવી ટિકિટ મેળવવાનો પોતાનો અધિકાર સાબિત કરવો પડશે. એટલે તેમણે આ દિશામાં ઘણાં વહેલાં ચક્રો ગતિમાન કરવા માંડયાં. ૧૯૪૬ના જૂનમાં કોને ટિકિટ આપવી એ નક્કી કરવા ડેમોક્રેટીક પક્ષની પ્રાથમિક ચૂંટણી થઈ. બીજા ઉમેદવારો ચૂંટણીમાં ઝંપલાવવું કે નહિ તેનો વિચાર કરતા હતા ત્યારે મહિનાઓ અગાઉથી કૅનેડીએ પોતાનો પ્રચાર શરૂ કરી દીધો. આ પ્રચાર માટે તેમણે એક અંગત પ્રચારતંત્ર પણ ઊભું કર્યું. તેમને પ્રાથમિક ચૂંટણીમાં વિજય મળ્યો તેનો યશ મહદ્ અંશે આ તંત્રને ફાળે જાય છે.

આ પ્રચારતંત્રમાં કૅનેડીની સાથે ચૉટ અને હાર્વર્ડમાં ભણી ગયેલા અને નૌકાસૈન્યમાં કામ કરી ગયેલા જૂના મિત્રો હતા. આ બધા મિત્રો — ભલે પછી તે રિપબ્લીકન હોય કે ડેમોક્રેટીક હોય, ઉદારમતવાદી હોય કે રૂઢીચુસ્ત હોય — બાઉડોઈન સ્ટ્રીટમાં આવેલા તેમના મકાનમાં 'જેકને મદદ કરવા' ભેગા થયા. નૌકાસૈન્યમાં કામ કરી ગયેલો એક મિત્ર તો છેક સાનફ્રાન્સિસ્કોથી અહીં તેમને મદદ કરવા આવી પહોંચ્યો. નાનો ભાઈ બૉબ જે હમણાં જ નૌકાસૈન્યમાંથી છૂટો થયો હતો એ પણ પૂર્વ કેમ્બ્રીજના કેટલાક વિસ્તારોમાં પ્રચારકાર્યની જવાબદારી સંભાળવા આવી પહોંચ્યો. પેન્સીલ્વેનિયામાંથી આવેલા લેસ બિલિંગ્સે તો શબ્દશઃ પ્રચારકાર્યમાં ઝંપલાવ્યું અને આ કાર્યમાં પોતાનો ઉત્સાહ જોઈ એને પોતાને નવાઈ લાગી. એ પોતે રિપબ્લીક પક્ષનો હતો, જ્યાં એક ડેમોક્રેટીક પક્ષના ઉમેદવારનું કામ

કરી રહ્યો હતો, એપીસ્કોપેલીયન સંપ્રદાયમાં માનવા છતાં કૅથલિકોની બહુમતીવાળા આ વિસ્તારમાં એ ધૂમી રહ્યો હતો અને પિટ્સબર્ગનો રહેવાસી હોવા છતાં બોસ્ટનની ચૂંટણીમાં આટલો બધો રસ લઈ રહ્યો હતો.

કૅનેડીમાં એટલું સમજવાની ચતુરાઈ તો હતી કે બોસ્ટનની બહારના આ મિત્રોના સહકારથી એ ચૂંટણી નહિ જીતી શકે. પોતે પણ એક બહારની જ વ્યકિત હતા એ તેમનું બદનસીબ હતું. એટલે પોતાના પ્રચારકાર્યની શરૂઆતથી જ તેમણે એવી વ્યકિતઓની ખોજ કરવા માંડી જે આ મતદારવિસ્તારના જુદા જુદા ભાગમાં જ ઊછર્યા હોય. એમને આ પ્રકારના જે માણસો મળ્યા તે એમના જેવા જ હતા—યુવાન, ઉત્સાહી, રાજકારણમાં બિનઅનુભવી, પક્ષીય રાજકારણમાં નિષ્ક્રિય, ડેમોક્રેટીક પક્ષના સભ્ય ખરા, પણ તેની વિચારસરણીમાં ખાસ શ્રદ્ધા ન હોય તેવા—કૅનેડી આ લોકોને 'મારું નાનું બ્રેઈન ટ્રસ્ટ' કહેતા.

પ્રાથમિક ચૂંટણીઓ એ અમેરિકાના રાજકારણની એક વિશેષતા છે. જે ઉમેદવારોને પક્ષની ટિકિટ જોઈતી હોય તે તમામ આ ચૂંટણીમાં ઊભા રહી શકે છે. આનો અર્થ એ કે આ ચૂંટણીમાં બારથી પણ વધુ ઉમેદવારો વચ્ચે સ્પર્ધા થાય. કેટલાક ઉમેદવારો તો એટલા માટે જ ઊભા રહેતા હોય કે પાછળથી કોઈ પૈસા આપે તો બેસી જવું. આમાં બધા ઉમેદવારો એક જ પક્ષના હોવાથી જે ચૂંટણીજંગ ખેલાય છે તે કોઈ વિચારસરણીની ભૂમિકા પરથી નહિ પણ વ્યકિતનાં નામ અને પ્રતિષ્ઠાની ભૂમિકા પરથી ખેલાય છે. આ પ્રચારજંગથી મૂંઝવણમાં પડીને અને કંટાળીને મોટા ભાગના મતદારો મતદાનના દિવસે મત આપવા આવતા જ નથી. બીજાં રાજ્યો માટે આ હકીકત સાચી હોય તો બોસ્ટનના મતદારવિસ્તારની પ્રાથમિક ચૂંટણી માટે આ વધારે સાચું છે.

કૅનેડીની પ્રાથમિક ચૂંટણી પણ કોઈ અપવાદરૂપ નહોતી. તેમને માટે એક મુશ્કેલી એ હતી કે છેવટની ચૂંટણી નવેમ્બર માસમાં થવાની હતી,

પણ મૅસેચ્યુસેટ્સના ડેમોક્રેટીક પક્ષે પ્રાથમિક ચૂંટણી પાંચ મહિના અગાઉ એટલે કે જૂનમાં પતાવી દેવાનો નિર્ણય કર્યો. ચૂંટણીના પાંચ મહિના અગાઉ મતદારો સામાન્ય રીતે હોય છે તે કરતાં વધારે ઉપેક્ષા-વાળા હોય એ સમજી શકાય એવું છે. પ્રાથમિક ચૂંટણીનો દિવસ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ ડેમોક્રેટીક પક્ષની ટિકિટ માગવા એક પછી એક ઉમેદવારો બહાર પડવા લાગ્યા. એટલે સહુને લાગતું હતું કે આ વખતની સ્પર્ધા બહુ તીવ્ર બનશે.

આ ચૂંટણી માટે કૅનેડીને ઉમેદવારી નોંધાવતાં જોઈ બીજા ઉમેદ-વારોએ તેમને હસી કાઢવા માંડયા. આ કદાચ પ્રચારજંગનો એક ભાગ પણ હોઈ શકે. કૅથેરાઈન ફેલ્ટી નામના એક ઉમેદવારે તેમને માટે વિશેષણ વાપર્યું : 'ગરીબ બિચારો એક શ્રીમન્ત છોકરો.' માઈક નેવિલ નામના બીજા એક ઉમેદવારે કૅનેડીને કહ્યું : 'ચૂંટણીમાંથી ખસી જઈશ તો તને મારો સેક્રેટરી બનાવીશ.' ચૂંટણીમાં જીતવા કૅનેડી સખત પરિશ્રમ કરી રહ્યા હતા અને દિનપ્રતિદિન તેમનું જોર વધતું જતું હતું એ તો નક્કી જ હતું એટલે બીજા ઉમેદવારો જે પહેલાં તેમને મહેણાંટોણાં મારતા હતા તે હવે તેમના વધતા જતા જોરને જોઈ ગુસ્સે થવા લાગ્યા. એ લોકો કહેતા, 'આ મતદારવિસ્તાર પર આક્રમણ કરનાર આ છોકરો આખરે છે કોણ ? એક ત્રાહિત વ્યક્તિ જ કૅનેડી કુટુમ્બની પ્રતિષ્ઠા અને પૈસો વટાવી ખાવા અહીં આવ્યો છે !' એમ પણ કહેવાવા લાગ્યું કે આ ચૂંટણીમાં પોતાના દીકરાને જિતાડવા જોસેફ કૅનેડી છૂટે હાથે પૈસા વેરી રહ્યા છે. કેટલાકે તો વળી એમ પણ વાત વહેતી મૂકી કે એ ડોસો તો એમ કહે છે કે મારા પૈસાને જોરે મારા શોફરને પણ પ્રતિનિધિગૃહ માટેની બેઠકની ચૂંટણીમાં જિતાડી આપું ! કેટલાક વળી એમ પણ કહેતા કે, 'આ છોકરો જો બહારનો હોય તો એમાં નવાઈ જેવું શું છે ? તેના નાના ફિટ્ઝજીરોલ્ડ કાન્કોર્ડમાં રહેતા હોવા છતાં આ વિસ્તાર માટેની ચૂંટણીમાં ઊભા જ રહ્યા હતા કે'ની !'

વાસ્તવમાં આ 'છોકરા'એ એ કુટુમ્બની પ્રતિષ્ઠા અને પૈસાની શક્તિ પર જરાય મદાર નહોતી બાંધી; એ તો કેવળ સખત પરિશ્રમ

ઉપર જ આધાર રાખતા હતા. દિવસ અને રાત એ પોતાના મતદાર-વિસ્તારમાં આવેલી અનન્ત ગલીગૂંચીઓમાં ઘૂમતા; હજામોની દુકાનો, સલૂનો, કરિયાણાની દુકાનો, કારખાનાં, ગોદીઓ, ફાયર-સ્ટેશનોએ ફરી વળતા અને જ્યાં જતા ત્યાં બધાની સાથે હાથ મિલાવતા. આ સતત પરિશ્રમને કારણે તેમની આંખો ઊંડી ઊતરી, શરીર ફિક્કું પડ્યું, યુદ્ધમાં થયેલી ઈજા ફરીથી તેમને સતાવવા લાગી. કેટલીક વાર તો તેમના કાર્યકરો ચિંતામાં પડી જતા. તેમને થતું કે આજનો દિવસ કેમ પસાર થશે ? પણ એવા તો કંઈક દિવસો પસાર થઈ ગયા. કેનેડીએ પોતાના ઝનૂન પર મુસ્તાક રહી કામ પાર પાડ્યું.

ચૂંટણીપ્રચાર કેમ કરવો એ કલા કેનેડી પ્રચાર કરતાં કરતાં શીખ્યા. શરૂઆતમાં એ ભાષણ કરતાં થોડો ક્ષોભ અને સંકોચ અનુભવતા. એમના વક્તવ્યમાં કોઈ નિશ્ચિતતા નહોતી કે લોકોને આકર્ષી શકે એવું કોઈ ચુંબકીય તત્ત્વ પણ નહોતું. પણ ધીરે ધીરે તેમણે પોતાની આગવી કહી શકાય એવી સીધી, સરળ, અનૌપચારિક, વક્તૃત્વકલાના આડંબર વિનાની અને અતિશયોક્તિથી મુક્ત એવી બોલવાની એક પદ્ધતિ ઉપજાવી કાઢી. જૂની ઢબના નેતાઓની આડંબરી શૈલીથી તદ્દન ઊલટી એવી આ શૈલીમાં કેનેડીને બોલતા સાંભળી તેમના શ્રોતાઓ મુગ્ધ બન્યા. કેનેડીની ભાષણપદ્ધતિ તેમનાં ભાષણના વિષય અનુરૂપ જ હતી. તેમનાં ભાષણમાં એ ક્યારેય વ્યક્તિગત આક્રમણ નહોતા કરતા. ભાષણના અંતે જે ઉલ્લેખ આવે તે સિવાય ક્યાંય પોતાના પ્રતિસ્પર્ધીઓનો નામોલ્લેખ પણ નહોતા કરતા; પણ જે મતદારવિસ્તારમાંથી એ ઊભા રહ્યા હતા તે વિસ્તારની નોકરીઓ, બાંધકામ, નીચાં ભાડાં અને ભાવ, તબીબી રાહત, વૃદ્ધોને પેન્શન, સામાજિક સુરક્ષા અને આવી બીજી સર્વને સ્પર્શતી સમસ્યાઓ વિષે આંકડા અને હકીકતો સહિત વાતો કરતા. આ સમસ્યાઓ વિશે બોલતાં એ નવા વ્યવહાર—વાજબી વ્યવહારનું દૃષ્ટિબિંદુ અપનાવતા, પણ એ અંગે સામાન્ય દૃષ્ટિબિંદુથી વાત ન કરતાં પોતે વોશિંગ્ટનથી કેટલી સંગીન સહાય મેળવી શકે એમ છે તેની જ વાત કરતા. ચૂંટણી-

તો તેને મળવા છેક રસોડા સુધી પહોંચી જતા અને દેશ અંગે તેમની સાથે વાત કરતા. એક સ્નેહમિલન પૂરું કરી બીજામાં હાજરી આપવા જતાં અગાઉ એ વળી પાછા બધાની સાથે હાથ મિલાવતા. આમ કેનેડીએ રાજકારણમાં સામાજિક સંબંધનું તત્ત્વ દાખલ કર્યું. કેમ્બ્રીજની એક હોટેલમાં યોજાયેલા મોટા સ્નેહમિલનમાં કેનેડીએ નહિ, પણ તેમનાં મા અને બહેનોએ હાજરી આપી ત્યારે તો સહુને લાગ્યું કે પ્રચાર-જંગની આ નવી પદ્ધતિની હવે પરાકાષ્ઠા આવી.

જ્યાં જ્યાં શક્ય હતું ત્યાં કેનેડી મતદારોને જાતે મળતા. એ પોતાના કામ પરથી પાછા ફરી રહ્યા હોય ત્યારે પણ તેમને મળતા. એમ કહેવાય છે કે ટ્રામ અને ભૂગર્ભ ટ્રેનમાં તેમનો પ્રચાર કરતાં જાહેરખબરનાં પાટિયા મેસેચ્યુસેટ્સના પ્રતિનિધિગૃહ માટેની એક માટેની ચૂંટણીમાં હજુ સુધી વપરાયેલાં પાટિયાં કરતાં વધુ સૂચક હતાં. સામાન્ય રીતે દરેક ટ્રામમાં કેનેડી માટે પ્રચાર કરતાં ચાર પાટિયાં રહેતાં. આ ચાર પાટિયાં પર ચીતરેલી ચાર જુદી જુદી વ્યક્તિઓ—દા.ત. ગૃહિણી, ગોદીકામદાર, મેનેજર અને વૃદ્ધ—'હું જેક કેનેડીને શા માટે મત આપનાર છું' એ સમજાવતી. પીટી બોટના પ્રસંગનો જે ટૂંકો અહેવાલ 'ન્યુયોર્કર' નામના અખબારમાં પ્રસિદ્ધ થયો હતો તે જુદો છપાવી તેની નકલો છૂટથી વહેંચવામાં આવી.

બોસ્ટનની શેરીઓમાંથી હવે બરફ અને કાદવ ઓછાં થવા માંડયાં હતાં; વસંત પૂરી થઈ ગ્રીષ્મઋતુ શરૂ થઈ ચૂકી હતી; અને લાંબા પ્રચારજંગનો અંત પણ હવે હાથવેંતમાં હતો. ઓછી અગત્ય ધરાવતા ઉમેદવારોને તો પોતાના ભાવિ વિશે ખબર પડી જ ગઈ હતી. એક પ્રસંગે એવું બન્યું કે કેનેડીના પ્રચાર માટે યોજાયેલી એક સભામાં કેનેડી થોડા મોડા પડયા તે સભામાં તેમનો પ્રતિસ્પર્ધી ઉમેદવાર સોમરવીલ-જે એક આદર્શવાદી શિક્ષક હતો-હાજર હતો. લોકો સભા છોડીને ચાલ્યા ન જાય તે માટે તેને પિયાનો વગાડવો પડયો હતો! જે શક્તિશાળી ઉમેદવારો હતા તે કેનેડીનું વધતું જતું જોર જોઈ તેમના પર રોષે ભરાયા. એક સભામાં તેમનાં બીજા એક પ્રતિસ્પર્ધી કે.

ફેલ્વીએ તેમને ખૂબ આળો ભાંડી. ભાષણ પૂરું કર્યા પછી તેમણે કેનેડીને કાનમાં ધીમેથી કહ્યું : 'માઠું ના લગાડતો. આ તો રાજકારણ છે.' કેનેડી આવી વાતોથી ભોળવાઈ જાય તેવા નહોતા. એ બોલવા ઊભા થયા અને કુ. ફેલ્વીની સણસણતી ભાષામાં બરાબરની ખબર લઈ નાખી. બીજા એક હરીફ ઉમેદવાર લીના એક મિત્રે કેનેડીને અનુલક્ષીને કેટલાંક કટાક્ષકાવ્યો લખ્યાં, અને તે પૂર્વ બોસ્ટનના એક અખબારમાં પ્રસિદ્ધ કર્યાં. આમાં કેનેડી એક શ્રીમન્ત છોકરો છે વગેરે વિષે તો ઉપહાસ હતો જ; પણ તેથીય આગળ જઈને તેમાં એમ કહેવામાં આવ્યું હતું કે કેનેડીની એક બહેન ઓલિવર ક્રોમવેલના એક વંશજને પરણી હતી અને તેથી બધા આઈરીશો તેને ધિક્કારે છે. આ હકીકત તદ્દન ખોટી હતી. કેનેડીએ આ કાર્યકરને કાઢી મૂકવાની વિનંતિ કરી અને લીને મનેકમને આ વિનંતિ માન્ય રાખવી પડી. પ્રાથમિક ચૂંટણીનો દિન નજીક આવતાં સુધીમાં તો પ્રચારજંગની સ્થિતિ એક મૂર્ખ, વૈમનસ્યથી ભરેલા યુદ્ધના જેવી થઈ. એડવિન ઓ'કોનોરે તેમના પુસ્તક 'ધ લાસ્ટ હુર્રા'માં આનું આબેહૂબ વર્ણન કર્યું છે.

પ્રાથમિક ચૂંટણીના દિવસે કેનેડી નાનાજી ફિટ્ઝજીરોલ્ડ અને નાની મા સાથે મત આપવા ગયા. ચૂંટણીનું પરિણામ બહાર પડે તે વચ્ચેના ગાળામાં 'એ નાઈટ ઈન કાસાબ્લાંકા'નું ચિત્ર જોવા ઊપડયા. ચૂંટણીનાં પરિણામોએ બતાવી આપ્યું કે કેનેડીએ ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો છે. તેમને ૨૨,૧૮૩ મત મળ્યા જે તેમના પછીના ઉમેદવાર નેવીલને મળેલા મત કરતાં બમણા હતા. કાટરને મળેલા મતથી તેમને ત્રણ ગણા મત મળ્યા હતા. કુ મેજર ફેલ્વીનો ક્રમાંક પાંચમો હતો. બોસ્ટન અને ચાર્લ્સટાઉનમાં કેનેડીને બીજા બધા ઉમેદવારો કરતાં સહુથી વધુ મત મળ્યા હતા. માત્ર કેમ્બ્રીજમાં નેવીલ તેમના કરતાં વધુ મત ખેંચી ગયો હતો. કુલ મતદાનના ૪૨ ટકા જેટલા મત તેમને મળ્યા હતા. જે ચૂંટણીમાં દશ ઉમેદવારો ઊભા હોય તેમાં આટલા મોટા પ્રમાણમાં મત મેળવવા એ કંઈ જેવીતેવી સિદ્ધિ નહોતી.

કૅનેડીએ ખૂબ આત્મવિશ્વાસથી ચૂંટણીનું પરિણામ સાંભળ્યું. પણ નાનાજી ફિટ્ઝજેરાલ્ડ આ પરિણામથી ખૂબ આનંદમાં આવી ગયા. ટેબલ ઉપર તેમણે આયર્લૅન્ડનું એક લોકનૃત્ય કર્યું અને પોતાને પ્રિય એવું ગીત 'સ્વીટ એડેલાઈન' તેમણે ગાયું.

પ્રતિનિધિગૃહ માટે કૅનેડીએ ડેમોક્રેટીક પક્ષની ટિકિટ તો મેળવી, પણ પોતાની સફળતાનાં મૂલ્યો પણ તેમને તરત જ ચૂકવવાં પડ્યાં. ઓગણત્રીસ વર્ષના આ યુવાનને હાથે પરાજય પામવાથી તેમના વિરોધીઓના કેટલાક ચુસ્ત ટેકેદારોને ઘણું માઠું લાગ્યું અને તેઓ એમ કહેવા લાગ્યા કે કૅનેડીના પિતાએ આ ચૂંટણીમાં બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે.' રેડિયો અને અખબારોની જાહેરાતો પાછળ સારા પ્રમાણમાં પૈસા ખર્ચ્યા છે, ઈટાલિયન મતદારોમાં ભંગાણ પડાવવા ઈટાલિયન નામ ધરાવતા નેતાઓને ખાસ ઊભા કરવામાં આવ્યા હતા અથવા બીજી કે આઈરીશ નામો ધરાવતા નેતાઓને બેસાડી દેવામાં આવ્યા હતા.

જોસેફ કૅનેડી પડદા પાછળ રહીને જેટલા સક્રિય રહી શકાય એટલા સક્રિય તો હતા જ એ નિઃશંક હતું. એમણે કૅનેડીને પૈસાની મદદ કરી, થોડો દોરીસંચાર કર્યો અને જાહેરાત તેમ જ જનસંપર્કનું કામ પોતાને માથે ઉપાડી લીધું હતું. કેટલીક ખાનગી ગોઠવણો એમના પ્રતિનિધિઓ મારફત થઈ હતી એ પણ નિર્વિવાદ હતું. પરંતુ જે અંતિમ પરિણામ આવ્યું તેના પર જોસેફ કૅનેડીની આ બધી પ્રવૃત્તિની કદાચ બહુ ઓછી અસર પડી હશે. દશ ઉમેદવારોવાળી પ્રાથમિક ચૂંટણીમાં કોઈ એક ઉમેદવારને પૈસા આપી બેસાડી દેવાનો કે પૈસા આપી ઊભો કરવાનો કોઈ અર્થ નથી રહેતો; કારણ કે એક ઉમેદવાર ખસી જાય કે બીજો કોઈ ઊભો થાય તેની અંતિમ પરિણામ પર શી અસર પડશે એ કોઈ કહી શકતું નથી. એક ઉમેદવાર તરફથી જો કોઈ આવી ખાનગી ગોઠવણ કરવામાં આવે તો બીજા ઉમેદવારો તરફથી પણ આવી ગોઠવણો થઈ શકે છે, જેથી મૂળ થયેલી ગોઠવણ કાં તો રદબાતલ થાય છે અથવા એ વ્યર્થ નીવડે છે.

આ પ્રાથમિક ચૂંટણી જિતાડવામાં પિતાએ પુત્રને કંઈ પણ મદદ કરી હોય તો તે એ હતી કે તેમણે પોતાના પુત્રને 'કૅનેડી'નું નામ આપ્યું. આ શબ્દમાં કોઈ ગજબનો જાદુ હતો. એ નામ બોલતાં જ લોકોનાં ઘરનાં દ્વાર ઊઘડતાં અને કૅનેડીને લોકોની ઉપર ભૂરકી નાખવાની એક તક મળતી. કૅનેડીની સફળતાનું બીજું રહસ્ય તેમણે લાંબા સમય સુધી અથાગપણે પ્રચાર કર્યો એ હતું. ત્રીજું રહસ્ય તેમણે યોજેલાં સ્નેહમિલનો હતું. ચોથું રહસ્ય પૈસાની જરૂર પડે ત્યાર એ મળી શકે એમ હતા એ હતું. પાંચમું અને સૌથી અગત્યનું રહસ્ય એ તેમના સહાયકર્તાઓ અને સ્વયંસેવકોનો ઉત્સાહ હતું.

કૅનેડી તેમના જીવનની આ પ્રથમ મોટી સ્પર્ધામાં જીત્યા તે પોતાના જોરે જ. ચૂંટણીના પરિણામથી તેમનો આત્મવિશ્વાસ દૃઢ બન્યો; એટલું જ નહિ પણ પોતે કેટલીક વાર પોતાના હિતેચ્છુઓની સલાહ વિરુદ્ધ જઈ વાસ્તવિક રાજકીય નિર્ણયો લઈ શકે છે એ તેમની માન્યતા પણ દૃઢ બની. ચૂંટણીપ્રચાર દરમિયાન તેમને તેમના પિતા, નાનાજી ફિટ્ઝજીરાલ્ડ, બોસ્ટનના જૂના મિત્રો, નવા વ્યવહારના ઉદારમતવાદીઓ, રૂઢિચુસ્ત મિત્રો વગેરે તરફથી પરસ્પર વિરોધી સલાહ મળતી, પણ એ પોતે નક્કી કર્યું હોય એ જ પ્રમાણે વર્તતા રાજકારણના ક્ષેત્રમાં પોતે લીધેલા નિર્ણયો સાચા હતા એ તો તેમના વિજયે સિદ્ધ કરી આપ્યું.

ચૂંટણીના પરિણામે કૅનેડીના મનમાં રોજિંદા રાજકારણ અને પક્ષના ભાડૂતી માણસો પ્રત્યે એક પ્રકારની તિરસ્કારની ભાવના પણ જાગી, જે એ વર્ષો સુધી છોડી શક્યા નહોતા. કૅનેડીએ જોયું કે પોતે જે મતદારવિસ્તારમાંથી ઊભા રહ્યા હતા તે મતદારવિસ્તારમાં ડેમોક્રેટીક પક્ષનું એક વ્યવસ્થિત તંત્ર તરીકે ભાગ્યે જ કોઈ અસ્તિત્વ હતું. ચૂંટણી જીત્યા પછી અને પોતાનું સ્થાન બરાબર જમાવ્યા પછી એ મગરૂબીથી કહી શકતા, 'મારા મતદારવિસ્તારમાં હું જ ડેમોક્રેટીક

પક્ષ છું.' આમ બહુ શરૂઆતથી એ સમજી ગયા કે રાજકારણમાં સફળતાની ચાવી — કંઈ નહિ તો બોસ્ટનમાં — વ્યક્તિગત વ્યવસ્થાતંત્ર ઊભું કરવામાં છે, પક્ષની સમિતિઓ પર આધાર રાખવામાં નહિ. અને જેમ જેમ એ વધુ મોટા હોદ્દા માટે પ્રયત્ન કરતા ગયા તેમ તેમ આ વ્યવસ્થાતંત્રને યથાવત્ રાખવા એ વધુ ને વધુ કાળજી લેતા ગયા.

કેનેડીનો પ્રાથમિક ચૂંટણીમાં વિજય એ અંતિમ વિજય સમાન જ હતો, કારણ કે પ્રતિનિધિગૃહની ચૂંટણી માટેના આ અગિયારમા મતવિસ્તારમાંથી છેલ્લા કેટલાય દાયકાઓ દરમિયાન રિપબ્લીક પક્ષનો કોઈ ઉમેદવાર ચૂંટાયો નહોતો. છતાં સોમરવીલમાં રહેતા રિપબ્લીક પક્ષના એક ઉમેદવારે ઉમેદવારી તો નોંધાવી. ૧૯૪૬ની પાનખર ઋતુમાં ચૂંટણી થઈ. કેનેડીએ ઝાઝો પ્રચાર કર્યા વગર પણ પ્રતિસ્પર્ધી ઉમેદવાર કરતા બમણા મત મેળવ્યા. અમેરિકાના રાજકારણમાં જે એક પારિતોષિક જેવી ગણાય છે તે સુરક્ષિત બેઠક તેમણે મેળવી. આ બેઠક તેમને માટે કેટલી સુરક્ષિત હતી તે તો બે વર્ષ પછી ૧૯૪૮માં આ જ બેઠક માટે થયેલી ચૂંટણીએ જણાવી આપ્યું. તે વખતે ડેમોક્રેટીક પક્ષની પ્રાથમિક ચૂંટણીમાં તો તેમની સામે કોઈ ઉમેદવાર ઊભો ન રહ્યો, પણ પાનખરઋતુમાં અંતિમ ચૂંટણી થઈ ત્યારે રિપબ્લીક પક્ષે પણ તેમની સામે કોઈ ઉમેદવાર ઊભો ન રાખ્યો. એ પછી બે વર્ષે ફરીથી ચૂંટણી થઈ ત્યારે પ્રાથમિક ચૂંટણીમાં પોતાની સામે ઊભા રહેલા પાંચ — જેમાંના ચાર ઇટાલિયન હતા— ઉમેદવારોને તેમણે સહેલાઈથી હરાવ્યા અને એ પાંચેય ઉમેદવારોને મળેલા સંયુક્ત મત કરતાં તેમણે પાંચ ગણા વધુ મત મેળવ્યા. ૧૯૫૦ની પાનખરઋતુમાં જે અંતિમ ચૂંટણી થઈ તેમાં તેમના પ્રતિસ્પર્ધી તરીકે રિપબ્લીક પક્ષે બોસ્ટનના એક યુવાન વકીલ વિનસન્ટ જે. સેલેરડીને ઊભો રાખ્યો હતો. કેનેડીએ તેનાથી પાંચગણા વધુ મત મેળવી એ ચૂંટણીમાં પણ વિજય મેળવ્યો હતો. આમ કેનેડીને જે મજબૂત કિલ્લાની જરૂર હતી તે મળી ગયો.

પરંતુ આ બધી તો ભવિષ્યની વાતો હતી. ૧૯૪૬ની ગ્રીષ્મ અને પાનખરઋતુ દરમિયાન દેશભરમાં ઉમેદવારો વધુ આગળ આવવા માટે પરિશ્રમ કરી રહ્યા હતા ત્યારે કૅનેડી કેપ ગયા, અને ત્યાં દરિયામાં તરી, નૌકાયાન કરી નિરાંતે આરામ કરવા લાગ્યા. આ સમયે અમેરિકાનું રાજકારણ એક જુદો જ વળાંક લઈ રહ્યું હતું. યુદ્ધોત્તર-કાળમાં વસ્તુઓની તંગી જણાવા લાગી. લોકોમાં પણ નિરાશા અને વિફલતાની ભાવના પ્રસરતી હતી. તે સમયે આ વસ્તુઓને આગળ ધરી સેનેટર રોબર્ટ એ. ટાફ્ટના નેતૃત્વ હેઠળ રિપબ્લીક પક્ષે લગભગ બે દાયકા પછી પ્રતિનિધિગૃહમાં મોટી બહુમતી મેળવી. આ પરિણામથી પણ કૅનેડીને તો લાભ જ થયો, કારણ કે હવે પ્રતિનિધિગૃહમાં ડેમોક્રેટીક પક્ષ લઘુમતીમાં હોવાને કારણે તેમને સારી સારી સમિતિઓમાં કામ કરવાનું મળ્યું. ખાસ પ્રયત્ન કર્યા વગર અથવા એ વિષે ઝાઝો વિચાર કર્યા વગર અને વિષયનું પૂરું જ્ઞાન ન હોવા છતાં પણ તેમને શિક્ષણ અને મજૂરની સમિતિમાં લેવામાં આવ્યા તેમની પછીની કારકિર્દીનો વિચાર કરતાં તેમની આ નિયુક્તિ ઘણી દૃષ્ટિએ સૂચક હતી.

## ૫

## કૅનેડી પ્રતિનિધિગૃહમાં

૧૯૪૭ના જાન્યુઆરી માસમાં જ્હોન કૅનેડીએ અમેરિકાના પ્રતિનિધિગૃહમાં પોતાની બેઠક લીધી ત્યારે તેમની ઉંમર માત્ર ૨૯ વર્ષની હતી. તેમના સહેજ શરમાળ સ્વભાવ, બાલસુલભ સ્મિત, ફરફરતા વાળ અને એકવડા ઊંચા શરીરને કારણે તે હતા તેથી પણ નાના

લાગતા. કેટલાક વેર્ડોએ એવી વાત પણ વહેતી મૂકેલી કે એ જ્યારે પ્રતિનિધિગૃહમાં દાખલ થયા ત્યારે ઘણાએ તેમને સભાગૃહમાં એક કામ કરનાર છોકરા તરીકે માની લીધેલા. આજે કૅનેડી આવું કંઈ બન્યું હોવાનો ઇનકાર કરે છે; પણ એ હકીકત તો સાચી છે કે પ્રતિનિધિગૃહના કેટલાક પીઢ સભ્યોએ એ તો જરૂર માનેલું કે આ કોઈ કૉલેજિયન યુવાન કંઈક લાગવગથી અહીં ઘૂસી આવ્યો છે. જેઓ તેમને ઓળખતા હતા તેમણે પણ શરૂઆતમાં તો તેમના તરફ ઉપેક્ષા જ સેવી. કૅનેડીના નામથી બોસ્ટનમાં લોકો ગાંડા થઈ જાય, પરંતુ રાષ્ટ્રની રાજધાનીમાં આવાં જાણીતાં રાજકીય કુટુંબના કંઈક નબીરા ગચેકે ગવાતા હતા.

પ્રતિનિધિગૃહ તેમની કારકિર્દીના શરૂઆતના બે વર્ષો દરમ્યાન કૅનેડી અમેરિકાની વિદેશનીતિ સંબંધી ભાગ્યે જ કંઈક બોલ્યા હશે. નૉર્થ કૅરોલિનાના વિશ્વવિદ્યાલયમાં આપેલા એક ભાષણમાં ગ્રીસ અને તુર્કસ્તાનને મદદ આપવાનો પ્રમુખ ટ્રુમૅને જે સિદ્ધાન્ત અપનાવ્યો હતો તેને તેમણે સબળ ટેકો આપ્યો હતો અને પશ્ચિમ યુરોપને અપાતી મદદને અભિવ્યક્તિ આપતી માર્શલ યોજનાને પણ તેમણે ટેકો આપ્યો હતો અને, અલબત્ત, યુરોપના જે દેશના ફરજંદો અમેરિકા હિજરત કરી મૅસેચ્યુસેટ્સમાં આવી વસ્યાં હતા તે દેશમાં તેમણે વિશેષ રસ લીધો. ઇટલીને વચગાળાની મદદ આપવા તેમણે સરકારને અનુરોધ કર્યો. માલ્ટામાં પોલૅન્ડને જે દગો દેવાયો તેના વળતરમાં પોલૅન્ડના સૈનિકોને અમેરિકાના સૈન્યમાં દાખલ કરવા માટે વિનંતિ કરી. આમ છતાં તેમણે મુખ્યત્વે તો આંતરિક સમસ્યાઓ પર જ પોતાનું લક્ષ કેન્દ્રિત રાખ્યું.

પ્રતિનિધિગૃહના તેમના હોદ્દાની પહેલી મુદત દરમિયાન દુનિયાની તાસીરમાં અવનવા પલટાઓ આવી જતા હતા. ચેકોસ્લોવાકીઆ સામ્યવાદીઓના હાથમાં જઈ પડ્યું, અમેરિકાએ પરદેશોને મોટા પ્રમાણમાં સહાય આપવા માંડી. હવાઈદળની મદદથી બર્લિનને બચાવી લેવામાં આવ્યું અને પ્રતિનિધિગૃહે ગ્રનિમગના એક ખરડાને બહાલી આપી. ૧૯૪૮ના અંત સુધીમાં યુરોપની પરિસ્થિતિ થાળે પડી હોય એમ

લાગ્યું. ૧૯૪૮ સુધીમાં પેકીંગ વિશ્વવિદ્યાલયના ભૂતપૂર્વ મદદનીશ ગ્રંથપાલ માઉત્સે-તુંગનાં સામ્યવાદી દળો રાષ્ટ્રવાદી દળોને હટાવી છેક દક્ષિણ ચીન સુધી ગયાં, ચાંગ કાઈ-શેકની અમેરિકનોના હાથ નીચે તાલીમ પામેલી લશ્કરી ટુકડીઓ ઠેર ઠેર પરાજિત થવા લાગી. ૧૯૪૯ના જાન્યુઆરીમાં ચાંગ કાઈ-શેકે લડવાનું છોડી દઈ ફૉર્મોસા નાસી જવાની તૈયારી કરવા માંડી ત્યારે ચીનમાં મામલો કટોકટીએ પહોંચ્યો.

તા. ૨૫ મી જાન્યુઆરીએ પ્રતિનિધિગૃહમાં પ્રારંભિક પ્રાર્થના માંડ પૂરી થઈ હશે ત્યાં કૅનેડી બોલવા માટે ઊભા થયા અને ગૃહને એક મિનિટ સંબોધવાની સર્વાનુમતે મંજૂરી આપવા વિનંતિ કરી. કોઈએ કૅનેડીની વિનંતિનો વિરોધ ન કર્યો. કોઈને ખબર પણ નહોતી કે એ શેના વિશે ગૃહને સંબોધવા માગે છે. રોજ શાંત અને નિર્લેપ દેખાતા કૅનેડી આજે કંઈક જુસ્સામાં હતા. તેમણે બોલવાનું શરૂ કર્યું :

'અધ્યક્ષશ્રી, ચીન અને અમેરિકા પર આ અઠવાડિયાના અંતમાં આફતના જે ઓળા ઊતર્યા છે તે કેટલા વ્યાપક છે એ આપણે સહુએ જોયું છે. દૂર પૂર્વમાં આપણી વિદેશનીતિને જે નિષ્ફળતા મળી છે તેને માટે વ્હાઈટ હાઉસ અને વિદેશખાતું બંને સરખી રીતે જવાબદાર છે.

'આપણે ચીનને એમ ભારપૂર્વક કહેતા જ રહ્યા કે જો તમે હવે સામ્યવાદીઓ સાથે સંયુક્ત સરકાર નહિ રચો તો અમે તમને વધુ મદદ કરીશું નહિ. રાષ્ટ્રીય સરકારને આ એક ભયંકર ફટકો હતો.'

'વીસ વર્ષ સુધી યુદ્ધ ખેલ્યા પછી ચીનના લોકશાહીતંત્રમાં જે અપૂર્ણતાઓ દેખાઈ અને ઉચ્ચ વર્તુળોમાં લાંચરૂશ્વતની જે વાતો સંભળાવવા લાગી તેથી આપણા મુત્સદ્દીઓ અને લેટીમોર અને ફેરબૅન્ક જેવા તેમના સલાહકારો એટલા બધા ચિંતામાં પડી ગયા કે બિનસામ્યવાદી ચીનમાં આપણું જે વિશાળ હિત સંકળાયેલું હતું તેની પણ તેમને ખબર ન રહી...

'હવે આખા એશિયાને સામ્યવાદ ભરખી જાય તે પહેલાં તેના પૂરને અટકાવવાની જવાબદારી આ ગૃહે લેવી જોઈએ.'

અધ્યક્ષ ટેબલના મેજ ઉપર પોતાની મોગરી ખખડાવી કૅનેડીને સૂચવ્યું કે બોલવાનો સમય પૂરો થયો છે કેટલાક પ્રેક્ષકોને એમ લાગ્યું કે અધ્યક્ષે આજે જરા વધારે જોરથી મોગરી ખખડાવી

પ્રતિનિધિગૃહને આથી વધુ તાત્કાલિક સમસ્યાઓમા રસ હતો; એમને કૅનેડીના સ બોધન પર જરા પણ ટીકા કર્યા વગર તેણે રોજનુ કામ હાથ પર લીધુ થોડા દિવસ પછી મેસેચ્યુસેટ્સમાં આવેલા સાલેમમા ભાષણ કરતા તેમણે આ ટીકાઓનુ પુનરુચ્ચારણ કર્યું અને તેમનો થોડો વિસ્તાર પણ કર્યો તેમણે જણાવ્યુ, કે ' આ હોનારત માટે જે જવાબદાર હોય તેમને શોધી કાઢવા જોઈએ અને તેમને ખુલ્લા પાડવા જોઈએ યુદ્ધ દરમિયાન એક વેળાએ ચીનની સ્વતંત્રતા માટે અમેરિકા લડયુ હતું પરંતુ મંત્રણામા જ્યારે રૂઝવેલ્ટ માંદા હતા ત્યારે જનરલ માર્શલ અને બીજા સેનાપતિઓની સલાહથી તેમણે કુરીલ્સ અને એવાં બીજા મહત્ત્વનાં થાણા સોવિયેત રશિયાને આપી દીધાં. અમેરિકાની સરકારે ચાગ-કાઈ શેકને સામ્યવાદીઓ સાથે સંયુક્ત સરકાર રચવા દબાણ કર્યું પ્રમુખ ટ્રુમેને માદામ ચાગ તરફ તિરસ્કાર ન બતાવ્યો, પણ ઉદાસીનવૃત્તિ તો જરૂર દાખવી જ ચીનનો આ કરુણ ઇતિહાસ છે — જેની આઝાદી માટે આપણે એક વાર લડયા હતા આપણા જવાનોએ જે બચાવ્યું તે આપણા મુત્સદ્દીઓ અને આપણા પ્રમુખે વેડફી માર્યું '

વૉશિંગ્ટનમાં પોતાની કારકિર્દીની હજુ શરૂઆત જ હતી તે વખતે છોકરા જેવા દેખાતા અને વાળના જથાવાળા કૅનેડી સરકારી તંત્ર ઉપર આવી આકરી ટીકા કરે એ ઘણાથી સહન થઈ શક્યુ નહિ દશ વર્ષ પૂર્વે ' ઈંગ્લૅન્ડ શા માટે ઊંઘ્યું ' નામના તેમના પુસ્તકમાં તેમણે ચેમ્બરલીન અને દાલાદિયરની જે ટીકા કરી હતી તેનાથી પણ આ ટીકા વધુ આકરી હતી પ્રમુખ, પક્ષના નેતા અને માર્શલ જેવી ખ્યાતનામ વ્યક્તિઓને આ રીતે પડકારવા પાછળ કૅનેડીનો શો હેતુ હશે તે વિશે તેમના મિત્રો અનુમાન કરવા લાગ્યા

ચાર મહિના બાદ કોરિયામાં સામ્યવાદીઓએ જે આક્રમણ કર્યું તેથી કૅનેડીએ અમેરિકાની સંરક્ષણ નીતિની જે આકરી ટીકાઓ કરેલી તે સાચી ઠરી. ચીન સંબંધી તેમણે જે ગક્કમ વલણ અખત્યાર કર્યું હતું તે જોતાં પ્રમુખ ટ્રુમેને કોરિયા સંબંધી જે દૃઢ નીતિ અપનાવી તેમાં કૅનેડીએ ઉત્સાહ ન બતાવ્યો એ જરા વિચિત્ર તો હતું જ. પરંતુ જ્યારે બધાનું ધ્યાન કોરિયાને બચાવવાના મરણિયા પ્રયાસો ઉપર કેન્દ્રિત થયું હતું ત્યારે કૅનેડીએ પ્રતિનિધિગૃહમાં તેમ જ બહાર લશ્કરી દૃષ્ટિએ જે વિસ્તારો વધુ મહત્ત્વના હતા ત્યાંથી લશ્કરી ટુકડીઓ ખસેડી લેવાના પગલાની સામે ચેતવણી આપી હતી ૧૯૫૦ ના ઑગસ્ટમાં તેમણે પ્રતિનિધિગૃહને જણાવ્યું, કે 'મને લાગે છે કે પશ્ચિમ યુરોપમાં આપણે એક ગંભીર હોનારત તરફ જઈ રહ્યા છીએ.'

પરિસ્થિતિનો જાતે અભ્યાસ કરવાની શક્તિ કૅનેડીએ હજુ ગુમાવી નહોતી. ૧૯૫૧ની પાનખર ઋતુમાં એ પોતાની બહેન પેટ અને ભાઈ બૉબની સાથે દુનિયાના પ્રવાસે નીકળ્યા. માર્ગમાં મધ્યપૂર્વના દેશો, પાકિસ્તાન, હિંદુસ્તાન, ઇન્ડોચાઈના, મલાયા અને કોરિયામાં પરિસ્થિતિનો અભ્યાસ કરવા થોડા થોડા દિવસ રોકાયા. આ દેશોમાં કામ કરતા અમેરિકન અધિકારીઓની કાર્યદક્ષતાનું પ્રમાણ જોઈ એ જરા મૂંઝવણમાં તો પડ્યા, પણ દુનિયાની આ ૨/૩ જેટલી વસતી જે મુશ્કેલીઓમાંથી પસાર થઈ રહી હતી અને તેની પાસે જે ગુપ્ત શક્તિઓ હતી તેનો તેમને પ્રત્યક્ષ ખ્યાલ આવ્યો અને એની ઊંડી છાપ તેમના મન પર પડી. બીજે વર્ષે તેમણે પોતાનું વલણ ફેરવ્યું અને મધ્યપૂર્વના દેશોને મદદ આપતા પૉઇન્ટ ફોરનાં સહાયને પોતાનો ટેકો આપ્યો. પ્રતિનિધિગૃહમાં તેમણે જણાવ્યું, કે 'અમારામાંના ઘણાને એમ લાગે છે કે અમેરિકા પશ્ચિમ યુરોપ પર જોઈએ તે કરતાં વધુ ધ્યાન આપે છે.'

કૅનેડીની કારકિર્દીનો જેઓ ઝીણવટથી અભ્યાસ કરી રહ્યા હતા તેમને આ સમયે એટલું તો સમજાયું કે આ માણસ એવો છે જેને કોઈ ચોક્કસ વ્યાખ્યામાં બાંધી શકાય એમ નથી અને તેને 'વાજબી વ્યવહારવાદી,' 'રૂઢિચુસ્ત,' 'અલગતાવાદી' કે એવા કોઈ હાથવગા

વિશેષણથી સહેલાઈથી વર્ણવી શકાય એમ પણ નથી. તો આખરે કેનેડી હતા કોણ ? પ્રતિનિધિગૃહમાં એમણે જુદા જુદા પ્રશ્નોને ટેકો આપી, જે પ્રકારનું મિશ્ર મતદાન કર્યું તેની પાછળ તેમનો કોઈ એક ચોક્કસ હેતુ હતો ખરો ?

કેટલાક લોકોને શંકા આવતી કે કેનેડી હજુ તેમના પિતાના અંકુશ હેઠળ છે કે શું ? કેનેડીકુટુમ્બના મિત્રો ઘણી વાર જોસેફ કેનેડીના જાજ્વલ્યમાન વ્યક્તિત્વની, જાહેરનીતિ સબંધીના તેમના દૃઢ વિચારોની અને તેમનાં બાળકોનાં જીવનમાં માથું મારવાની તેમની વૃત્તિ વિશે વાતો કરતા કેનેડી પ્રતિનિધિગૃહના એક સભ્ય તરીકે ચાલુ હતા તે વર્ષો દરમ્યાન આ ભૂતપૂર્વ અમેરિકન એલચી પોતાની અસલની શક્તિથી, અસલના વિચારોથી અને અસલના જ વાક્યોપ્રયોગોથી અમેરિકાની વિદેશનીતિ વિશે બોલતા. ૧૯૫૦ના ડિસેમ્બરમાં તેમણે કહેલું, કે ' આજની આપણી નીતિ રાજકીય દૃષ્ટિએ અને નૈતિક દૃષ્ટિએ એક નાદાર નીતિ છે.' એ એમ પણ કહેતા કે ' બર્લિનને આપણે ચીટકી રહ્યા છીએ તેથી આપણને શો લાભ છે ? બધા જ જાણે છે તેમ રશિયનો આપણને હાંકી કાઢવા ઇચ્છે તે જ ઘડીએ તે તેમ કરી શકે એમ છે તો આપણે અત્યારે જ ત્યાંથી નીકળી જઈએ તો તે ડહાપણ ભરેલું નથી ? ' તેમણે બ્રિટનને અપાતી લોન વિશે, ગ્રીસ અને ટર્કીને અપાતી સહાયની, સંયુક્ત રાષ્ટ્રસંઘ પર વધારે પડતો આધાર રાખવાની વૃત્તિની, કોરિયામાં અમેરિકનો ભાગ લે તેની અને આડકતરી રીતે માર્શલ યોજનાની ટીકા કરી. આ તમામ ટીકાની પાછળ તેમની એક જ દલીલ હતી કે અમેરિકા આટલા પૈસા ખર્ચે છે, છતાં તેને કોઈ મિત્ર મળતો નથી રિપબ્લીક પક્ષના પ્રતિનિધિ-ગૃહના એક સભ્યે જોસેફ કેનેડી માટે એમ કહ્યું કે એ અલગતાવાદી પણ નથી અને તેમની વૃત્તિ શાહમૃગના જેવી પણ નથી, પણ એણે એટલું કબૂલ કર્યું કે તેમના પ્રયાસને કારણે હર્બર્ટ હૂવર પણ સક્રિય જાહેર જીવનમાં પ્રવેશ મેળવી શક્યા અને તેમના પ્રયાસને કારણે જ ૧૯૫૧માં અમેરિકાની વિદેશનીતિ વિશે પ્રતિનિધિગૃહમાં મહત્ત્વની ચર્ચા થઈ.

જ્હૉન કૅનેડી અમેરિકાની વિદેશનીતિ સંબંધી તેમના પિતાનાં કેટલાક મંતવ્યો સાથે સંમત થયા હતા, પણ કેટલાંક મંતવ્યોથી એ જુદા પડતા હતા. અમેરિકન સરકાર પરદેશો પાછળ પુષ્કળ નાણાં ખર્ચતી હતી તે પિતાપુત્રને જરાય પસંદ નહોતું. ૧૯૫૧ના નવેમ્બરમાં બોસ્ટનના વેપારી મહામંડળ સમક્ષ બોલતાં જ્હૉન કૅનેડીએ જણાવ્યું હતું કે આપણે દુનિયાને સુધારી શકવાના નથી... પરદેશોને બિલકુલ નાણાં ન આપવાં એ જેટલું ખરાબ છે એટલું જ ખરાબ તેમને વધુ પડતાં નાણાં આપવાં એ છે.' એ પણ તેમના પિતાની માફક માનતા કે અમેરિકાની એશિયાના દેશો સંબંધીની નીતિ ડહાપણ ભરેલી નથી. રશિયાના વધતા જતા જોર સામે અમેરિકનો યુરોપમાં કેટલો સમય ટકી રહેશે એ વિશે પણ તેમને તેમના પિતાનાં જેટલી જ અશ્રદ્ધા હતી. બંને જણા ખુદ અમેરિકામાં જ મજબૂત સંરક્ષણદળ ઊભી કરવાની હિમાયત કરતા હતા.

આ સિવાયનાં તેમનાં મંતવ્યો એકબીજાથી સાવ ભિન્ન પ્રકારનાં હતાં. જે ખરડાઓને જોસેફ કૅનેડીએ ખુલ્લો વિરોધ કર્યો હોત તેના ખરડાઓ—બ્રિટનને લોન આપવાથી માંડીને પોર્ઈન્ટ ફોર સુધી—ની તરફેણમાં જ્હૉન કૅનેડીએ મત આપ્યા. બંને જણા જુદી જુદી ભૂમિકા પરથી વિચાર કરતા હતા. જોસેફ કૅનેડી એમ માનતા કે અમેરિકાએ પરદેશોને મદદ કરવા બહુ જવાબદારી ઉપાડવી નહિ, પણ પોતાના સંરક્ષણ માટે જ પ્રયાસ કરવો. જ્હૉન કૅનેડી એમ માનતા કે જો સાથી રાજ્યો ખર્ચના બોજામાં પોતપોતાનો હિસ્સો આપવા તૈયાર હોય તો અમેરિકાને પરદેશોને મદદ કરવાની જવાબદારી ઉપાડી લેવામાં ઝાઝો વાંધો નથી. ઘરઆંગણાના પ્રશ્નો સંબંધી બંનેના વિચારો સારા પ્રમાણમાં જુદા પડતા હતા. કૅનેડીની ફાઈલોમાં તેમના પિતાના પત્રો સારી સંખ્યામાં છે; પણ એમાં વિશેષતઃ કૌટુમ્બિક અને નાણાંકીય બાબતોનો જ ઉલ્લેખ છે. આ ઉપરથી જોઈ શકાય છે કે કૅનેડીના વિચારો પર તેમના પિતાના વિચારોની સીધી અસર નહોતી. આજે જોસેફ કૅનેડી સ્પષ્ટ રીતે કહે છે, કે 'મારા પુત્રને કોઈ

પણ દિવસ પ્રતિનિધિગૃહમાં આવેલા કોઈ પ્રસ્તાવની વિરુદ્ધ કે તરફેણમાં મત આપવાનું મેં ટાળ્યું જ નથી.'

તો પ્રશ્ન એ થાય છે કે જહોન કેનેડીના વિચારો પર ડેમોક્રેટીક પક્ષની વિચારસરણીના અસર હતી ? આનો જવાબ પણ ચોક્કસ હકારમાં આપી શકાય એમ નથી. આર્થિક અને સમાજ-કલ્યાણના પ્રશ્નો સંબંધી એ ડેમોક્રેટીક સરકારને જરૂર મત આપતા, પણ ઘણી વાર એ વ્હાઈટ હાઉસની નીતિ સાથે સંમત થવાનો ઇનકાર કરતા. તેની કેટલીક વિદેશ-નીતિનો એ ખુલ્લેખુલ્લો વિરોધ કરતા પ્રમુખ ટ્રુમન તેમની લોકપ્રિયતા અને પ્રતિષ્ઠાના શિખરે હતા અને ૧૯૪૮માં તેમને 'ચમત્કારિક વિજય' મળ્યો તે પછી તો કેનેડી સરકારની નીતિનો ઘણી વાર વિરોધ કરતા. ડેમોક્રેટીક પક્ષની અધિકૃત નીતિની વિરુદ્ધ જઈ તેમણે આંતરિક બાબતો અને ખેતીવાડીના કાર્યક્રમ પર કાપ મૂકવાની દરખાસ્તને ટેકો આપ્યો હતો. એ કદી પણ 'પક્ષના માણસ' નહોતા. પક્ષને વફાદાર રહેવાની દૃષ્ટિથી એ વિચાર જ નહોતા કરતા. પક્ષનાં અધિવેશનોમાં સામાન્ય રીતે નેતાઓ લાગણીવશ બની જઈ અતિશયોક્તિ ભરેલાં જે પ્રકારનાં ભાષણો કરે છે તેવું એક પણ ભાષણ કેનેડીએ કર્યું હશે કે કેમ એ શંકાપડતી વાત છે. સ્વભાવે અને બૌદ્ધિક રીતે આમ કરવા એ અસમર્થ હતા. ચર્ચાઓમાં પણ તે ચોક્કસ મુદ્દાઓ વિશે ચર્ચા કરવાનું વિશેષ પસંદ કરતા અને ઘણી વાર તો પક્ષે જે નીતિ અપનાવી હોય તેની પણ ચિંતા કર્યા વિના એ પોતાનાં મંતવ્યો સ્પષ્ટ રીતે રજૂ કરતા. ડેમોક્રેટીક પક્ષના મોટા ભાગના સિદ્ધાન્તોને તેમનો સબળ ટેકો હતો, પણ એ ડેમોક્રેટીક પક્ષના તંત્રમાં સાવ વિલીન થઈ જવા તૈયાર નહોતા.

બોસ્ટનમાં કામ કરી રહેલા ડેમોક્રેટીક પક્ષના નેતાઓથી પણ તે દોરવાતા નહિ. તેમના મતદારવિસ્તારમાં ડેમોક્રેટીક પક્ષનું એક પક્ષ તરીકે ભાગ્યે જ કંઈ અસ્તિત્વ હતું. પ્રતિનિધિગૃહના મોટા ભાગના ઉમેદવારોની માફક તેમણે પોતાનું જ એક વ્યવસ્થાતંત્ર ઊભું કર્યું હતું આમાં તેમણે યુવાન અને સ્વતંત્ર મિજાજના માણસોને ભેગા

કર્યા હતા. બોસ્ટનના ડેમોક્રેટીક પક્ષના નેતાઓ સાથેના તેમના સંબંધો મીઠા તેમ છતાં સાવધાનીભર્યા હતા. ખાસ કરીને પ્રતિનિધિગૃહના ડેમોક્રેટીક પક્ષના નેતા મેકકોરમેક પ્રત્યેનું તેમનું વલણ અતડું રહેતું. બોસ્ટનમાં અને પ્રતિનિધિગૃહમાં મેકકોરમેકનું સારું એવું વજન પડતું. મેસેચ્યુસેટ્સ માટે મધ્યસ્થ સરકાર તરફથી જે કંઈ મદદ મળતી તેની વ્યવસ્થા મેકકોરમેક પોતે કરતા. પ્રતિનિધિગૃહમાં બેસતા ડેમોક્રેટીક પક્ષના અન્ય સભ્યોની માફક કૅનેડી પણ ઘણી વાર ફરિયાદ કરતા કે મેકકોરમેક પોતે જ બધું સંભાળ્યા કરે છે. મત આપતી વખતે પણ એ ઘણી વાર મેકકોરમેકની સાથે નહોતા રહેતા

પ્રતિનિધિગૃહના સભ્યો જેનાથી દબાઈ જતા હોવાનું કહેવામાં આવે છે તેવાં સ્થાપિત હિતો ધરાવતાં વ્યવસ્થિત શક્તિશાળી આર્થિક જૂથોના દબાણની કોઈ અસર કૅનેડી પર પડી નહોતી કૅનેડીએ આવાં જૂથોનો પ્રતિકાર કર્યો, એટલું જ નહિ, પણ કેટલીક વાર તો એ જૂથોની જરા વધારે પડતી આકરી ટીકાઓ કરી અને તેમને ન્યાય આપવામાં પણ વધુ પડતો કડપ બતાવ્યો. લશ્કરી ટુકડીઓ અને વી. ડબલ્યુ. એફ઼ ને મકાનો બંધાવી આપવાના કાર્યક્રમમાં તેમ જ તેમને ખાસ સગવડો આપવાના કાર્યક્રમમાં તેમણે રીતસરની જેહાદ ઉપાડી. કોરિયાના યુદ્ધ પછી અમેરિકાએ આર્થિક બાબતોમાં જે કરકસરયુક્ત નીતિ અપનાવી તે વિશે તેમણે દૃઢ વલણ લીધું. તેને કારણે સરકારના ફુગાવાવિરોધી કાર્યક્રમમાંથી જે જૂથો રાહત માંગતાં હતાં એ જૂથોમાં કૅનેડી અપ્રિય થઈ પડયા. એ રીતે એક યા બીજા પ્રસંગે તેમણે વાસ્તવિક ગિલકતના પ્રશ્નમા, તેમનાં હિતોમાં, ખેતીવાડીની ઊપજને તૈયાર કરનારાઓમાં, એર લાઈન્સના પ્રશ્નોમાં અને કૃષિવિષયક તેમ જ ઉત્પાદન કરનારાઓના પ્રશ્નોમાં ઊંડો રસ લીધો. એરમેઈલમાંથી સરકારને થતી આવકમાંથી એરલાઈનોને મદદ આપવાના પ્રશ્નમાં તો તેમને રીતસરની લડત-આપવી પડી હતી.

પ્રશ્ન એ થાય છે કે તો શું કૅનેડી ઉદારમતવાદી હતા? ઉદારમતવાદની કોઈ પણ પ્રચલિત વ્યાખ્યા પ્રમાણે એમને ઉદારમતવાદી કહી

શકાય એમ નથી સાચુ પૂછો તો કોઈપણ 'વાદ'ની છાપ લગાડવા એ બહુ ઉત્સુક નહોતા કદાચ એવી છાપ ન લાગે એટલા માટે એ હમેશા તકેદારી રાખતા ૧૯૬૦ના નવેમ્બરમાં હાર્વર્ડ યુનિવર્સિટીમા ધાર્મિક પદ્ધતિઓ અંગે યોજાયેલા એક પરિસંવાદમા અધ્યાપકો અને વિદ્યાર્થીઓને સંબોધતા તેમણે જણાવ્યું હતુ, કે 'હુ ઉદારમતવાદીઓની વિચારસરણીનો અનુયાયી નથી'

અમેરિકામાં 'ન્યુ રિપબ્લીક' જેવા પ્રકાશનોએ અને 'અમેરિકન્સ ફોર ડેમોક્રેટીક એક્શન' જેવા મંડળોએ માણસ ઉદારમતવાદી છે કે નહિ તે નક્કી કરવા તેના મતદાનની તપસીલ જોઈ કેટલીક કસોટીઓ ઉપજાવી કાઢી છે આ કસોટીઓ ચકાસતા કેનેડીને ૮૦ થી ૯૦ ટકા ઉદારમતવાદી કહી શકાય એનુ મુખ્ય કારણ એ છે કે કેનેડી હમેશા વ્યવહારુ ઉદારમતવાદને નક્કર ટેકો આપતા નાગરિક સ્વાતંત્ર્યો જેવી બિનઆર્થિક બાબતોમા તેમની તપસીલ પરસ્પર વિરોધી હતી, એમ ઘણા ઉદારમતવાદીઓને લાગતુ મેકકેરન અને મેકાર્થી જેવા માણસો વિરુદ્ધ કેનેડી એક અક્ષર પણ બોલતા નહિ તેથી ઉદારમતવાદીઓને ઘણુ માઠુ લાગતુ મેકકેરન સ્પષ્ટ રીતે રૂઢિચુસ્ત હતા અને મેકાર્થીએ ૧૯૫૦ના ફેબ્રુઆરીથી સરકારમા સામ્યવાદી તત્વો ઘૂસ્યાં છે એવા બિનપાયાદાર આક્ષેપો કરી આખા દેશમા ખળભળાટ મચાવી મૂક્યો હતો

પરતુ આ ઉપરથી એમ ન કહી શકાય કે કેનેડી એક સીધાસાદા રૂઢિચુસ્ત હતા જો કે તેમના ઘણાખરા મત રૂઢિચુસ્ત કહી શકાય એ પ્રકારના હતા અમેરિકાના રૂઢિચુસ્તોની વિચારસરણીનુ કેન્દ્રસ્થાન એ છે કે એ લોકો એમ માને છે કે સરકાર શરૂઆતથી જ કાર્યક્ષમ હોતી નથી. પૈસાનો એ દુર્વ્યય કરે છે અને તે અનિષ્ટોથી ભરેલી હોય છે કેનેડી આ વિચારસરણી સાથે સંમત નહોતા થતા, ઊલટુ એ તો એમ માનતા કે કાર્યદક્ષ સનદી નોકરશાહી સરકારમાં વિપુલ શક્યતાઓ પડેલી છે સામાજિક કલ્યાણના કાર્યક્રમને, કરવેરાની પ્રગતિશીલ નીતિને અને વેપારના નીતિનિયમોને તે હમેશા ટેકો આપતા.

કડક મજૂર-સુધારાનો તેમણે સખત વિરોધ કર્યો હતો. સરકારમાં કરકસર અને કાર્યક્ષમતા જેવા કેટલાક પ્રશ્નો એમણે એવી સુંદર રીતે છણ્યા હતા અને એ પ્રશ્નોને તેમણે પોતાનો એટલો સબળ ટેકો આપ્યો હતો કે ઘણા રૂઢિચુસ્ત વેપારીઓનું ધ્યાન તેમના તરફ ગયું હતું. પણ તેમના મતપ્રદાનની તપસીલનાં ઘણાં પાનાં તરફ તેમને અવગણના કરવી પડે એમ હતું.

તો કૅનેડીને શું કોઈ ચોક્કસ ધોરણ લાગુ પાડી શકાય એમ જ નથી? અમેરિકાના રાજકારણમાં જે પ્રચલિત વ્યાખ્યાઓ છે તેનાથી તે શું પર હતા? આ પ્રશ્નનો જવાબ જો કૅનેડીને આપવાનો હોત તો તો જરૂર તેનો જવાબ 'હા'માં આપત. હાર્વર્ડમાં તેમણે પોતાના રૂઢિચુસ્ત લાગતા અભિપ્રાયોથી ઉદારમતવાદી શ્રોતાઓને ચોંકાવ્યા હતા. બૉસ્ટનમાં મળેલી એક સામ્યવાદ વિરોધી સભામાં તેમણે કહ્યું હતું કે અમેરિકા નકારાત્મક રીતે સામ્યવાદ વિરોધી છે, પણ સંગીન રીતે એ કશા તરફી નથી. વિદેશનીતિ સંબંધી ટ્રુમન સરકારની તેમણે બરાબરની ઝાટકણી કાઢી હતી. મેસેચ્યુસેટ્સના ડેમોક્રેટીક પક્ષના નેતાઓની ઉપરવટ થઈને એ વર્તતા. આ બધામાંથી તે એક પ્રકારનો છૂપો સંતોષ મેળવતા.

પરંતુ આખરે કોઈ પણ માણસ એક સંપૂર્ણ સ્વાયત્ત ટાપુ જેવો નથી હોતો. એટલે કૅનેડીને જો કોઈ એક ધોરણ લાગુ પાડવું હોય તો દેખીતી રીતે એક જ ધોરણ તેમને લાગુ પાડી શકાય એમ છે: એ સાચા અર્થમાં બૉસ્ટનના પોતાના મતદારમંડળના પ્રતિનિધિ હતા. પણ આ વસ્તુ પણ કોઈ માને એટલી સરળ નહોતી. તેમના મતદાર-મંડળમાં ઘણાં તડ હતાં. સામાન્ય રીતે મતદારમંડળોમાં ગરીબ અને તવંગર, ઉદારમતવાદીઓ અને રૂઢિચુસ્તો, વેપારીઓ અને મજૂરો એવાં તડ હોય છે અને તેવાં તડ કૅનેડીના મતદારમંડળમાં પણ હતાં. પરંતુ તે સિવાય તેમાં વિચારસરણીની દૃષ્ટિએ અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ અનેક તડ હતાં ખુદ કૅનેડીના કુટુમ્બની પશ્ચાદ્‌ભૂમિકા પર

શકાય એમ નથી સાચુ પૂછો તો કોઈપણ ' વાદ 'ની છાપ લગાડવા એ ખહુ ઉત્સુક નહોતા કદાચ એવી છાપ ન લાગે એટલા માટે એ હમેશાં તકેદારી રાખતા ૧૯૫૦ના નવેમ્બરમા હાર્વર્ડ યુનિવર્સિટીમા ધારાકીય પદ્ધતિઓ અંગે યોજાયેલા એક પરિસંવાદમાં અધ્યાપકો અને વિદ્યાર્થીઓને સંબોધતાં તેમણે જણાવ્યું હતુ, કે ' હું ઉદારમતવાદીઓની વિચારસરણીનો અનુયાયી નથી '

અમેરિકામા ' ન્યુ રિપબ્લીક ' જેવા પ્રકાશનોએ અને ' અમેરિકન્સ ફોર ડેમોક્રેટીક એક્શન ' જેવા મંડળોએ માણસ ઉદારમતવાદી છે કે નહિ તે નક્કી કરવા તેના મતદાનની તપસીલ જોઈ કેટલીક કસોટીઓ ઉપજાવી કાઢી છે આ કસોટીઓ ચકાસતા કેનેડીને ૮૦ થી ૯૦ ટકા ઉદારમતવાદી કહી શકાય એનુ મુખ્ય કારણ એ છે કે કેનેડી હમેશા વ્યવહારુ ઉદારમતવાદને નક્કર ટેકો આપતા નાગરિક સ્વાતંત્ર્યો જેવી બિનઆર્થિક બાબતોમાં તેમની તપસીલ પરસ્પર વિરોધી હતી, એમ ઘણા ઉદારમતવાદીઓને લાગતુ મેકકેરન અને મેક્કાર્થી જેવા માણસો વિરુદ્ધ કેનેડી એક અક્ષર પણ બોલતા નહિ તેથી ઉદારમતવાદીઓને ઘણુ ખાટુ લાગતુ મેકકેરન સ્પષ્ટ રીતે રૂઢિચુસ્ત હતા અને મેક્કાર્થીએ ૧૯૫૦ ના ફેબ્રુઆરીથી સરકારમા સામ્યવાદી તત્ત્વો ઘૂસ્યા છે એવા બિનપાયાદાર આક્ષેપો કરી આખા દેશમાં ખળભળાટ મચાવી મૂક્યો હતો

પરંતુ આ ઉપરથી એમ ન કહી શકાય કે કેનેડી એક સીધાસાદા રૂઢિચુસ્ત હતા જો કે તેમના ઘણાખરા મત રૂઢિચુસ્ત કહી શકાય એ પ્રકારના હતા અમેરિકાના રૂઢિચુસ્તોની વિચારસરણીનુ કેન્દ્રસ્થાન એ છે કે એ લોકો એમ માને છે કે સરકાર શરૂઆતથી જ કાર્યક્ષમ હોતી નથી. પૈસાનો એ દુર્વ્યય કરે છે અને તે અનિષ્ટોથી ભરેલી હોય છે કેનેડી આ વિચારસરણી સાથે સંમત નહોતા થતા, ઊલટુ એ તો એમ માનતા કે કાર્યદક્ષ સનદી નોકરોવાળી સરકારના વિપુલ શક્યતાઓ પડેલી છે સામાજિક કલ્યાણના કાર્યક્રમને, કરવેરાની પ્રગતિશીલ નીતિને અને વેપારના નીતિનિયમોને તે હમેશા ટેકો આપતા

કડક મજૂર-સુધારાનો તેમણે સખત વિરોધ કર્યો હતો. સરકારમાં કરકસર અને કાર્યક્ષમતા જેવા કેટલાક પ્રશ્નો એમણે એવી સુંદર રીતે છણ્યા હતા અને એ પ્રશ્નોને તેમણે પોતાનો એટલો સબળ ટેકો આપ્યો હતો કે ઘણા રૂઢિચુસ્ત વેપારીઓનું ધ્યાન તેમના તરફ ગયું હતું. પણ તેમના મતપ્રદાનની તપસીલનાં ઘણાં પાનાં તરફ તેમને અવગણના કરવી પડે એમ હતું.

તો કેનેડીને શું કોઈ ચોક્કસ ધોરણ લાગુ પાડી શકાય એમ જ નથી? અમેરિકાના રાજકારણમાં જે પ્રચલિત વ્યાખ્યાઓ છે તેનાથી તે શું પર હતા? આ પ્રશ્નનો જવાબ જો કેનેડીને આપવાનો હોત તો તો જરૂર તેનો જવાબ ' હા 'માં આપત. હાર્વર્ડમાં તેમણે પોતાના રૂઢિચુસ્ત લાગતા અભિપ્રાયોથી ઉદારમતવાદી શ્રોતાઓને ચોંકાવ્યા હતા. બોસ્ટનમાં મળેલી એક સામ્યવાદ વિરોધી સભામાં તેમણે કહ્યું હતું કે અમેરિકા નકારાત્મક રીતે સામ્યવાદ વિરોધી છે, પણ સંગીન રીતે એ કશા તરફી નથી. વિદેશનીતિ સંબંધી ટ્રુમન સરકારની તેમણે બરાબરની ઝાટકણી કાઢી હતી. મૅસેચ્યુસેટ્સના ડેમોક્રેટીક પક્ષના નેતાઓની ઉપરવટ થઈ ને એ વર્તતા. આ બધામાંથી તે એક પ્રકારનો છૂપો સંતોષ મેળવતા.

પરંતુ આખરે કોઈ પણ માણસ એક સંપૂર્ણ સ્વાયત્ત ટાપુ જેવો નથી હોતો. એટલે કેનેડીને જો કોઈ એક ધોરણ લાગુ પાડવું હોય તો દેખીતી રીતે એક જ ધોરણ તેમને લાગુ પાડી શકાય એમ છે: એ સાચા અર્થમાં બોસ્ટનના પોતાના મતદારમંડળના પ્રતિનિધિ હતા. પણ આ વસ્તુ પણ કોઈ માને એટલી સરળ નહોતી. તેમના મતદાર-મંડળમાં ઘણાં તડ હતાં. સામાન્ય રીતે મતદારમંડળોમાં ગરીબ અને તવંગર, ઉદારમતવાદીઓ અને રૂઢિચુસ્તો, વેપારીઓ અને મજૂરો એવાં તડ હોય છે અને તેવાં તડ કેનેડીના મતદારમંડળમાં પણ હતાં. પરંતુ તે સિવાય તેમાં વિચારસરણીની દૃષ્ટિએ અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ અનેક તડ હતા. ખુદ કેનેડીના કુટુમ્બની પશ્ચાદ્ભૂમિકા પર

આ તડની ઊંડી અસર પડી હતી તેમનુ કુટુમ્બ તો ઘણા સમયથી મેસેચ્યુસેટ્સ રાજ્યની બહાર રહેતુ હતું, છતા કેનેડીના વિકાસ પર પણ આ તડની અસર વર્તાઈ આવતી હતી

હેન્ડલીન જણાવે છે કે બોસ્ટનના આઈરીશ અને બિન આઈરીશ હિજરતી જૂથો વચ્ચેના મતભેદો એક બીજાથી તદ્દન વિરોધી વિચારો વચ્ચેની દીવાલ કેટની મોટી છે એ સિદ્ધ કરે છે ' એક બીજાથી તદ્દન જુદી એવી ભૂમિકા પર આધાર રાખતી અને તદ્દન જુદા જ સયોગોમાં વિકાસ પામેલી એવી બે ભિન્ન ભિન્ન સસ્કૃતિઓ બોસ્ટનમા હતી અને બે સસ્કૃતિઓ વચ્ચે માત્ર વિચારોની દીવાલ નહોતી, પણ જાણે કે ૩૦૦૦ માઈલના સમુદ્રનુ અતર હતુ ' જે કેનેડી તડાવાળી આ દુનિયામા આયરલેંડથી આવ્યા તેને એક સદી વીતી ગઈ, તેમ છતા બોસ્ટનમા અને કનેડાના પોતાના વ્યક્તિત્વમા આ મતભેદો હજુ ઊંડા હતા કેનેડીના મતદારમડળમા જેની બહુમતી હતી તેઓ હિજરતી કેથલિકો હતા, આર્થિક અને સામાજિક પ્રશ્નોમા ઉદારમતવાદી હતા જાહેર શિક્ષણના પ્રશ્ન સબધી અને નગરિક સ્વાતત્ર્યના પ્રશ્ન સબધી રૂઢિચુસ્ત હતા ચુસ્તપણે સામ્યવાદી-વિરોધી હતા કઈક અશે અલગતાવાદી હતા, બીજી બાજુ જે લઘુમતી હતી તેમા યાંકીઓ હતા, યહૂદીઓ હતા અને થોડા કેથલિકો હતા આ લોકો આંતરરાષ્ટ્રવાદી, નિરકુશવાદીઓ અને જાહેર શિક્ષણ સબધી દૃઢ વિચાર ધરાવનારાઓ હતા મોટા ભાગના નેતાઓ તો બહુમતી જેમા માનતી હોય એ માનતા અને ઝાઝી માયાકૂટ કરતા નહિ પણ કેનેડી માટે આ શક્ય નહોતુ તેમનો સ્વભાવ જ એવો હતો કે કેવળ સખ્યાનુ પ્રતિનિધિત્વ ધરાવવુ એમને ગમતુ નહિ રાજકીય દૃષ્ટિએ પણ એ જરૂરી નહોતુ કારણ કે આખુ મતદારમડળ તેમના ખીસામા જ હતુ એમની મુશ્કેલી એ હતી કે ચોટ અને હાર્વર્ડના એક સ્નાતક તરીકે તેમને આર્થર હોલકોમ્બ બુસ, હોપર, કોનાટ્સ, એ નોરેન્સ લોવેન અને ઈલિયટ જેવા માણસો પ્રત્યે પૂજ્યભાવ હતો કેમ્બ્રીજના બૌદ્ધિક, સુધારક અને મિશ્ર જીવન પર તેમનો જબરો પ્રભાવ હતો

કેનેડીની જગ્યાએ બીજો કોઈ નેતા હોત તો તે આ હિજરતીઓની દુનિયામાંથી ખસી ગયો હોત અને ઉદાર બુદ્ધિજીવીઓની નૈતિક દૃષ્ટિએ વધુ ઉદાત્ત, ઉચ્ચ અને રોમાંચક દુનિયાનો અંગીકાર કર્યો હોત. પરંતુ કેનેડી જો હિજરતીઓની દુનિયામાંથી ખસી ગયા હોત તો તેમને માટે એક દૂરની પશ્ચાદ્ભૂમિમાંથી ખસી જવાનું નહોતું, પણ એક વર્ચસ ધરાવતા કુટુમ્બ સાથેના સંબંધો તોડવા સમાન હતું. આ કુટુમ્બની દૃઢ જીવનપદ્ધતિ હજુ તેમની નસેનસમાં હતી. એ કુટુંબના એક પ્રતીક સમાન તેમના પિતા હતા. કેનેડીકુટુંબ અને ફિટ્ઝ્જેરોલ્ડ કુટુંબ વચ્ચેની સાંકળની જાણે રક્ષા કરતા હોય એમ એ અડીખમ ઊભા હતા. પ્રતિનિધિગૃહની કાર્યવાહીના એક વિચક્ષણ અભ્યાસીએ નોંધ્યું છે કે પ્રતિનિધિગૃહના કોઈ પણ સભ્ય માટે બાહ્ય પરિબળો કરતાં આંતરિક પરિબળો વધુ શક્તિશાળી હોય છે. કેનેડીના પિતા તેમના જીવનમાં એક આંતરિક પરિબળ સમાન હતા. જોસેફ કેનેડી પોતે પોતાના દૃષ્ટાન્ત પરથી જ કેનેડીને બોસ્ટનના કેથલિક રૂઢીચુસ્તોને જવાબદાર રહેવા અસર પાડી રહ્યા હતા. પોતે એક અત્યંત આત્મવિશ્વાસી વ્યવહારુ માણસ હતા અને એક હિજરતીના પૌત્ર તરીકે તેમ જ કેથલિક તરીકે સફળ બન્યા હતા. વિલીઅમ જેમ્સે કહ્યું હતુ કે માણસને જે લોકોના અભિપ્રાયની ચિંતા હોય છે એ લોકોનાં વિશિષ્ટ જૂથો જેટલાં તેનાં સામાજિક વ્યક્તિત્વો હોય છે.

કેનેડીના કેટલાક મિત્રોને એમ લાગે છે કે મોટા ભાગના સળગતા પ્રશ્નો પરત્વે તેમણે નિર્લેપ વલણ દાખવ્યું તેમાંથી તેમની સ્વતંત્ર વિચારસરણીનો ઉગમ થયો છે. આ મિત્રો કહે છે કે એ તટસ્થ અને નિષ્પક્ષ રહેવાથી રૂઢિચુસ્તો અને ઉદારમતવાદીઓ, અલગતાવાદીઓ અને હસ્તક્ષેપ કરવાની વૃત્તિ ધરાવનારાઓની વિચારસરણી અને ચીલાચાલુ આચારોનો અસ્વીકાર કર્યો પણ પ્રશ્ન એ થાય છે કે કેનેડીમાં આ નિર્લેપતા આવી ક્યાંથી ? આ નિર્લેપતા તેમના પોતાના જ વ્યક્તિત્વમાં જે દ્વિધાઓ હતી તેનું પરિણામ હતી અને એ દ્વિધાઓ ઢાંકવા માટેનો એક અંચળો હતી તેમણે બોસ્ટનના તેમના મતદારમંડળમાં અસ્તિત્વ

ધરાવતી બે દુનિયાની વિચારસરણીનો સ્વીકાર કર્યો નહોતો, છતાં એ બંને દુનિયા સાથે તેમને સંબંધો હતા, તેથી તેઓ બંને દુનિયાની સમસ્યાઓનો શાંત ચિત્તે અને વિવેકબુદ્ધિથી વિચાર કરી શકતા. ક્યાંય બંધાવું નહિ એ વૃત્તિથી તેઓ બંધાયેલા હતા.

છતાં તે એક રાજકીય નેતા હતા. જુદાં જુદાં પરિબળો જેમ તેમના મનમાં કામ કરતાં હતાં તેમ એ જ પરિબળો બહારથી પણ તેમના પર અસર કરતાં હતાં. એક સમાજશાસ્ત્રીએ નોંધ્યું છે કે આ સમસ્યા એ આંતરસંચાલિત વિરુદ્ધ બાહ્યસંચાલિત માણસની સમસ્યા જેવી છે. ડેવીડ રીસમેને તેનું બહુ સુંદર વર્ણન કર્યું છે. આ સ્વતંત્રતા અને નિર્લેપતા એ કેટલો વખત ટકાવી રાખશે તેની સાચી કસોટી એમણે જ્યારે પોતાનું મતદારમંડળ બદલ્યું ત્યારે થઈ. આ પછીના દાયકાનો ઇતિહાસ કૅનેડીએ બોસ્ટનના મતદારમંડળમાં અસ્તિત્વ ધરાવતી બે વિચારસરણીઓ કરતાં પણ વધારે વ્યાપક હિતો અને વફાદારીને આવરી લેવા પોતાની વિચારસરણી કેવી રીતે વિશાળ બનાવી તેનો ઇતિહાસ છે. આ દાયકાની સમસ્યા એ હતી કે કૅનેડીના મનની અંદર કામ કરતાં પરિબળો એનાં એ રહ્યાં જ્યારે તેમના પર કામ કરતાં બાહ્ય પરિબળોમાં ઘણું પરિવર્તન થયું.

## ૬

## ચૂંટણીજંગના રંગઢંગ

પ્રતિનિધિગૃહમાં કૅનેડીએ છ વર્ષ ગાળ્યાં, પણ એ છ વર્ષની કારકિર્દી દરમિયાન જ્હોન કૅનેડીના [illegible] પર ખાસ અસર થઈ

નહિ. કોઈ બહુ નજીકથી જુએ તો તેમના મોં પર આછી રેખાઓ દેખાવા લાગી હતી, પણ તે તરફ લોકોનું ખાસ ધ્યાન જતું નહિ. લોકો તો કોઈ ચિત્રમય સામયિકના મુખપૃષ્ઠ પર શોભે એવા તેમના ચહેરા પર અને તેજસ્વી હાસ્ય પર મુસ્તાક હતા. કૅનેડી ઘણી વાર ફ્લોરિડા, કે કેઈપ કોડ કે મેરેમેકના પ્રવાસે જતા હોવાને કારણે તેમની ત્વચાનો વર્ણ સહેજ શ્યામ પડયો હતો. આને કારણે પણ તે હતા તેથી નાના દેખાતા.

માથા ઉપર ઘણી ધારાકીય જવાબદારીઓ ઉઠાવવા છતાં તેમનું મોં હજુ ગૌરવશાળી નહોતું દેખાતું. એનું સાચું કારણ એ હતું કે જીવનમાં એ હજુ 'સ્થિર' બન્યા નહોતા. રવિવારને દિવસે એ લાંબા ઉત્સાહપ્રેરક પ્રવાસો જવાનું તેમને ગમતું. ફ્લોરિડા કે યુરોપના પ્રવાસે તો વારંવાર જતા અને અમુક એરોપ્લેન પકડવા કે ભોજન-સમારંભમાં સમયસર હાજરી આપવા એ ગાડાની માફક મોટર ચલાવતા. આ પ્રવાસો દરમિયાન કે ઘેર ખુરશીમાં પડયા પડયા એ પુષ્કળ વાંચતા. એક સંવાદદાતાએ નોંધ્યું છે, કે 'કૅનેડી કયારેય ખુરશીમાં બેસતા નથી, પણ એમાં ડોલ્યા કરે છે.' બીજા એક સંવાદદાતાએ નોંધ્યું હતું કે કૅનેડી એક ઊંચા, એકવડા શરીરના, સૌમ્ય દેખાવના, હજુ છોકરા જેવા લાગતા, પાતળી દેહયષ્ટિના ફૂટડા જુવાન હતા અને આબાલવૃદ્ધ સહુ કોઈ તેમના તરફ આકર્ષાતું.

૧૯૫૨ સુધીમાં પ્રતિનિધિગૃહમાં કૅનેડીનું ભાવિ નિશ્ચિત હતું જ્યાં સુધી રિપબ્લીક પક્ષની બહુમતી ધરાવતું પ્રતિનિધિગૃહ પોતાના પક્ષના લાભમાં એ વિસ્તારને ચૂંથી નાખે ત્યાં સુધી કૅનેડીનો મતદારવિસ્તાર અચોક્કસ મુદત માટે તેમને માટે સુરક્ષિત હતો. કેટલાંક કુટુંબો બોસ્ટનની બહાર નીકળી તેના પરાવિસ્તારમાં રહેવા જતાં હતાં; તેથી આ મતદારવિસ્તાર વધુ ને વધુ ડેમોક્રેટીક બનતો જતો હતો. *પ્રતિનિધિગૃહની સ્ત્રૂલ્પિયક જે સમિતિ હતી તે પર કામ કરી રહેલા*

ચૌદ ડેમોક્રેટીક સભ્યોમાં તેમની ગણતરી પાંચમા સભ્ય તરીકે થઇ હતી રાજકારણમાં તેમને ખાસ અંગત કહી શકાય એવા મિત્રો ઝાઝા નહોતા, પણ પ્રતિનિધિગૃહમાં તેમણે પોતાના સાથીદારોની ચાહના તો મેળવી જ હતી. ડેમોક્રેટીક પક્ષના તેમના સાથીદારો જ નહિ, પણ દક્ષિણના રાજ્યોમાંથી આવેલા ઘણા પ્રતિનિધિઓ અને રિપબ્લીક પક્ષના સભ્યોને પણ એમ લાગતુ કે આર્થિક પ્રશ્નોમાં એ ઉદારમતવાદી હોવા છતાં કેનેડીને તેમના પ્રત્યે અને તેમની સમસ્યાઓ પ્રત્યે વિશેષ સહાનુભૂતિ છે બધાને એમ લાગતુ હતુ કે યુવાન વય સુરક્ષિત બેઠક અને ડેમોક્રેટીક પક્ષના તમામ તડો સાથે સારો સબંધ હોવાને કારણે બે એક દાયકામા કેનેડી કાં તો ડેમોક્રેટીક પક્ષના નેતા બનશે અથવા તો પ્રતિનિધિગૃહના અધ્યક્ષ બનશે

પરંતુ કેનેડીને પ્રતિનિધિગૃહની કારકિર્દીનો કોઈ મોહ નહોતો કોઈએ તેમને આ ગૃહના અધ્યક્ષ બનાવવા માટે પ્રસ્તાવ મૂક્યો હોત તો તેમણે તે શક્યતા પર દશ મિનિટ પણ વિચાર કર્યો હોત કે કેમ એ શંકા પડતી વાત છે સાચુ પૂછો તો આ પ્રતિનિધિગૃહની કારકિર્દીએ એમના જીવનમા કોઈ ઉત્સાહ પ્રેર્યો નહોતો આ પ્રતિનિધિગૃહમા બેસતા ૪૩૫ સભ્યો પૈકીના તે એક હતા, અને તે પણ બહુ મહત્વના સભ્ય નહિ. કોઈ પણ પ્રશ્ન પર પોતે જે વલણ લે તે તરફ સહુનુ ધ્યાન ખેંચવુ બહુ મુશ્કેલ હતું પ્રતિનિધિગૃહના નિયમો અને પ્રણાલિકાઓ બહુ નિરાશાજનક હતા. અહીં જો કોઈને પ્રકાશમા આવવું હોય તો એક પછી એક અનેક અવરોધો વટાવવા પડે એમ હતું; જ્યારે ડેમોક્રેટીક પક્ષના નેતા બનવા માટે દરેક ખરડાને એટલો મોળો બનાવવો કે તે પક્ષના તમામ તડોને અને રિપબ્લીક પક્ષના થોડા સભ્યોને સંતોષ આપી શકે

તો કેનેડી હવે શું કરવા ધારતા હતા ? એ વૉશિંગ્ટનમા આવ્યા ત્યારથી રાજ્યના કોઈ હોદ્દા માટે પ્રયત્ન કરી જોવાની શક્યતા પર વિચાર કરવા લાગ્યા હતા ૧૯૪૮મા પ્રતિનિધિગૃહમાના તેમના બીજા વર્ષ દરમિયાન રિપબ્લીક પક્ષના સભ્ય લેવરેટ સોલ્ટનસ્ટોલ સેનેટની

બેઠક ખાલી પડવાની હતી. કૅનેડીને આ બેઠક માટે ઉમેદવારી નોંધાવાનું મન થઈ આવ્યું. પણ સૉલ્ટનસ્ટૉલ એક જબરા ચૂંટણી-પ્રચારક હતા. ૧૯૪૮માં ચૂંટણીની તારીખો જેમ નજીક આવતી ગઈ તેમ કૅનેડીને લાગવા માંડ્યું કે ઉમેદવારી નોંધવવા આ વર્ષ બહુ અનુકૂળ નથી. વૉલેસ પ્રગતિવાદીઓ વધુ ને વધુ ઉદ્દામ વલણ તરફ ઢળતા જતા હતા અને ૧૯૪૬માં ડેમોક્રેટીક પક્ષ વિરુદ્ધ જે વિરોધ-વંટોળ જાગ્યો હતો તે હજુ પૂરેપૂરો શમ્યો નહોતો. ટ્રુમેન એટલા બધા અપ્રિય બની ગયા હતા કે ડેમોક્રેટીક પક્ષના મહત્ત્વના સભ્યો તેમને એ સ્થાનેથી ખસેડી બીજા કોઈકને—કદાચ ખુદ જનરલ ડવાઈટ ડી. આઈસનહાવરને—એ સ્થાને મૂકવા માગતા હતા.

એટલે કૅનેડીએ ૧૯૪૮નું વર્ષ તો એમ ને એમ જવા દીધું. પણ તેમણે સમયનો દુર્વ્યય ન કર્યો. રાજ્યના કોઈ હોદ્દા માટે પ્રયત્ન કરવો હોય તો પહેલા તો આખા રાજ્યના નામ જાણીતું કરવું જોઈએ. એટલે વૉશિંગ્ટનમાં પ્રતિનિધિગૃહમાં તેમના સભ્યપદનું બીજું સત્ર શરૂ થયું તે દરમિયાન તેમણે મેસેચ્યુસેટ્સમાં પ્રચાર શરૂ કરી દીધો. રાજ્યના કયા હોદ્દા માટે પ્રયાસ કરવો એ હજુ તેમણે નક્કી નહોતું કર્યું. ૧૯૪૮માં પૉલ એ ડેવર રાજ્યના ગવર્નરપદે ચૂંટાયા હતા અને ૧૯૫૦માં ફરીથી એ હોદ્દા માટે એ પ્રયત્ન કરશે જ એમ સહુને લાગતું હતું. સેનેટ માટેની કોઈ બેઠક હવે ૧૯૫૨ સુધી ખાલી પડવાની નહોતી.

પ્રતિનિધિગૃહના ૩૨ વર્ષની વયના આ એક સભ્ય જેમણે હજુ પોતાની કારકિર્દીની શરૂઆત કરી હતી તે પોતે કયા હોદ્દા માટે, ક્યારે અને કોની સામે ઉમેદવારી નોંધાવશે તેનો ખ્યાલ પણ ન હોય એવે સમયે આ રાજ્યમાં પોતાનો પ્રચાર શરૂ કરે એ જરા વિચિત્ર ઘટના તો હતી જ પણ કૅનેડી આ માટે બહુ આતુર હતા. ૧૯૪૬માં પ્રચારની નિયમિત મોસમ શરૂ થાય તે અગાઉ મહિનાઓ પહેલેથી પોતાનો પ્રચાર શરૂ કરી પ્રતિનિધિગૃહની બેઠક મેળવી હતી. હવે

મોટા કોઈ સાધન માટે એ એ જ સિદ્ધ થયેલા શસ્ત્રનો ઉપયોગ કરી રહ્યા હતા.

૧૯૫૨ની શરૂઆત સુધીમાં તેઓ મૅસેચ્યુસેટ્સ રાજ્યમાં આવેલાં ૩૫૧ જેટલાં શહેરો અને કસ્બાનાં ગામોમાં ઘૂમી વળ્યા. પણ કયા હોદ્દા માટે એ પ્રયાસ કરી રહ્યા હતા એ નક્કી નહોતું.

૧૯૫૨માં સૅનેટર હેનરી કેબટ લોજના હોદ્દાની મુદત પૂરી થતી હતી એ નક્કી હતું. લોજ ફરીથી એ બેઠક માટે ઉમેદવારી નોંધાવશે એ પણ લગભગ નિશ્ચિત હતું. ડેમોક્રેટીક પક્ષનો કોઈ ઉમેદવાર આ બેઠક માટે ઊભો રહે કે ન રહે. આનો બધો આધાર ગવર્નર ડેવરની યોજના પર હતો. રાજકારણના ક્ષેત્રમાં ડેવર એક જબરા ખેલાડી ગણાતા. રાજ્યના ગવર્નર તરીકે તેમના હોદ્દાની મુદતનું બીજું સત્ર અડધું વીતી ગયું હતું. પણ તેમને એક સમસ્યા હતી. મોટા ભાગના અમેરિકન ગવર્નરોની માફક એ વહીવટી તંત્રની વિગતોમાં અને સ્થાનિક રાજકારણમાં એટલા બધા ડૂબેલા રહેતા કે તેથી કંટાળી જઈ તે સેનેટમાં પોતાની કારકિર્દી શરૂ કરવાનાં અને એ રીતે દેશના રાજકારણમાં ભાગ ભજવવાની તક મેળવવાનાં સ્વપ્નો સેવી રહ્યા હતા. પણ એ લોજને હરાવી શકશે કે કેમ એ બીજો પ્રશ્ન હતો. મહિનાઓ સુધી ડેવર કોઈ નિર્ણય ઉપર આવી શક્યા નહિ. તેમના કાર્યકરો રાજકીય પવન કઈ દિશામાં ફૂંકાય છે એ જોવા લાગ્યા.

આ અનિશ્ચિતતાથી કૅનેડી અકળાયા. ગવર્નર ડેવર જ્યાં સુધી કોઈ નિર્ણય ન લે ત્યાં સુધી એ પણ કોઈ નિર્ણય ન લઈ શકે એવી પરિસ્થિતિ હતી. તેમના ઘણા મિત્રો એવી અપેક્ષા રાખતા હતા કે સેનેટની બેઠક માટે ઉમેદવારી નોંધાવશે અને તેથી કૅનેડી ગવર્નરપદ માટેની ચૂંટણીમાં ઊભા રહી શકશે. રાજકારણમાં એક વહીવટી વધુ તરીકે એ નામના મેળવશે અને એ હોદ્દાની ટોચ સુધી પહોંચી એ મૅસેચ્યુસેટ્સની સેનેટની બેઠક માટે ઉમેદવારી નોંધાવી શકશે પરંતુ કૅનેડી પુરી જ ગણતરી કરી રહ્યા હતા. મૅસેચ્યુસેટ્સનું ગવર્નરપદ

ભલભલા નેતાઓને — અને તેમાંય ખાસ કરીને ડેમોક્રેટીક પક્ષના નેતાઓને — નવનેજાં પાણી આણે એવું હતું. મેસેચ્યુસેટ્સના ૨૮૦ સેનેટરો અને પ્રતિનિધિગૃહના સભ્યો બહુ સ્વતંત્ર મિજાજના હતા. ગવર્નરની સત્તાઓ મર્યાદિત હતી અને રાજ્યની વિધાનસભામાં રિપબ્લીક પક્ષના સભ્યોની બહુમતી હતી, જો કે એકંદરે રાજ્યમાં ડેમોક્રેટીક પક્ષનું વર્ચસ્વ વિશેષ હતું. વળી, રાષ્ટ્રીય બનાવોમાં કેનેડીને વધુ ને વધુ રસ જાગવા લાગ્યો હતો.

રાજકારણના તખ્તા પર પણ એટલી જ નિરાશાનું વાદળ છવાયું હતું. ટ્રુમેને પ્રમુખપદ માટે ઉમેદવારી નહિ નોંધાવાનું નક્કી કરી નાખ્યું હતું, તેથી દરેક પક્ષમાં એ પદ માટેની ટિકિટ મેળવવા પડાપડી શરૂ થઈ હતી. રિપબ્લીક પક્ષમાં આઇઝનહાવર અને ટાફ્ટ વચ્ચે તીવ્ર હરીફાઈ જાગતાં તેમાં બે મોટાં તડ પડી ગયાં હતાં. ડેમોક્રેટીક પક્ષમાં પણ બારેક જેટલા સભ્યો પ્રમુખપદ માટે તેમને જ ટિકિટ મળવાની હોય એ રીતે વર્તતા હતા.

કેનેડી માટે વિકટ પરિસ્થિતિ ઊભી થઈ. કેનેડીના સલાહકારો લોજ અને તેમનાં કાર્યમાં કંઈક નબળી કડી શોધવામાં પડી ગયા, જેથી તે આગળ ધરી કેનેડીનો હક તેઓ રજૂ કરી શકે. પરંતુ લોજની કારકિર્દીમાં કે તેમનાં કાર્યની તપસીલમાં એવું કંઈ પણ નબળું તત્ત્વ ન જણાતાં તેઓ નિરાશ બન્યા. લોજ પોતે એક આંતરરાષ્ટ્રવાદી હતા, જો કે તેમને વારસામાં અલગતાવાદ મળ્યો હતો. એ એક 'ઉદારમતવાદી રૂઢિચુસ્ત' હતા અને ઘણા આંતરિક પ્રશ્નોમાં તેમણે પોતાનું વલણ વારંવાર બદલ્યું હતું.

આ સમસ્યા ઊભી થતાં ખુદ કેનેડીના સલાહકારોમાં પણ બે તડ પડી ગયાં. ઉદ્દામ જૂથમાં કેટલાક મજૂર નેતાઓ અને વાજબી વ્યવહાર માનતા ડેમોક્રેટીક પક્ષના સભ્યો હતા. એ લોકો કેનેડીને એમ સમજાવતા કે તેમણે સામાજિક કલ્યાણનાં કાર્યો, નાગરિક સ્વાતંત્ર્ય, નાગરિક અધિકાર અને પરદેશોને વધુ આર્થિક અને લશ્કરી સહાય માટે વધુ પ્રયાસ કરવો જોઈએ. તેમની મુખ્ય દલીલ એ હતી કે આ

વર્ષે પ્રમુખની ચૂંટણી થવાની છે; એટલે કેનેડીએ રાષ્ટ્રીય પ્રશ્નો પર જ ચૂંટણીપ્રચાર કરવો જોઈએ. તેમના કાર્યની તપસીલ તાત્વિક રીતે ડેમોક્રેટીક પક્ષના કાર્યની જ તપસીલ હતી. વાજબી વ્યવહારમાં શ્રદ્ધા ધરાવતા એક ડેમોક્રેટ સિવાય એ બીજી કઈ રીતે પ્રચાર કરી શકે ?

બીજા જૂથનાં મંતવ્યો આનાથી તદન જુદાં હતાં. આ જૂથના માણસો એવી દલીલ કરતા કે કેનેડીને જો લોજ પર આક્રમણ કરવું હોય તો તેમની પાંખમાં ભરાઈ ને જ આક્રમણ કરવાનું તેમને માટે સરળ બનશે. પ્રતિનિધિગૃહમાં કેનેડીની કામગીરીની તપસીલ હતી તે આ વ્યૂહરચનામાં મદદરૂપ થઈ પડે તેવી હતી. ટ્રુમેનની વિદેશનીતિના કેટલાક સિદ્ધાન્તો સામે તેમણે ચેતવણીનો સૂર કાઢ્યો હતો. પરદેશોને અપાતી મદદમાં કાપની દરખાસ્ત આવતાં તેમણે એ દરખાસ્તને ટેકો આપ્યો હતો. સરકારી તંત્રમાં કરકસર કરવા વિશે તેમણે ભાષણ કર્યું હતું, અને એ પ્રસ્તાવની તરફેણમાં મત આપ્યો હતો. યુરોપને કારણે અમેરિકાને જે ખર્ચ કરવો પડતો તેમાં યુરોપના દેશો પોતાનો હિસ્સો નહોતા આપતા તે પ્રત્યે કેનેડીએ નફરત બતાવી હતી. આ જૂથના સલાહકારોનું એમ કહેવું હતું કે કેનેડીનાં મંતવ્યો રાષ્ટ્રવાદી રિપબ્લીકનોનાં મંતવ્યોથી ખાસ જુદાં નહોતાં. તેમની માફક આ રિપબ્લીકનો પણ માનતા કે યુરોપ ઘસાઈ ગયું છે, ડેમોક્રેટોએ ચીન ગુમાવ્યું છે અને કોરિયાનું યુદ્ધ એ કેવળ ટ્રુમેનની પ્રતિષ્ઠા જાળવવા ખાતર જ લડાયું હતું. વિદેશનીતિ સંબંધી કેનેડીનાં મંતવ્યો લોજનાં મતવ્યો કરતાં ટાફ્ટનાં મંતવ્યોને વધુ મળતાં આવે છે એ વિગતવાર સિદ્ધ કરતાં કેટલાંક ચોપાનિયાં પણ આ જૂથે તૈયાર કર્યાં. આવા એક ચોપાનિયામાં જણાવ્યું હતું :

'સરકારની વિદેશનીતિના ઘણા સિદ્ધાન્તો ઉપર કેનેડીએ જાહેરમાં અનેક વાર ટીકા કરી છે. આ સબંધી તેમના વિચારો લોજના વિચારો કરતાં ટાફ્ટના વિચારોને વધુ મળતા આવે છે. સાચું પૂછો તો ૧૯૪૭ની સાલથી કહેવાતી દ્વિપક્ષી વિદેશનીતિનું જે તૂત આ દેશમાં ચાલે છે તેની સરદારી લોજે જ લીધી છે.........'

એટલે કેવા પ્રકારનો મોરચો રચવો એને માટે આ જૂથ બહુ સ્પષ્ટ હતું. આ લોકોની એવી સલાહ હતી કે લૉજ પોતાના પક્ષના સિદ્ધાન્તોને છોડી દેનાર, આઈઝનહાવરના ચીલે ચાલનાર એક તકસાધુ અને પોતાના દાદાનાં મંતવ્યોને ઉવેખનાર એક આંતરરાષ્ટ્રવાદી છે એવી વાતો કરી તેમની સામે મોરચો માંડવો. આ જૂથના નેતા ખુદ કૅનેડીના પિતા જ હતા. ૧૯૫૨ દરમિયાન જોસેફ કૅનેડી બોસ્ટનમાં આવજાવ કરતા. એ પ્રકાશકો અને રાજકીય નેતાઓને મળતા, ભાષણ લખનારાઓ અને સંશોધન કરનારાઓ સાથે મંત્રણા કરતા અને જાહેરખબરની એજન્સીઓ સાથે જાહેરખબરના કાર્યક્રમની ચર્ચા કરતા. જોસેફ કૅનેડી હજુ પણ પહેલાંના જેવા જ છૂપી રમતો રમનારા, વાચાળ અને આક્રમકવૃત્તિના હતા. કૅનેડીના પ્રચારતંત્રમાં એમનો કોઈ નિશ્ચિત હોદ્દો નહોતો. એવા કોઈ હોદ્દાની તેમને જરૂર પણ નહોતી. અલબત્ત, એ ટાફ્ટ અને બીજા રાષ્ટ્રવાદી રિપબ્લીકનોના મિત્ર હતા અને લૉજ તરફ અણગમો બતાવવા તેમની પાસે પૂરતાં કારણો હતાં. પરંતુ એ લૉજને કોઈ રાજકીય કારણોસર નહોતા ધિક્કારતા. લૉજના ઉપર આક્રમણ કરવામાં તેમના પુત્ર માટે જીવનની ઉત્તમ તક રહેલી તેમણે જોઈ અને પ્રચારજંગમાં તેમણે પણ ઝંપલાવ્યું.

યુવાન કૅનેડી બંને જૂથોનાં મંતવ્યો પોતાની એક ફરજ તરીકે સાંભળતા. લૉજ સામે ચૂંટણીજંગમાં ઝંપલાવવાનું નક્કી કરે તો એમાંથી કયી વ્યૂહરચના અપનાવવી એ વિશે તેમણે હજુ સુધી કોઈ વિચાર કર્યો નહોતો. તેમના મનમાં બીજી જ યોજનાઓ રમતી હતી.

પોતાના કાર્યકરોમાં પડેલાં બે તડાંથી તંગ આવી જઈ તેમ જ પ્રતિસ્પર્ધી તરીકે વિચક્ષણ રાજપુરુષ ઊભા હતા ત્યારે આ પરિસ્થિતિમાં રાજકીય નેતાઓ જે માર્ગ અપનાવે છે તે જ માર્ગ કૅનેડીએ પણ અપનાવ્યો : તેમણે બંને તડાંને પોતપોતાની રીતે વ્યૂહરચના કરવા દઈ પોતે પોતાની આગવી વ્યૂહરચના ઘડી કાઢી તેમના કાર્યકર્તાઓ લૉજ ઉપર જમણી અને ડાબી બાજુ મોરચો માંડી રહ્યા હતા ત્યારે

બન્ને ઉમેદવારો વચ્ચે જીતવાની શક્યતા સરખી હતી તે વખતે કેનેડીએ એક ગુપ્ત શસ્ત્ર મ્યાનમાંથી બહાર કાઢ્યું. મેસેચ્યુસેટ્સ રાજ્યના ગંદા રાજકારણમાં અનેક શસ્ત્રો વપરાયાં હતાં અને પીઢ નેતાઓ એમ માનતા કે હવે તેમને કંઈ જોવાનું બાકી નથી. એ લોકોને પણ આ શસ્ત્ર અસામાન્ય લાગ્યું કેમકે કેટલાક અઠવાડિયાંથી મેસેચ્યુસેટ્સની હજારો મહિલાઓને ટપાલ દ્વારા આખા રાજ્યમાં ઠેરઠેર યોજાયેલા સત્કારસમારંભોમાં હાજર રહેવા નિમંત્રણો મળવા લાગ્યાં હતાં. આ નિમંત્રણોનું લખાણ નીચે મુજબ હતું :

'શ્રીમતી જોસેફ એફ. કેનેડી અને તેમના સુપુત્ર શ્રી જ્હોન એફ. કેનેડી (પ્રતિનિધિગૃહના સભ્ય) ના માનમાં તા. ૧લી ઓક્ટોબર, ૧૯૫૨ના રોજ રાત્રે ૮ વાગે કમાન્ડર હોટેલ, કેમ્બ્રીજ (મેસેચ્યુસેટ્સમાં) યોજાયેલા એક સત્કારસમારંભમાં હાજર રહેવા વિનંતિ છે. સાથે મહેમાનોને પણ લાવી શકાશે.'

સુંદર સફેદ કાગળ પર છપાયેલી, હાથે લખેલા સરનામાવાળા કવરમાં મુકાયેલી આ નિમંત્રણપત્રિકાઓને તેમના પર ચોંટાડવામાં આવેલી સરકારી મુદ્રા સિવાય રાજકારણ સાથે કોઈ સંબંધ જ ન હોય એમ લાગતું હતું. આ સમારંભોમાં કેન્દ્રસ્થાને કેનેડીના માતા રોઝ કેનેડી હતાં. હજુ પણ યુવાન દેખાતાં, પ્રભાવશાળી અને જાજ્વલ્યમાન વ્યક્તિત્વવાળાં શ્રીમતી રોઝ કેનેડી તેમના પુત્રના કાર્યને સાદી ભાષામાં એક માતા તરીકે અંજલિ આપતાં. આ સત્કારસમારંભોને સાચા ચૂંટણીપ્રચાર સાથે કંઈ સંબંધ ન હોય અને એ પ્રચાર તો સાવ બિનઅગત્યનો છે એવો દેખાવ થતો. શરૂઆતમાં કેનેડીના કાર્યકરોએ તેમને માટે ભાષણો લખવાનો પ્રયાસ કર્યો (દા. ત. 'પૃથ્વી પરનાં તમામ સ્થળોમાં બોસ્ટન મને હંમેશાં સૌથી વધુ પ્રિય રહ્યું છે અને રહેશે .. ') પણ આ રીતે બીજાઓએ ભાષણ લખી આપવાની કોઈ જરૂર નહોતી. પોતાનાં સંતાનોને પોતે કેવી રીતે મોટાં કર્યાં એ વિશેનાં શ્રીમતી રોઝ કેનેડીનાં સ્મરણો સ્થાનિક અસ્મિતાને અંજલિ આપવા કરતાં વધારે આકર્ષક હતાં. કેનેડીની

બહેનો યુનિસી, જીન અને પૅટ પોતાની સ્વાભાવિક સૌંદર્યદૃષ્ટિથી અને ઉત્સાહથી આ સમારંભોની વ્યવસ્થા કરતી. કૅનેડી પોતે પણ ટૂંકું પ્રવચન કરતા, પણ એમાં રાજકારણના મુદ્દાઓને ભાગ્યે જ સ્પર્શતા. ભાષણને અંતે એ દરેક મહિલાને વિનતિ કરતા કે તે મંચ ઉપર આવે, જેથી તે, તેમનાં માતુશ્રી અને બહેનો તેમને મળી શકે. એ પછી ચાહનો પ્યાલો પી સહુ વિખેરાતા.

એક અખબારનવીસે આવા એક સમારંભ વિશે લખ્યું છે : 'સતત બે કલાક સુધી મહિલાઓની એક લાંબી કતાર કૅનેડીનાં કુટુમ્બીજનોને મંચ ઉપર મળવા માટે અવિરતપણે ચાલુ રહી કૅનેડીનાં કુટુમ્બીજનો દરેકનો પરિચય મેળવતાં, હસીખુશીને વાત કરતાં અને તેમને બાજુની લૉબીમાં જવાની વિનતિ કરતાં. લૉબીમાં પણ કૅનેડીનાં કુટુમ્બીજનોને મળવા માટે રાહ જોતી મહિલાઓની લાંબી કતાર હતી. વિશાળ ઓરડાની એક બાજુ લાંબાં લાંબાં ટેબલો ગોઠવેલાં હતાં અને વેટ્રેસો દરેક ચાહ, કૉફી અને કેક્સ આપતી. (પાછળથી જાણવા મળ્યા પ્રમાણે આ રીતે ૮૬૦૦ કપ ચાહ કે કૉફીના વપરાયા હતા)...બે મહિલાઓ બેભાન બની ગઈ અને કેટલાકનાં કપડાં બગડયાં તેથી થોડી અવ્યવસ્થા થઈ હતી, તેમ છતા એકંદરે ત્યાં આનંદનું વાતાવરણ હતું. બધાં એકબીજાં સાથે હસીખુશીને વાતો કરતાં હતાં. આ રીતે બધાને મળી લગભગ સાડા દશ વાગે કૅનેડી અને તેમનાં કુટુમ્બીજનો થોડાં થાકેલાં હોવા છતાં આ ઓરડામાં આવ્યાં અને સહુની સાથે બેસી ચાહ પીધી.'

કૅનેડીએ યોજેલા આ સત્કારસમારંભોને અપૂર્વ સફળતા મળી. ટેલિવિઝનના આ યુગમાં જ્યારે ઉમેદવારને પ્રત્યક્ષ જોવા માટે લોકોને તેમના ટેલિવિઝન સેટ્સ છોડવા સમજાવવું એ લગભગ અશક્ય હતું ત્યારે નહિ નહિ તોયે ૫૦,૦૦૦ સન્નારીઓ કૅનેડી અને તેમનાં કુટુમ્બીજનોને મળવા માટે આવી. આ સત્કારસમારંભોમાં સૌથી અગત્યનો મુદ્દો એ હતો કે આ સન્નારીઓ જ્યારે ઘેર પાછી ફરતી ત્યારે કૅનેડી વિશે જ વાતો કરતી, વાડે ઊભા રહીને તેમના વિશે

ચર્ચા કરતી, પોતાનાં સગાંવહાલાંને કૅનેડીની વાતો સંભળાવતી અને જે સ્ત્રીઓ સ્વપ્નમાં પણ કદી ચૂંટણીજંગની આંટીઘૂંટીઓ સમજવાનો વિચાર ન કરે તેમના મનમાં કૅનેડી અંગેના વિચારો દૃઢપણે ઘૂસાડતી. કોને આમંત્રણો આપવાનાં છે તેની પસંદગી પણ ચોક્કસ ધોરણપૂર્વક થતી. દરેક કોમ, સંપ્રદાય, રાષ્ટ્ર અને રાજકીય જૂથમાંથી મહિલાઓને નિમંત્રણો મોકલવામાં આવતાં, જેથી કૅનેડીનું નામ સમાજના દરેક વર્ગમાં ઘેર ઘેર ગૂંજતું થઈ જાય.

જેમ જેમ ચૂંટણીનો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ કૅનેડીનાં કુટુમ્બીજનોનો ઉત્સાહ વધતો ગયો. બહેનોએ ઘેર ઘેર સમારંભો યોજવા માંડયા, માએ બોસ્ટનના દરેક લત્તાની મુલાકાત લીધી કૅનેડીએ રસ્તામાં જે કોઈ મળે તેની સાથે હાથ મિલાવવા માંડયા. આખા રાજ્યને ચૂંટણીપ્રચારમાં એકી સમયે આવરી લેવા માટે કૅનેડીએ ટેલિવિઝન પરથી 'કૅનેડી કુટુમ્બ સાથે કૉફી'નો એક કાર્યક્રમ પ્રસારિત કર્યો આ કાર્યક્રમમાં મા પોતાનાં સંતાનો સાથે ઘરના સોફા પર બેઠાં બેઠાં વાતો કરતાં હોય એવું બતાવવામાં આવ્યું. લોકો આ કાર્યક્રમ ટેલિવિઝન ઉપર જુએ એટલા વાસ્તે ચૂંટણીના પ્રચારમાં કામ કરી રહેલા કૅનેડીના કાર્યકરોએ પોતપોતાને ઘેર નાની નાની મિજબાનીઓ ગોઠવી ચૂંટણીપ્રચાર એટલો વ્યાપક બન્યો કે કેટલીક વાર તો બધે પહોંચી વળવું પણ અશક્ય બન્યું. એક તેમના ભાઈ બૉબને ચૂંટણીપ્રચારનાં ભાષણોમાં કદાચ ટૂંકામાં ટૂંકું ગણાવી શકાય એવું ભાષણ આપવા મુખ્ય કેન્દ્રથી જવું પડયું હતું. એ ભાષણમાં તેમણે જણાવ્યું હતું :

'મારો ભાઈ જેક આજે અહીં આવી શક્યો નથી, મારી મા અહીં આવી શકી નથી, મારી બહેન યુનિસી અહીં આવી શકી નથી, મારી બહેન પેટ અહીં આવી શકી નથી, મારી બહેન જીન પણ અહીં આવી શકી નથી મારો ભાઈ જેક જો અહીં હાજર હોત તો તે તમને કહેત કે લોકોએ એક સેનેટર તરીકે જે મત આપ્યા છે તેની તપસીલ બહુ વખાણવાલાયક નથી. નમસ્તે.'

ચૂંટણીના આગલા દિવસે નવેમ્બર માસની સાંજે જ્યારે આકાશમાં ધુમ્મસ છવાયું હતું અને ધીમો ધીમો વરસાદ પણ પડવો શરૂ થયો હતો ત્યારે કેનેડી ગ્લોચેસ્ટરના દરિયાકિનારે આવેલા વિસ્તારની મુલાકાતે ગયા. બહેનોએ બોસ્ટનની ભૂગર્ભ રેલવેમાં મુસાફરી કરી રહેલા હજારો પ્રવાસીઓ સાથે વાતચીત કરી તેમનો થોડો સમય લીધો. નજીકમાં બોસ્ટન ગાર્ડનમાં આઈઝનહાવરનું પ્રવચન હતું. કેનેડીના કાર્યકરોને લાગ્યું કે બોસ્ટનમાં લોજને બચાવવા માટે જ આટલા બધા ભભકા સાથે આ પ્રવચન યોજાયું હતું. ચૂંટણીદિનની આગલી રાતે કેનેડી ચૂંટણીપ્રચારના મુખ્ય મથકે તેમના મિત્રોના વિશાળ સમુદાય સાથે ચર્ચા કરવા રોકાયા. વાતાવરણ તંગ હતું પણ કેનેડી શાંત હતા. રસ્તાને બીજે છેડે વિરોધીઓની છાવણીમાં હજુ દીવા બળતા હતા તે તેઓ જોઈ શકતા હતા. બીજે દિવસે વહેલી સવારે આઈઝનહાવરનો કાર્યક્રમ પૂરો થયો, મતદાન શરૂ થતાં લોજે શરૂઆતમાં જોર માર્યું. તે સમયે કેનેડી અને રોર્બી મેકડોનાલ્ડ પ્રવૃત્તિથી ધમધમી રહેલા પ્રચારમથકને છોડી બોસ્ટનના જાહેર ઉદ્યાનમાં લટાર મારવા નીકળ્યા. કેનેડીએ ટીકા કરી : 'જો લોજ આ ચૂંટણીમાં હારશે તો આઈઝનહાવર એમને સરકારમાં કયું સ્થાન આપશે?' એમને પોતાના વિજય માટે કોઈ શંકા જ નહોતી. બીજે દિવસે સવારે ૭ વાગે છેલ્લાં પરિણામો આવી જતાં લોજનો પરાજય નિશ્ચિત બની ચૂક્યો. તેમણે પોતાના હોદ્દાનો ત્યાગ કર્યો. હવે જ કેનેડીના કાર્યકરોએ છુટકારાનો દમ ખેંચ્યો; પણ એ એટલા બધા થાકી ગયા હતા કે વિજયનો આનંદ પણ માણી શક્યા નહિ.

આ ચૂંટણીમાં કનેડીને ૧૨૧૧૯૮૪ મત મળ્યા, જ્યારે લોજને ૧૧૪૧૨૨૭ મત મળ્યા, એટલે કે કેનેડીને લોજ કરતા લગભગ ૭૦,૦૦૦ જેટલા વધુ મત મળ્યા. મેસેચ્યુસેટ્સ રાજ્યમાં આઈઝનહાવરને તેમના પ્રતિસ્પર્ધી સ્ટીવન્સન કરતા ૨૦૮૮૦૦૦ મત વધુ મળ્યા. ગવર્નરપદ માટેની ચૂંટણીમાં રિપબ્લીક પક્ષના ઉમેદવાર ક્રિશ્ચન હર્ટરની સામે ડેવર ઘ બહુ થોડા તફાવતથી હાર થઈ. ઝંઝાવાત

પછી આજુબાજુ ઊખડી ગયેલા મોટા વૃક્ષોની વચ્ચે એક નાનો છોડવો અડીખમ ઊભો હોય એ સ્થિતિ કૅનેડીની હતી મેસેચ્યુસેટ્સ રાજ્યમાં એમ એમ એ આગળ પડતા નેતાના સ્થાને આવ્યા અને મેકૉરમેક જેવા પીઢ નેતાને પણ તેમણે પાછળ પાડી દીધા

આ કેવી રીતે બન્યું ? બૉસ્ટનના રાજ્યશાસ્ત્રના વિદ્વાનો આના અનેક કારણો આપતા. કૅનેડીના પૈસા, તેમના પિતાની વગ અને જનસંપર્ક સાધી શકે એવા માણસોને સંગઠિત કરવાની તેમની શક્તિ ચાહ્પાણીની મિજબાનીઓ, કુટુંબીજનોનો ઉત્સાહ, તેનો મોટો ભાગ ચૂંટણીપ્રચાર નહિ કરી શકવાની લૉજની અશક્તિ, ટાફ્ટના કાર્યકરોની નિષ્ફળતા વગેરે અલબત્ત, કૅનેડીને વિજય આપવામાં આ તમામ પરિબળોએ અગત્યનો પાઠ ભજવ્યો હતો ચૂંટણીપ્રચારમાં કૅનેડીએ લૉજ કરતાં થોડા નાણાં વધુ ખર્ચ્યાં હતાં એનો કોઈ ઇન્કાર કરી શકે એમ નથી રેડિયો અને ટેલિવિઝન પરથી તેમની જાહેરાત વધુ પ્રમાણમાં થઈ હતી, તેમનાં પ્રચારપાટિયાં સંખ્યામાં વિશેષ હતાં અને વર્તમાનપત્રોમાં પણ તેમની જાહેર ખબર સારા પ્રમાણમાં થઈ હતી કૅનેડીએ પોતાના પ્રચારકાર્ય માટે જે જુદી જુદી સમિતિઓની રચના કરી હતી અને જે ડેમોક્રેટીક પક્ષની સમિતિઓથી સ્વતંત્રપણે કામ કરતી હતી તેમણે પ્રચારકાર્ય પાછળ ૩૪૯૬૪૬ ડૉલરનો ખર્ચ કર્યો હતો કૅનેડીનો કુલ ચૂંટણીખર્ચ પાંચ લાખ ડૉલરથી પણ વધારે હતો લૉજે ચૂંટણી પાછળ ૫૮ ૨૬૬ ડૉલર ખર્ચ્યા હતા અલબત્ત, મેસેચ્યુસેટ્સમાં ચૂંટણીના પ્રચાર પાછળ રિપબ્લીક પક્ષે દશ લાખ ડૉલર ખર્ચ્યા તેનો મુખ્ય લાભ તો લૉજને જ મળ્યો

ટાફ્ટના માણસોએ ચૂંટણીપ્રચારમાં જે નિરુત્સાહ બતાવ્યો તેથી લૉજને નુકસાન થયું, પણ ચૂંટણીનાં પરિણામ પર તેની ચોક્કસ અસર પડી એમ ના કહી શકાય ટાફ્ટના કાર્યકરો વિશ્વાસઘાતી હતા, પરંતુ મેસેચ્યુસેટ્સ રાજ્યમાં તેમના જે ટેકેદારો હતા તે ચુસ્ત રિપબ્લીકન હતા અને તેમણે કૅનેડીને મત આપ્યા એવું માનવાને કોઈ

કારણ નથી. સાચું કારણ એ હતું કે પ્રુઅર અને ટાફ્ટના બીજા કાર્યકરોએ ઉત્સાહથી પ્રચારકાર્ય કર્યું જ નહિ. કૅનેડીના પિતા જોસેફ પી. કૅનેડીની વ્યૂહરચનાઓએ પણ ચૂંટણીનાં પરિણામ પર બહુ અસર પાડી હોય એવું માનવાનું પણ ખાસ કારણ નથી. અલગતાવાદના સિદ્ધાન્તને આગળ ધરીને તેમણે તેમના પુત્ર માટે જેટલા મત મેળવ્યા તેટલા જ મત તેઓ આંતરરાષ્ટ્રવાદમાં ન માનતા હોવાને કારણે ગુમાવડાવ્યા.

આજે પરિસ્થિતિનું વિહંગાવલોકન કરતાં જણાય છે કે કૅનેડી અને લૉજ વચ્ચેનો ચૂંટણી જંગ તત્ત્વતઃ તો હિજરત કરીને આવેલા કૅથલિક ડેમોક્રેટો અને યાંકી રિપબ્લીકનો વચ્ચેનો ચૂંટણીજંગ હતો. ડેમોક્રેટીક પક્ષના તમામ મત કૅનેડીને મળે એ સ્વાભાવિક હતું. આમેય મૅસેચ્યુસેટ્સ રાજ્યમાં આ પક્ષ રિપબ્લીક પક્ષ કરતાં વધુ બળવાન છે જ. ઉપરાંત તેમને ટાફ્ટના અનુયાયીઓ જે રિપબ્લીક પક્ષના હતા તેમના પણ મત મળ્યા. લૉજ જેવા શક્તિશાળી પ્રતિસ્પર્ધી પર વિજય મેળવવાની જે સિદ્ધિ તેમણે પ્રાપ્ત કરી તેની પાછળનાં બે મુખ્ય કારણો તેમણે ઘણો વહેલો પ્રચાર શરૂ કર્યો તે અને તેમણે ચાહપાણીની જે મિજબાનીઓ ગોઠવી તે હતાં. આ મિજબાનીઓની મુખ્ય અસર એ પડી કે એથી ડેમોક્રેટો કૅથલિકોના મત સલામત રાખી શક્યા. આ કૅથલિકોએ અગાઉ લૉજ અને સોલ્ટનસ્ટોલ જેવા યાંકી નેતાઓને મત આપેલા ટેલિવિઝન, રેડિયો અને પ્રચારપાર્ટિયાં દ્વારા જે જાહેરાત થઈ તેથી કૅનેડી પ્રત્યે જાગેલી સદ્‌ભાવનાથી પ્રેરાઈ લોકો મત આપવા માટે આવ્યા. તાત્ત્વિક રીતે વિચાર કરીએ તો કૅનેડીએ લૉજને પ્રચારની જૂની પદ્ધતિઓ અને ચાહપાણીના મેળાવડાથી મોટો પરાજય આપ્યો હતો એમ કહી શકાય.

આ ચૂંટણીજંગ કોઈ મૂળભૂત પ્રશ્નો અગર મુદ્દાઓ પર નહોતો ખેલાયો. બને ઉમેદવાર વચ્ચે જે ભેદ હતા તે બહુ અસ્પષ્ટ હતા. પ્રતિનિધિગૃહ અને સેનેટની મોટા ભાગની બેઠકો માટે ખેલાતા ચૂંટણીજંગોની માફક આ ચૂંટણીજંગમાં જે પરિણામ આવ્યું તેને

રાષ્ટ્રીય નીતિ કરતાં વ્યક્તિત્વના પ્રભાવ સાથે જ વધુ નિસ્બત હતી પ્રતિનિધિગૃહમાં અને ચૂંટણીપ્રચાર દરમિયાન કેનેડીએ વ્યાવહારિક ધારાઓને જે ટેકો આપ્યો હતો તેને કારણે તેમને મજૂરોના મત સારા પ્રમાણમાં મળ્યા બાકી વિદેશનીતિ, નાગરિક સ્વાતંત્ર્ય અને નાગરિક અધિકાર, લશ્કરનીતિ અને પક્ષની સર્વસ્વીકૃત નીતિથી પર રહેવાની વૃત્તિના મુદ્દા સબંધી મતદારો કેનેડી અને લૉજ વચ્ચે કઈ ઝાઝો ફરક જોઈ શકયા નહોતા લૉજના કાર્યની તપસીલનો જે ભાગ બહુ મહત્ત્વનો ગણાતો–એમનુ સદિગ્ધ વર્તન–એના પર જ કેનેડીએ આક્રમણ કર્યું અને તેની શકિત હણી લીધી

કેનેડી કયારેય લાગણીવિડામાં માનતા નહોતા એટલે લૉજ ઉપર પોતે વિજય મેળવ્યો તેથી ૩૬ વર્ષ પૂર્વે તેમના નાનાને હેન્રી કેબટ લૉજે હરાવ્યા હતા તેનુ વેર વળ્યું એમ તેઓ કદી માને જ નહિ પરંતુ ચૂંટણીના બીજે દિવસે ઈસ્ટ બોસ્ટનના એક બગીચામાં એક પાટની ઉપર બેઠેલા કેટલાક વૃદ્ધ આઈરીશોને કેનેડીના નાનાના ઘરમાં 'સ્વીટ એડેલાઈન'નું ગીત અસ્પષ્ટ પણ આનંદિત સ્વરે ગવાતું સાંભળ્યું

૭

# સેનેટર કેનેડી

વૉશિંગ્ટનમાં એક કિંવદન્તી પ્રચલિત છે ૧૯૫૩ના જાન્યુઆરીની શરૂઆતમાં સેનેટના એક સભ્ય તરીકે ચૂંટાયેલા જ્હૉન એફ કેનેડી કેપીટલ અને સેનેટના કાર્યાલયના મકાનની વચ્ચે દોડતી એક નાની વિચિત્ર ભૂગર્ભ ટ્રેનમાં પહેલી વાર બેસવા ગયા ત્યારે ટ્રેનના ગાર્ડે તેમને

અટકાવતાં કહ્યું : 'ઊભા રહો — પહેલાં સેનેટના સભ્યોને જવા દો.' આ વાત જો સાચી હોય તો કૅનેડી નહિ પણ એ ગાર્ડ જ એ સ્થળ માટે નવો હોવો જોઈએ. કૅનેડીનું વૉશિંગ્ટનમાં આગમન થયું તેની પૂરતી જાહેરાતો થઈ ચૂકી હતી. જે માણસે લૉજ જેવા એક સેનેટરને ચૂંટણીમાં પરાજય આપ્યો તે માણસ તરફ ઉપલા ધારાગૃહના વિચક્ષણ નેતાઓનું ધ્યાન ખેંચાયા વગર રહે જ નહિ.

કૅનેડીએ, સાચે જ, બહુ સ્વાભાવિકતાથી સેનેટ અને તેના આંતરિક જીવનમાં પ્રવેશ કર્યો. સેનેટની વિશાળતા, તેનુ ગૌરવ, તેની સભ્યતા, તેની પ્રણાલિકાઓ જાળવી રાખવાની વૃત્તિ — આ બધું તેમને ગમ્યું. વિલીઅમ એસ. વ્હાઈટે એક સ્થળે લખ્યું છે કે આ ઉપલું ધારાગૃહ એક બહુ વિચિત્ર અને મિશ્ર ભાવનાઓથી ભરેલું સ્થાન છે. ક્યારેક એ કડક અને કાર્યદક્ષ બની જાય છે; ક્યારેક તેનું કાર્ય શિથિલ અને લાંબા સમય સુધી લહેરાતું બની જાય છે; ક્યારેક એ ક્રૂર બને છે, ક્યારેક એ ઉદાર પણ બને છે; ક્યારેક એનું વર્તન ગૌરવયુક્ત હોય છે, ક્યારેક ત્યાં અરાજકતાનુ સામ્રાજ્ય પણ વ્યાપી જાય છે; ક્યારેક એનું વલણ લોકશાહીના સિદ્ધાન્તોને અનુસરતું હોય છે, તો ક્યારેક એના વર્તનમાં બિનલોકશાહીના તત્ત્વો પણ જોવા મળે છે, ટૂંકમાં, અમેરિકાના જીવનમાં જે પરસ્પર વિરોધી ભાવનાઓ છે તેનું જ પ્રતિબિંબ સેનેટમાં પડે છે, અને તેથી જ બોસ્ટનના આ યુવાન સેનેટરને આ જગ્યા બહુ અનુકૂળ લાગી, કારણ કે તેમના પોતાના રાજકીય વિચારો હજુ પરસ્પર વિરોધી અને અપરિપક્વ હતા.

સેનેટના સભાગૃહમાં કઈક ઐતિહાસિક ઘટનાઓ બની હતી. કૅનેડી વર્ષોથી તેમના વિશે વાંચતા હતા તે વેબ્સ્ટર, કલે અને કાલહાઉન, નોરીસ અને લા ફૉલે અને બીજા અનેક મહાપુરુષોએ આ સભાગૃહમાં ઇતિહાસ રચ્યો હતો. જ્યારે પ્રમુખ કરતા પ્રતિનિધિગૃહ પાસે નીતિ ઘડવાની વધુ સત્તા હતી તે દિવસોમાં અહીં કંઈક મહાન નિર્ણયો

લેવાયા હતા અહીં જ કેટલાક તુંડમિજાજી માણસોએ લાંબાં લાંબાં ભાષણો કરી કે વિલંબ અને ઉડાવી દેવાની અન્ય પદ્ધતિઓનો આશ્રય લઈ પ્રમુખોની કંઈક યોજનાઓને ફગાવી દીધી હતી

આ ઉપલા સભાગૃહમાં આજે પણ કેટલીક નામાંકિત વ્યક્તિઓ હતી રોબર્ટ એ ટાફ્ટને પ્રમુખપદ માટેની પક્ષની ચૂંટણીમાં આઇઝનહાવરે પરાજય આપ્યો હતો, છતાં કેપીટોલ હિલ પર તો 'મી રિપબ્લીકન' તરીકે તેમનું જે સ્થાન હતું તે તો યથાવત્ જ હતું અને તે હજુ પણ તેમના પક્ષના નેતા તરીકે ચાલુ જ હતા લઘુમતી ધરાવતા ડેમોક્રેટીક પક્ષના નેતા તરીકે ટેક્સાસના લીંડન જોનસન હતા સભાગૃહના પિતા તુલ્ય વાલ્ટર જ્યોર્જ અને સફરચંદના જેવા ગાલવાળા હેરી બાયર્ડ જેમણે ફ્રાન્કલીન ડી રૂઝવેલ્ટને પડકાર્યા હતા અને જીત્યા હતા તે પણ સેનેટના સભ્ય તરીકે હજુ ચાલુ હતા આ બંને સભ્યો દક્ષિણનાં રાજ્યોમાં જે શક્તિ છે તેના પ્રતીક સમાન હતા ન્યુયોર્કના હર્બર્ટ લેહમન અને અલબામાના લિસ્ટર હિલ જેવા નવા વ્યવહારના પીઢ નેતા હજુ સભાગૃહમાં ઉદારમતવાદની પ્રણાલિકાઓ જાળવી રહ્યા હતા જમણી પાંખમાં ક્રાન્તિકારી તત્ત્વોનું પ્રતિનિધિત્વ ધરાવતા કેટલાક રિપબ્લીકનો પણ હતા એમના મોવડી હતા મેકકાર્થી સેનેટના રાજકારણના વિચિત્ર તકને કારણે વિસ્કોનસીનના બોબ લા ફોલેટે જે બેઠક ઉપર બેસતા તે જ બેઠક પર એ બેસતા

સેનેટમાં પ્રવેશ મળવાથી આ લોકોના સીધા સંપર્કમાં આવવાની તક મળે એમ હતું સેનેટમાં પ્રવેશ મળવાને કારણે વધુ વિશાળ અને સુશિક્ષિત દુનિયામાં પ્રવેશ મેળવવો શક્ય હતું આ દુનિયા એ મંત્રીમંડળના સભ્યો અને વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિઓની, પરદેશના એલચીઓ અને જુદાં જુદાં સરકારી ખાતાના ઉચ્ચ અમલદારોની, વેપારી ક્ષેત્રના અગ્રણીઓ અને મજૂરોના નેતાઓની તેમ જ એલ્સોપ બંધુઓ, માર્કીસ ચાઈલ્ડસ અને જેમ્સ રેસ્ટન જેવા અગ્રગણ્ય પત્રકારોની દુનિયા હતી પોતાના પિતાના સંબંધોને કારણે કૅનેડી આ તમામ વ્યક્તિઓને ઓળખતા હતા, પણ હવે તો જૅક કૅનેડીના

એક પુત્ર તરીકે નહિ, પણ પોતાના અધિકારની રૂએ તેમને આ વ્યક્તિઓના લગભગ રોજના સંપર્કમાં આવવાનું થયું. સેનેટ એક નીરસ અને સંકુચિત માનસવાળું સ્થાન છે એમ ઘણી વાર કહેવાય છે, પણ કેટલાક માણસો તો તેને કારણે વિશાળ દૃષ્ટિવાળા અને ઉદાર હૃદયના બન્યા છે.

તા ૩જી જાન્યુઆરી, ૧૯૫૩ના રોજ કેનેડી મેસેચ્યુસેટ્સના તેમના પીઢ સાથીદાર લેવરેટ સોલ્ટનસ્ટોલની સાથે સેનેટના મકાનનાં પગથિયાં ઊતર્યા અને સેનેટના એક સભ્ય તરીકે સોગંધ લીધા એ પછી સેનેટમાં ડેમોક્રેટીક પક્ષના સભ્યો માટે રાખવામાં આવેલી બેઠકમાંથી પાછલી હરોળમાં આવેલી એક બેઠક પર પોતાનુ સ્થાન લીધુ. તેમની જમણી બાજુ મિનેસોટાના યુવાન સેનેટર હુબર્ટ હમ્ફ્રીની બેઠક હતી. એ બહુ વાચાળ અને હિંમતબાજ માણસ હતા. સેનેટર તરીકે તેમનુ આ પાંચમુ વર્ષ હતું. તેમની બરાબર આગળ ઇલિનોયના ઉદારમતવાદી મુત્સદી પોલ એચ. ડગ્લાસની બેઠક હતી. ડેમોક્રેટીક સેનેટરોની હરોળની ઉપર થઈને કેનેડી સેનેટના નવા પ્રમુખને જોઈ શકતા. તે વખતે સેનેટ-પ્રમુખ તરીકે રિચર્ડ એમ નિકસન હતા સત્તર દિવસ પછી ડ્વાઈટ ડી. આઈઝનહાવરે અમેરિકાના પ્રમુખ તરીકેનો હોદ્દો સંભાળ્યો.

અમેરિકાની સેનેટના એક સભ્ય તરીકે વિધિપૂર્વક સોગંદ લીધા પછી કેનેડી પોતાના ચાર ખંડના નિવાસસ્થાને આવ્યા. આ નિવાસ-સ્થાન સેનેટના કાર્યાલયના મકાનને ત્રીજે મજલે આવેલું હતું અને તે તેમને સરકાર તરફથી આપવામા આવ્યુ હતુ. આ નિવાસસ્થાન જે આઠ વર્ષ સુધી તેમનું સરકારી રહેઠાણ રહ્યું અને જ્યાંથી તેમણે પ્રમુખપદ માટેના ચૂંટણીજંગની શરૂઆત કરેલી તેના પર તેમના વ્યક્તિત્વની અસર અત્યારથી જ થવા માંડી હતી. વચલો ઓરડો મુલાકાતીઓ માટે રાખવામાં આવ્યો હતો. અહીં ટેબલો, ફાઈલીંગ કેબીનેટ્સ અને મુલાકાતીઓ માટે ત્રણ ખુરશીઓ વગેરે ખીચોખીચ ભરેલું હતું. આ ઓરડાની ડાબી બાજુ બે નાનાં કાર્યાલયો હતાં. એમાંના એકમાં ટેડ રિયરડન બેસતા. હવે એ કેનેડીના વ્યવસ્થામદદનીશ

તરીકે કામ કરતા હતા. જમણી બાજુ કૅનેડીનું પોતાનું મોટું જગ્યાવાળું કાર્યાલય હતું.

શરૂઆતથી જ કૅનેડીએ હાથ નીચેના માણસોને સૂચના આપી દીધી હતી કે વચલા ઓરડાનું બારણું હમેશા ખુલ્લું જ રાખવું. આ ખુલ્લા બારણા પાછળ પણ એક સંજ્ઞા હતી આ યુવાન સૅનેટર એટલું તો જાણતા જ હતા કે અમેરિકામા કોઈ પણ ધારાસભ્યની કસોટી એ કાયદા ઘડવામા શો ભાગ ભજવે છે તે પરથી નહિ, પણ નાનાં નાનાં કેટલાંય કામો કરાવી આપવામા જે દક્ષતા દાખવે છે તે પરથી થાય છે કૅનેડી જેવા નવા સૅનેટરની કેટલીક મર્યાદાઓ હોય છે આખા દેશને આવરી લેતા કાયદા ઘડવામાં એ બહુ ઉપયોગી ફાળો આપી શકતા નથી હોતા. કૅનેડીને સૅનેટની મજૂર અને જાહેર કલ્યાણ સમિતિ ઉપર લેવામાં આવ્યા તેમની શક્તિઓનું આ એક બહુમાન હતું. પ્રતિનિધિગૃહના એક સભ્ય તરીકે તેમણે ત્યાંની આવા પ્રકારની સમિતિમા છ વર્ષ સુધી કામ કર્યું હતું છતાં એ જાણતા હતા કે સૅનેટમાં તો તેમને સાવ નીચેના પગથિયા પરથી કારકિર્દી શરૂ કરવાની છે તેમની આગળ હતા સમિતિમા ડેમોક્રેટીક પક્ષના બીજા પાંચ સભ્યો અને રિપબ્લીક પક્ષના છ સભ્યો હતા. તેમને સૅનેટની બીજી પણ એક સમિતિ — સરકારી કામકાજ સમિતિ — પર લેવામા આવ્યા થોડા સમય પછી આ સમિતિને ધારા ઘડવા સાથે બહુ નિસ્બત રહી નહિ, કારણ કે વિસ્કોન્સીનના જોસેફ આર મેકાર્થી તેના અધ્યક્ષ હતા અને તેમણે સરકારી નોકરો સામે અને સરકારી તંત્ર સામે સૅનેટમાં તપાસની માગણી કરી હતી

એટલે શરૂઆતમાં કૅનેડીએ પોતાના કાર્યાલયને મૅસેચ્યુસેટ્સના લોકો વતી કામ કરતી એકાદ વેપારી પેઢી જેવું વ્યવસ્થિત બનાવવામા જ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું આમા તેમને મદદ પણ સારા પ્રમાણમા મળી મૅસેચ્યુસેટ્સ જેવા એક મોટા રાજ્યનું પ્રતિનિધિત્વ ધરાવતા સૅનેટરને ભથ્થાઓ રાખવા માટે સરકાર તરફથી ૩૬,૯૦૦ ડૉલરની રકમ મળે છે આ નાણાં જો ઓછા પડે તો કૅનેડી પોતાના

ખર્ચમાં થોડો ઘટાડો કરી ૩૬,૯૦૦ ડૉલરની રકમમાં થોડો વધારો કરી શકે. એમ હતા. થોડા સમયમાં તેમની કચેરીમાં કામ કરતા કર્મચારીઓની સંખ્યા એટલી વધી કે તેમણે સેનેટના કાર્યાલયના મકાનના ભોંયરામાં બેસવા માંડયું. વૉશિંગ્ટનની કચેરી ચલાવવાની મુખ્ય જવાબદારી રિયરડનની હતી. આ કચેરીની એક પૂરક મોટી કચેરી બોસ્ટનમાં ઉઘાડવામાં આવી. આ કચેરીમાં ફ્રાન્ક મોરિસને તમામ જવાબદારી સોંપવામાં આવી. બોસ્ટનની આ કચેરી ઘણા સ્થાનિક પ્રશ્નોનો નિકાલ ત્યાં ને ત્યાં જ કરી દેતી.

મતદારોની વિનતિઓનો તત્કાળ અને ઝડપી નિકાલ લાવનાર કચેરી તરીકે કેનેડીના કાર્યાલયે બહુ થોડા સમયમાં ખ્યાતિ મેળવી. આ ખ્યાતિ જેમ વધતી ગઈ, તેમ તેના પર કામનો બોજો પણ વધતો ગયો, કારણ કે વધતી જતી ખ્યાતિની સાથે વિનતિઓનું પ્રમાણ પણ વધતું ચાલ્યું. આમાનાં કેટલાંક કામો રોજિંદા વ્યવહારનાં કામો હતાં. દા. ત. સરકારી દસ્તાવેજોની નકલો મેળવવા માટેની વિનતિ, વૃદ્ધાવસ્થાના પેન્શન માટે કરેલી અરજી પર ધ્યાન આપવાની વિનતિ, પાસપોર્ટ અંગેની માહિતી માગતી વિનતિ વગેરે. કેટલીક વિનતિઓ માન્ય કરવી કઠિન થઈ પડે એવી હતી. દા. ત. કોઈ પ્રાધ્યાપક લાઈબ્રેરી ઑફ કૉંગ્રેસના મકાનમાં બેસીને અભ્યાસ કરી શકે એવી જગ્યા માટેની વિનતિ, કોઈ નાનો વેપારી વૉશિંગ્ટનના સરકારી તંત્રની ભુલભુલામણીમાં માર્ગદર્શન માગતો હોય, કોઈ નિરાશ બનેલો પિતા એ જાણવા માગતો હોય કે તેના દીકરાને હાર્વર્ડ કે જ્યોર્જટાઉન યુનિવર્સિટીમાં કેમ પ્રવેશ ન મળ્યો. આ તમામ કિસ્સાઓમાં વિનતિ કરનારને એ અપેક્ષા રહેતી કે કેનેડી તેને કંઈક મદદ કરે. આશ્ચર્યની વાત એ હતી કે ઘણાખરા કિસ્સાઓમાં તો કેનેડી — એટલે કે રિયરડન અથવા મોરિસ — મદદ કરતા.

૧૭૭૪માં એડમન્ડ બર્કે કહેલું : 'પાર્લામેન્ટ એ કંઈ જુદાં જુદાં હિતોના પ્રતિનિધિઓનું એક મિલનસ્થાન નથી કે દરેક પ્રતિનિધિએ એ હિતના એજન્ટ કે એડવોકેટ તરીકે તે જાળવવું જ જોઈએ…પણ

પાર્લામેન્ટ એ આખા રાષ્ટ્રની ચર્ચાવિચારણા કરતી એક સંસ્થા છે તે એક જ હિતનું પ્રતિનિધિત્વ ધરાવે છે અને તે સમગ્ર રાષ્ટ્રનું અહીં કોઈ એ સ્થાનિક હિતો અને સ્થાનિક પૂર્વગ્રહોથી દોરાઈ જવુ ના જોઈએ, પણ આખા રાષ્ટ્રને સમગ્રતયા જે હિતથી લાભ થતો હોય તેનાથી દોરાવું જોઈએ ' બર્કનો આ સિદ્ધાન્ત અમેરિકા માટે સાચો છે એમ કૅનેડી નહોતા માનતા સૅનેટના સભ્ય તરીકે એ અમુક વિસ્તારનુ પ્રતિનિધિત્વ ધરાવતા હતા અને તેથી કોઈ સ્થાનિક લાભને માટે બીજા રાજ્યોના પ્રતિનિધિઓ સાથે તેમને સંઘર્ષમા ઊતરવુ પડે તો તેમ કરવાની પણ તેમની તૈયારી હતી ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે કે ઍડમન્ડ બર્કે બ્રિટિશ પાર્લામેન્ટમા જે વિસ્તારમાંથી એ એકવાર ચૂંટાઈને આવ્યો હતો તે વિસ્તારના પ્રશ્નો પર ધ્યાન ન આપ્યું તેથી બીજી વાર એ વિસ્તારમાંથી એ ચૂંટાયો નહોતો

૧૯૫૩ના મે માસની તા ૧૮મીએ સાંજે અગાઉથી થયેલી ગોઠવણ મુજબ કૅનેડી સૅનેટમા બોલવા ઊભા થયા તેમના હાથમા હાથે લખેલા કાગળોનો એક મોટો થોકડો હતો સભાગૃહના અધ્યક્ષ સામે જોઈ તેમણે બોલવાનુ શરૂ કર્યું

' અધ્યક્ષશ્રી, ન્યૂ ઇગ્લૅન્ડની કેટલીક આર્થિક સમસ્યાઓ અને એ સમસ્યાઓ હલ કરવામાં મધ્યસ્થ સરકાર શો ભાગ ભજવી શકે એ અંગે સૅનેટમાં હું જે ભાષણોની હારમાળા શરૂ કરવાનો છુ તેનો પહેલો મણકો હું આજે રજૂ કરી રહ્યો છુ '

એક ઊંડા કૂવા જેવા દેખાતા સૅનેટના સભાખડમાં કનેડી બોલવા ઊભા થયા ત્યારે એ એકવડા શરીરના હોવા છતાં ટટાર ઊભા રહ્યા તેમના ભૂખરા ફરફરતા વાળ તેમની એક આંખને ઢાંકી રહ્યા હતા ગભીર અને અનૌપચારિક બનવાનો એ સભાનપણે પ્રયાસ કરી રહ્યા હતા કૅનેડી યુવાન હતા, પણ યુવાની સાથે સામાન્ય રીતે જે ઉછાંછળાપણું સકળાયેલુ હોય તે તેમનામાં નહોતુ. પ્રસંગનું ગાભીર્ય

તેમની મુખમુદ્રા પર સ્પષ્ટ વર્તાતું હતું. એ લગાતાર બે કલાકથી પણ વધુ સમય માટે બોલ્યા, પણ તેમની બોલવાની છટાથી સેનેટના સભ્યો એટલા બધા પ્રભાવિત થઈ ગયા કે કોઈ એ તેમને અટકાવવાનો વિચાર સુધ્ધાં ન કર્યો. તેમણે એમના આ પ્રવચનમાં કહ્યું : 'હું કોઈ નિરાશાનો પયગંબર નથી. ન્યૂ ઇંગ્લૅન્ડના રહેવાસીઓને આશાવાદી બનવાનું દરેક કારણ છે અને ફરિયાદ કરવાનું કોઈ વિશેષ કારણ નથી. દેશના બીજા વિસ્તારોને મુકાબલે તેમનો વિસ્તાર વધુ સમૃદ્ધ છે. પરંતુ, અધ્યક્ષશ્રી, મને લાગે છે કે આ સમૃદ્ધિને ભયમાં મૂકે એવી જે ખરેખર વાસ્તવિક સમસ્યાઓ છે તે સંબંધી આપણે ખુલ્લે દિલે બોલવું જોઈ એ.'

વાસ્તવમાં, સેનેટમાં કેનેડીનું આ પ્રથમ પ્રવચન જ હતું. આ અગાઉ તેઓ શૈક્ષણિક કરોકરી અને એવા કેટલાક મુદ્દાઓ વિષે થોડું બોલ્યા હતા; પણ આ પ્રવચન એ તેમનો પહેલો મહત્ત્વનો પ્રયાસ હતો. ન્યુ ઇંગ્લૅંડ વિશે બોલવાનાં તેમની પાસે સબળ કારણો હતાં. આર્થિક દૃષ્ટિએ જોતાં મૅસેચ્યુસેટ્સની જે સમસ્યાઓ હતી તે બાકી રહેલા પ્રદેશની સમસ્યાઓથી જુદી તારવી શકાય એવી નહોતી. રાજકીય દૃષ્ટિએ વિચાર કરીએ તો આવા પ્રકારના વલણથી કૅનેડીનું રાજકીય ક્ષેત્ર વિસ્તાર પામ્યું.

કૅનેડીએ પોતાનો કાર્યક્રમ ખૂબ જ કાળજીપૂર્વક ઘડી કાઢ્યો હતો. પોતાના મુખ્ય સંશોધન-કાર્યકર અને લેખન-સહાયક તરીકે તેમણે થિયોડોર સૉરેન્સન નામના એક યુવાન વકીલને રોક્યા હતા. સૉરેન્સનના પિતા રૂઝવેલ્ટના એક ટેકેદાર હતા, રિપબ્લીક પક્ષ સામે બળવો પોકારી તેમાંથી છૂટા થયા હતા અને નેબ્રાસ્કામાં એટર્ની-જનરલ તરીકે કામ કરતા હતા કૅનેડી એક વિશ્વાસપાત્ર ઉદારમતવાદી છે એવી ખાતરી થયા પછી જ સૉરેન્સને તેમની નોકરી સ્વીકારી હતી. એ એક વિચક્ષણ, નક્કર અને બુદ્ધિસંપન્ન માણસ હતા. જે વિષયમાં તેમણે ભાગ્યે જ ચંચુપાત કર્યો હતો તે વિષયના તે ટૂંક સમયમાં એક નિષ્ણાત બની ગયા. તેમણે અને કૅનેડીએ આ વિસ્તારના નિષ્ણાતોની

બુદ્ધિનો પણ ઉપયોગ કર્યો. આવા નિષ્ણાતોમાં હાર્વર્ડ યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના અધ્યાપક સેમોર હેરિસ મુખ્ય હતા. એ ઘણા ચતુર પુરુષ હતા અને ન્યુ ઇંગ્લૅંડના અર્થકારણનું પૃથક્કરણ કરતુ એક પુસ્તક પણ તેમણે તાજેતરમાં લખ્યું હતુ. ન્યુ ઇંગ્લૅંડની જે કેટલીક મહત્ત્વની સમસ્યાઓ હતી તે વિશે કૅનેડી પોતે પણ એક નિષ્ણાત જેવા બની ગયા હતા, કારણ કે તેમનાં બંને કાર્યાલયોમાં રોજ જે ફરિયાદો અને પ્રશ્નોનો ઢગ ખડકાતો; મજૂરનેતાઓ, વેપારીઓ અને અગ્રણી નાગરિકો સાથે ચૂંટણીપ્રચાર દરમ્યાન એમણે જે ચર્ચાઓ કરી હતી અને પ્રતિનિધિગૃહમાં તેમણે જુદી જુદી સમિતિઓમાં જે કામગીરી બજાવી હતી તે પરથી તેમને એ સમસ્યાઓનો સારો એવો ખ્યાલ આવ્યો હતો.

જેઓ એમ માનતા હતા કે ન્યુ ઇંગ્લૅંડની સમસ્યાઓ વિશે કંઈ થઈ શકે એમ નથી અથવા કંઈ કરવાની જરૂર નથી અને જેઓ ન્યુ ઇંગ્લૅંડની સમસ્યાના અસ્તિત્વનો જ ઇનકાર કરતા હતા તે બધાને કૅનેડીએ તેમના પ્રથમ પ્રવચનમાં મીઠો ઠપકો આપ્યો હતો. તેમની મુખ્ય દલીલ એ હતી કે વાસ્તવમાં તો તેઓ એક રાષ્ટ્રીય પરિસ્થિતિ પર જ પ્રકાશ ફેંકી રહ્યા હતા, કારણ કે એમના પ્રદેશની જે મુશ્કેલીઓ હતી તેમાંની ઘણી ખરી બીજા પછાત પ્રદેશોમાં પણ જોવામાં આવે છે. મધ્યસ્થ સરકારની મદદ આ માટે એક રામબાણ ઇલાજ છે એમ એ નહોતા માનતા આ પછી તેમણે નક્કર હકીકતો રજૂ કરવા માંડી. ઔદ્યોગિક વિકાસ અને વિકેન્દ્રીકરણ, કરવેરાની ચૂકવણી, પ્રોત્સાહકો, નોકરીની પુનઃ તાલીમ, નાના ઉદ્યોગોને મદદ, સાધનોનો વિકાસ, વીજળી, પૂરનિયંત્રણ, પાણીબગાડ નિયંત્રણ, મત્સ્યઉદ્યોગને સહાય — એક પછી એક તેમણે આ બધી સમસ્યાઓની છણાવટ કરી અને દરેક સંબંધી કેન્દ્રવર્તી સરકાર શાં પગલાં લઈ શકે એ સૂચવ્યું.

પ્રવચનમાં નક્કર હકીકતો અને ચોકકસ સૂચનો હોવાને કારણે એ હાર્વર્ડ બીઝનેસ સ્કૂલમાં અર્થશાસ્ત્ર વિશે અપાયેલા એક ભાષણ જેવું લાગતું હતું. આ પ્રવચનમાં કૅનેડીએ વક્તૃત્વકલાના સિદ્ધાન્તોને

ફગાવી દીધા હતા. તેમણે બહુ જ કાળજીપૂર્વક એક સ્થાનિક પ્રશ્નને દેશના વધુ વિસ્તૃત અને ગૂંચવણભર્યા સંદર્ભમાં ઘટાવ્યો. તેમણે પોતાના પ્રવચન દરમિયાન ક્યાંય આડીઅવળી વાતો ન કરી, રમૂજી વાતો કહી લોકોને હસાવ્યા પણ નહિ કે દાખલા આપવા માટે 'દર્દભર્યા' દાખલા પણ ન ટાંક્યા. તેમણે પોતાની દલીલોનો પ્રવાહ એકધારી રીતે વહેતો રાખ્યો. બે દિવસ પછી તેમણે બીજું ભાષણ આપ્યું. આ ભાષણ પણ પહેલા ભાષણ જેવું જ પૃથક્કરણથી ભરેલું હતું અને તે બે કલાકથી વધુ સમય ચાલ્યું હતું. આમાં દેશના ટાફ્ટ-હાર્ટલી જેવા અને લઘુતમ વેતન જેવા કાયદાઓની છણાવટ કરવામાં આવી હતી અને પ્રવચનનો મુખ્ય સૂર એ હતો કે આ કાયદાઓને વધુ દૃઢ બનાવવા જોઈએ જેથી તેનો લાભ ન્યુ ઇંગ્લેંડને મળે. તેમના ત્રીજા પ્રવચનમાં કેનેડી ન્યુ ઇંગ્લેંડને સ્પર્શતી વાજબી હરીફાઈ અને સરકારીતંત્રમાં કરકસર જેવી કેન્દ્ર સરકારની સામાન્ય નીતિની ચર્ચા કરી. પોતાના પ્રવચનને અંતે તેમણે સેનેટ સમક્ષ ન્યુ ઈંગ્લેંડ માટે ૩૬ મુદ્દાનો એક કાર્યક્રમ રજૂ કર્યો. આમાં તેમણે વ્યાપારી અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓનો વિસ્તાર અને વિકેન્દ્રીકરણ, વેપારમાં વધુ અધોગતિ અને અરાજકતા ન ફેલાય તે અંગેનાં પગલાં, કરવેરામાં અમુક જે અધિકારો અપાતા હતા તે દૂર કરવા વિશે, વેપારમાં આવતી મંદી કે અનવસ્થાને કારણે ભોગવવી પડતી મુશ્કેલીઓ ઓછી કરવા અંગે કેટલાક મુદ્દાઓ રજૂ કર્યા.

કેનેડીનાં આ ભાષણોએ સેનેટરોનાં મન પર તેમના વિશે ઊંડી છાપ પાડી. તેમનાં ભાષણો પૂરાં થતાં જ હમ્ફ્રી અને લેહમન જેવા ઉદારમતવાદીઓએ તેમને ત્યાં ને ત્યાં ઉત્સાહપૂર્વક વધાવી લીધા. કેનેડી જેવા એક નવાસવા સેનેટરના આ પહેલા જ પ્રયાસથી તેઓ પ્રભાવિત થયા હતા. ન્યુ ઈંગ્લેન્ડનાં વર્તમાનપત્રોએ તેમના પર પ્રશંસાનાં પુષ્પ વેર્યાં. બેસીલ બ્રુઅર જેવા કેનેડીના રૂઢિચુસ્ત મિત્રે પણ તેમની નોંધપાત્ર ઊંડી સમજશક્તિનાં વખાણ કર્યાં.

આમ છતાં આ ભાષણો આખા રાષ્ટ્રનું ધ્યાન કેનેડી તરફ દોરવામાં નિષ્ફળ ગયાં. ન્યુ યોર્કના 'ટાઈમ્સ' અખબારે તે વિશે

કોઈ ઉલ્લેખ ન કર્યો જે નેતાઓનું આપણા દેશમાં વજન પડતું હતું તે નેતાઓએ આ ભાષણોને સ્થાનિક કે પ્રાદેશિક લાભ મેળવવાની અનન્ત ઝુંબેશના વધુ એક પ્રયાસ તરીકે ઘટાવ્યાં આ પ્રકારના પ્રત્યાઘાતો કેટલાંક કારણોસર એક કમનસીબ ઘટના હતી એક વસ્તુ તો સ્પષ્ટ જ હતી વક્તૃત્વકલા સિવાયની બીજી કોઈ પણ કસોટીએ ચકાસતાં આ પ્રવચન સેનેટમા સામાન્ય રીતે જે પ્રકારનાં પ્રવચનો અપાય છે તેમનાથી સાવ જુદું તરી આવતું હતું. બીજી વાત આ પ્રવચને કૅનેડીની ઊંડી સમજશક્તિનો પણ ખ્યાલ આપ્યો તેમનો એક પ્રસ્તાવ એવો હતો કે ન્યુ ઈંગ્લૅન્ડના તમામ સેનેટરોએ પોત-પોતાના પક્ષથી નિરપેક્ષ રહી તેમનાં લક્ષ્યાંકો મેળવવા એક નક્કર જૂથ તરીકે રહેવું જોઈએ અને વધુ સારી રીતે પ્રયાસ કરવો જોઈએ આ વિચાર કંઈ નવો વિચાર નહોતો, પણ આ યોજનાને સફળ રીતે પાર પાડવા એક એવા દક્ષ માણસની અપેક્ષા રહેતી હતી જે સેનેટરોના પ્રયાસોનું સંકલન કરી શકે. સોરેન્સને આ બીડું ઝડપ્યું અને બીજા સેનેટરોના સહાયકોની મદદ લઈ ન્યુ ઈંગ્લૅન્ડના તમામ સેનેટરોનું એક એવું સમર્થ જૂથ રચ્યું કે સેનેટમાં જે બીજા પ્રાદેશિક જૂથો હતા તેમાં આ જૂથ સૌથી વધુ શક્તિશાળી જૂથ ગણાવા લાગ્યું પોતાના કાર્યક્રમની કૅનેડીએ અને સોરેન્સને જાહેરાત પણ સારા પ્રમાણમાં કરી કૅનેડીએ ન્યુ યૉર્કના 'ટાઈમ્સ મૅગેઝીન' 'ઍટલાન્ટિક' અને 'ન્યુ રિપબ્લીક'માં આ અંગે લેખો લખ્યા થોડાં વર્ષો બાદ કૅનેડી એવો દાવો કરવાની સ્થિતિમાં આવ્યા કે તેમના ન્યુ ઈંગ્લૅન્ડના કાર્યક્રમના મુદ્દાઓનો મહદ્ અંશે અમલ થયો છે અને ખાસ કરીને તેમણે જે કેટલીક નિશ્ચિત પ્રાદેશિક જરૂરિયાતો અંગે સૂચનાઓ કરેલી તેમનો પણ અમલ થયો છે

તેમના કાર્યક્રમનો સૌથી વધુ અગત્યનો અને કદાચ સૌથી વધુ વાસ્તવિક ભાગ આ હતો તેમાં નવા વ્યવહાર—વાજબી વ્યવહારનાં લઘુતમ વેતન, સામાજિક સલામતી, જાહેર બાંધકામ, નૈસર્ગિક સંપત્તિનો વિકાસ, અને એવાં બીજાં પગલાં તરફ ઉદાર નીતિ અપનાવવાનો

અનુરોધ કરવામાં આવ્યો હતો. આ ભાગ સૌથી વધુ અગત્યનો અને વાસ્તવિક એટલા માટે હતો કે માત્ર જો દક્ષિણનાં રાજ્યોનું ધોરણ ઊંચું લાવવામાં આવે અને એ રીતે ગેરવાજબી હરીફાઈની માત્રા ઘટાડવામાં આવે તો ઉપર ગણાવ્યાં તે પગલાંથી ન્યુ ઇંગ્લૅન્ડને જરૂર મદદ મળે તેમ હતું. આ ઉપરાંત પણ કેનેડીએ પ્રાદેશિક વિકાસ માટેનાં કૉર્પોરેશનો માટેનો કેસ સુંદર રીતે રજૂ કર્યો. સરકારી નોકરીઓમાં હબસી અને બીજી લઘુમતીવાળી કોમો તરફ જે અન્યાય બનાવવામાં આવે છે તે માટે સરકારની ઝાટકણી કાઢી અને 'બ્રેનન ફાર્મપ્લાન' જેવી વિવાદાસ્પદ યોજનાની તરફેણમાં પોતાનો મત સ્પષ્ટ રીતે આપ્યો. છતાં આ દરેક પ્રશ્નમાં કેનેડીએ પ્રાદેશિક લાભની દૃષ્ટિએ જ પોતાનું મંતવ્ય રજૂ કર્યું હોઈ સેનેટમાં તે ન્યુ ઇંગ્લૅન્ડના પ્રતિનિધિ તરીકે જ વધુ પંકાયા અને અમેરિકન ઉદારમતવાદના એક મોવડી તરીકે એમની ઓછી ગણના થવા લાગી.

કેનેડીએ સેનેટમાં ન્યુ ઇંગ્લૅન્ડ માટે તેમનો ૩૬ મુદ્દાવાળો કાર્યક્રમ રજૂ કર્યો તે વર્ષ દરમિયાન જ સેનેટ સમક્ષ બીજો એક પ્રશ્ન આવ્યો જેમાં કેનેડીની ન્યુ ઇંગ્લૅન્ડના પ્રશ્નોને વળગી રહેવાની નીતિની બરાબર કસોટી થઈ. આ પ્રશ્ન હતો સેન્ટ લોરેન્સ સી-વે અંગેનો.

૧૯૫૩ની સાલમાં પણ આ જળમાર્ગ એક પ્રશ્ન જ હતો. એ અમેરિકાની રાજકીય ખટપટોના એક સૂચન રૂપ હતું. આ જળમાર્ગની એક પછી એક ઘણા પ્રમુખોએ ભલામણ કરી હતી, કેનેડીએ તેને સમર્થ ટેકો આપ્યો હતો, બાંધકામ અને વાહનવ્યવહારના નિષ્ણાતોએ તેને બહાલી આપી હતી; તેમ છતાં કેટલાંક આંતરિક પરિબળોએ એક પ્રકારનું સંગઠન કરી આ યોજનાને વારંવાર ફગાવી દીધી હતી. જળમાર્ગને કારણે વાહનવ્યવહારના દરમાં ઘટાડો થાય એવી શક્યતા હોવાને કારણે આ સ્થાપિત હિતો ભયમાં મુકાયાં હતાં. એમાંય મેસેચ્યુસેટ્સે તો આ યોજનાનો ખૂબ જ વિરોધ કર્યો હતો. કેનેડીએ પોતે જણાવ્યું હતું તેમ ત્રીસ વર્ષ દરમિયાન ૭ જુદા જુદા પ્રસંગોએ

કૅનેડીએ સેનેટર તરીકેની તેમની કારકિર્દીના પ્રથમ વર્ષ દરમિયાન
• ઉપર ગણાવ્યા તે કામ ઉપરાંત બીજુ પણ એક મહત્વનુ કામ કર્યું.

તેમની ઉંમર હવે ૩૬ વર્ષની થઈ હતી, છતા એ હજુ અવિવાહિત જ હતા અલબત્ત, એથી વર્તમાનપત્રોમા લખતા કટારલેખકોને લાભ હતો, કારણ કે જ્યારે કૅનેડી કોઈ મહિલા સાથે અમસ્થા પણ ફરતા દેખાતા કે તરત જ આ કટારલેખકો વર્તમાનપત્રોમાં એવી આગાહી કરતા કે તે અમુક સ્ત્રી સાથે લગ્ન કરવાના છે 'સેટર ડે ઈવનીંગ'મા પ્રસિદ્ધ થયેલા એક લેખમા લખ્યું હતુ. 'આ દેશમા ઘણી મહિલાઓને એમ લાગવા માડ્યું છે કે કૅનેડીની સભાળ લેવાની હવે જરૂર છે. તેમના અભિપ્રાય મુજબ એ એક યુવાન કરોડાધિપતિ છે, વળી સેનેટર પણ છે એટલે અમેરિકામા લગ્ન કરવા લાયક જે અવિવાહિતો છે તેમા કૅનેડીના જેટલો લાયક બીજો કોઈ નહિ હોય હવે એમને અવિવાહિત રહેવાનું કોઈ વાજબી કારણ પણ નથી'

પરતુ 'પોસ્ટે' જેમને એક 'મોજીના યુવાન એકલવીર'ના વિશેષણથી નવાજ્યા હતા ને કૅનેડી તેમના ભાવિ પત્ની સાથે ક્યારના સવનન કરી રહ્યા હતા તેની ખબર કદાચ એ અખબારને નહિ હોય ૧૯૫૧મા કૅનેડી જ્યારે પ્રતિનિધિગૃહના એક સભ્ય હતા ત્યારે એક ભોજન – સમારભમા જ્યોર્જ વૉશિંગ્ટન યુનિવર્સિટીની એક સુદર યુવાન વિદ્યાર્થિનીને એ મળ્યા જૅકલીન લી બૉવિયેરની ઉંમર તે વખતે ૨૧ વર્ષની હતી એ શ્રીમાન અને શ્રીમતી જહોન વી બૉવિયેરની પુત્રી હતા તેમના માતાપિતાએ તલ્લાક લીધો હતો માતાએ હુ ડી ઑશિનક્લોસ સાથે ફરીથી લગ્ન કર્યું હતુ જૅકલીન ન્યુ યૉર્ક અને વૉશિંગ્ટનમાં ઊછર્યા હતા અને વૉશિંગ્ટન આવવા અગાઉ તેમણે વસાર અને સોર્બોનમાં અભ્યાસ કર્યો હતો તેમનુ કુટુમ્બ કૅથલિક સપ્રદાયનુ હતુ, શ્રીમન્ત હતું અને તેમણે પ્રવાસ પણ ઘણો કર્યો હતો ટૂકમા તેમના ભાવિપતિ જે સામાજિક પરિસ્થિતિમા મોટા થયા તે જ સામાજિક પરિસ્થિતિમાં જૅકલીન પણ મોટાં થયાં હતા

જેકલીનની સુંદર મુખમુદ્રા, તેમના સુંદર વાળ, તેમની કોમળ અને શરમાળ નમ્નકન અને સુંદર આરોહઅવરોહવાળો અવાજ — આ બધાંથી કૅનેડી તરત જ તેમના તરફ આકર્ષાયા; તેમની સાથે એક મુલાકાત ગોઠવી અને ધીરે ધીરે તેમના તરફ વધુ ને વધુ આકર્ષાયા, પણ લગ્ન કરવા માટે તેમણે ઉતાવળ ન કરી લૅાજ સામેનો જંગ થોડા સમયમાં જ શરૂ થવાનો હતો અને લગ્ન જેવો એક ગંભીર પ્રશ્ન થોડો સમય ખામોશી પકડી શકે એમ હતો. તેમના એક ઇષ્ટ મિત્રને તો આજે પણ એમ લાગે છે કે જો કૅનેડી સેનેટ માટેની ચૂંટણીમાં હારી ગયા હોત તો કદાચ આજે તે અવિવાહિત જ હોત.

જેકલીને પાછળથી કહ્યું હતું : ' અમારા સંવનનમાં વચ્ચે વચ્ચે સમયના મોટા ગાળા પડતા, અને છ મહિના સુધી તો એક બીજાને મળી પણ ન શક્યાં; કારણ કે હું યુરોપ પાછી ફરી અને ઉનાળા અને પાનખર ઋતુમાં કૅનેડી મૅસેચ્યુસેટ્સમાં તેમના ચૂંટણીપ્રચારકાર્યમાં મશગૂલ રહ્યા. એ પછી છ મહિનાનો એક ગાળો આવ્યો જેમાં અમે સાથે હતાં. જૅક પ્રતિનિધિગૃહના સભ્ય હતા અને હું જ્યોર્જ વૉશિંગ્ટન યુનિવર્સિટીના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરતી હતી. છતાં આમાં પણ સમયના ગાળા તો આવતા જ, કારણ કે કૅનેડી દરેક અઠવાડિયાના અડધા દિવસો મૅસેચ્યુસેટ્સમાં ગાળતા.

' એ કોઈ ઉપાહારગૃહમાંથી સિક્કા ખખડાવતા અને બૂમ પાડતા અને પૂછતા : ' આવતા બુધવારે વૉશિંગ્ટનમાં મારી સાથે ચિત્ર જોવા આવી શકીશ ? ' તેમને મારામારીનાં અને અમેરિકાનાં આંતર-વિગ્રહનાં ચિત્રો જોવાં ખૂબ ગમતાં.'

સેનેટ માટેની બેઠકના ચૂંટણીપ્રચારમાં કૅનેડી એટલા બધા ડૂબી ગયા હતા કે છ મહિના સુધી તેમણે જેકલીનને એક પત્ર સુધ્ધાં ન લખ્યો. પણ વૉશિંગ્ટનમાં એક સેનેટર તરીકે એ પાછા ફર્યા ત્યારે તેમણે પોતાનું સંવનન વધુ ગંભીરતાથી ફરીથી શરૂ કર્યું. જેકલીન હવે વૉશિંગ્ટનના ' ટાઈમ્સ-હેરોલ્ડ 'ના ફોટોગ્રાફર તરીકે કામ

હોઉં કે અત્યારકામાં હોઉં એ એમને મન તો સરખુ જ છે' કેનેડીએ વર્જિનિયામાં ૧૨૫૦૦૦ ડોલરની કિંમતવાળુ એક મકાન ખરીદ્યુ, પણ આ મકાન જેકલીને ઘણી વાર ખાવા ધાતુ

આથી પણ વધારે ગભીર પ્રશ્ન કેનેડીની તબિયત હતી લગ્ન સમયે તેમના ઘણા મિત્રોને લાગતુ હતુ કે વેદી સમક્ષ નમન કરવા કેનેડી કદાચ વાંકા નહિ વળી શકે, પણ એ બરાબર વાંકા વળ્યા અને ત્યાર પછી સત્કારસમારભમા આવેલા સેંકડો મહેમાનો સાથે ત્રણ કલાક સુધી તેમણે હાથ પણ મિલાવ્યા ૧૯૫૪ દરમિયાન તેમનો પીઠનો દુખાવો લગભગ અસહ્ય બની ગયો તેમણે ડૉક્ટરોએ સૂચવેલા અસખ્ય ઈલાજો કર્યા, પણ કશાથી ફાયદો ન થયો દુખાવો ઓછો થાય એ માટે તેમણે પોતાના કાર્યાલયમા એક ડોલતી ખુરશી અને આડા પડવા માટે એક પલગ પણ મુકાવ્યાં પરતુ આથીય કઈ ફાયદો ન થયો ૧૯૫૪ની ગ્રીષ્મઋતુ સુધીમાં તો તેમને ઘોડીની મદદથી ચાલવુ પડે એવી સ્થિતિ આવી આટલુ ઓછુ હોય તેમ મલેરિયા પણ તેમને વારવાર સતાવવા લાગ્યો લગ્ન થયુ તેના થોડા અઠવાડિયાં અગાઉ જ તેમને મલેરિયાનો તાવ આવી ગયો હતો

૧૯૫૪ની સૌથી વધુ કમનસીબ ઘટના તો સેનેટમા પરિસ્થિતિમાં જે એકાએક પલટો આવ્યો હતો એ હતી ૧૯૫૪ની વસતમાં એટલુ તો સ્પષ્ટ થઈ ચૂક્યુ હતુ કે આ ઉપલુ ધારાગૃહ મેકાર્થી અને તેમની રીતરસમોને ખુલ્લી પાડવા તૈયારી કરી રહ્યુ હતુ જો મેકાર્થી ઉઘાડા પડે તો કેનેડી પણ ઉઘાડા પડે એવી પરિસ્થિતિ હતી ૧૯૫૨ના ચૂટણીજગમાં અને ત્યાર પછી પણ મેકાર્થીના પ્રશ્ન વિશે તેમણે મૌન સેવ્યુ હતુ હવે જ્યારે આ અગે એક ચોક્કસ વલણ અખત્યાર કરવાનો સમય આવ્યો ત્યારે કેનેડી કઈ બાજુ ઢળે છે તે જોવા તેમના મિત્રો અને દુશ્મનો સહુ કોઈ અધીરા બન્યા પ્રતિનિધિ ગૃહમાં વ્યાવહારિક ઉદારમતવાદની નીતિ અપનાવી પોતાની પ્રગતિશીલતા બતાવવી એ ઠીક હતુ, પણ સેનેટમાં એ નીતિ બહુ ઉપયોગી નીવડે એમ નહોતી હવે વૈજ્ઞાનિક સ્વાતત્ર્ય તેમ જ સામાજિક કાયદાને

આવરી લેતા આદર્શવાદી ઉદારમતવાદની ભૂમિકા પરથી તેમની કસોટી થવાની હતી. મોરી મેવરીકે એક સ્થળે લખ્યું છે : 'લોકશાહી એટલે રોજની જરૂરિયાતો વત્તા સ્વતંત્રતા.' ઉદારમતવાદના વ્યવહારુ અંગ તરફ કૅનેડીનું કેવું વલણ છે તે વિશે તો પ્રશ્ન જ નહોતો. લોકો તો એ જાણવા ઇચ્છતા હતા કે નાગરિક સ્વાતંત્ર્ય વિશે એ શું માને છે. કૅનેડી પોતે પણ જાણતા હતા કે ઉદારમતવાદીઓ પણ તેમની બરાબરની કસોટી કરવા આતુર હતા, કારણ કે મેકકાર્થીવાદ એ એમને મન એક જીવનમરણનો પ્રશ્ન થઈ પડયો હતો.

૧૯૫૩ના જાન્યુઆરીમાં કૅનેડી જ્યારે સૌથી પ્રથમ વાર સેનેટમાં દાખલ થયા ત્યારે મેકકાર્થી તેમની કારકિર્દીના ઉચ્ચતમ શિખરે પહોંચવાની તૈયારીમા હતા. ત્રણ વર્ષ સુધી લગાતાર તેમણે ટ્રુમેનની સરકાર અને ડેમોક્રેટીક પક્ષ પર સંરક્ષણનાં પગલા સંબંધી એ શિથિલ છે અને તેમનુ વલણ સામ્યવાદ તરફી છે એવા આક્ષેપો મૂકીને તેમને હેરાન હેરાન કરી મૂકી હતી. જનરલ જ્યૉર્જ સી. માર્શલને તેમણે 'જૂઠાણાંના એક અવતાર' તરીકે ઓળખાવ્યા હતા અને તેમના પર એવો આરોપ મૂકયો હતો કે એ એક એવા વ્યાપક કાવતરામાં સંડાવાયેલા છે કે જેનો જોટો માનવજાતના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. કેટલીક વ્યક્તિઓ સામે પણ તેમણે ચોંકાવનારા આક્ષેપો કર્યા હતા, પણ આ આક્ષેપોને સાબિત કરી આપવામાં એ નિષ્ફળ ગયા હતા.

મેકકાર્થીના રિપબ્લીક પક્ષના સાથીદારો તેમની આ જેહાદ તરફ મિશ્ર લાગણીથી જોતા હતા. મેકાર્થી જે અપ્રામાણિકના અને અસભ્યતાથી આ જેહાદ ચલાવી રહ્યા હતા તેથી તેમને તેમના પ્રત્યે ઘૃણા જાગતી; પરંતુ ડેમોક્રેટોને તેઓ જે મુશ્કેલીમાં મૂકી રહ્યા હતા તેથી તેમને થોડો આનંદ પણ થતો. રોબર્ટ ટાફ્ટ જેવા એક પ્રમાણિક ગણાતા માણસને પણ મેકકાર્થીની આ જેહાદથી એમ લાગવા માંડયુ હતું કે અમેરિકાના વિદેશખાતાની સામ્યવાદ તરફી નીતિને કારણે જે મેકકાર્થી તપાસ માટે જે માંગણીઓ કરી રહ્યા છે તે સંપૂર્ણ રીતે વાજબી છે. બીજી બાજુ મેઈનનાં માર્ગારેટ ચેઝ્‌સ સ્મિથ અને વેરમોન્ટના

જ્યોર્જ ડી એઈકન જેવા કેટલાક રિપબ્લીકન સેનેટરોએ 'સભાનતાનુ જાહેરનામુ' જેવી એક મેકાર્થીવિરાધી જાહેરાત પ્રસિદ્ધ કરી હતી, પણ આનું કંઈ પરિણામ આવ્યું નહોતુ ૧૯૫૨ સુધીમા રિપબ્લીકનો ચૂટણી માટે મેકાર્થીની મદદ લેવા પડાપડી કરવા લાગ્યા અને વિસ્કોનસીનમા પ્રચાર કરી રહેલા ડ્વાઈટ આઈઝનહાવરને મેકાર્થી સાથે કોઈ ઘર્ષણમા ન ઊતરવુ પડે એટલા માટે જ યુદ્ધસમયના પોતાના એક સાથી જ્યોર્જ માર્શલનો બચાવ કરવાનો વિચાર પડતો મૂકવો પડ્યો હતો

કેટલાક રિપબ્લીકનોએ એવી આગાહી કરી હતી કે જો તેમનો પક્ષ ચૂટણીમાં વિજયી નીવડે તો વિસ્કોન્સીનના આ સેનેટર આપોઆપ ભુલાઈ જશે વૉશિંગ્ટનના એક સ્વતત્ર અખબાર 'પોસ્ટે' ૧૯૫૨ના માર્ચમાં ભારપૂર્વક જણાવ્યુ કે, 'જો આઈઝનહાવરનો વિજય થાય તો મેકાર્થીવાદ એક રાતમા અદશ્ય થઈ જશે' પરતુ આ આશાઓ તરત જ ધૂળમા મળી સેનેટની સરકારી કામકાજની સમિતિ અને તે કામકાજ અગે નિમાયેલી પેટાસમિતિના તે અધ્યક્ષ—જો કે વાસ્તવમાં સરમુખત્યાર — હતા અને એ હોદ્દાની દૃષ્ટિએ સરકારની વિદેશનીતિ અને લશ્કરી તત્ર પર આઈઝનહાવરની જે સત્તા હતી એમા એ ભગ પડાવવા લાગ્યા હતા મેકાર્થીએ આઈઝનહાવરને જેટલા મૂઝવ્યા તેટલા બહુ થોડા અમેરિકનોએ — કોઈ સેનેટરે તો નહિ જ — તેમને મૂઝવ્યા હશે પ્રમુખે બને ત્યા સુધી તેમની સાથેના ખુલ્લા ઘર્ષણના પ્રસગો ટાળ્યા અને મેકાર્થીએ આઈઝનહાવરને પ્રમુખ બનાવવામાં પોતે જે ફાળો આપ્યો હતો તે બદલ અમેરિકાની જનતાની ઔપચારિક માફી માગી હતી

આ તકરારના છાટા અમેરિકાના રાજકારણના ખૂણેખૂણે પ્રસર્યા અને મેસેચ્યુસેટ્સમા તો એની સૌથી વિશેષ અસર પડી કારણ કે આ રાજ્યમા એક બાજુ નાગરિક સ્વાતત્ર્યના પુરસ્કર્તાઓ — જેમાના કેટલાક યુનિવર્સિટીઓમા હતા અને ઘણા ડેમોક્રેટીક પક્ષમા હતા — અને ઉદાત્ત હૃદયના રિપબ્લીકનો હતા તેઓ મેકાર્થીની દેશને માટેની

અને પક્ષને મારેની વિધ્વંસક પ્રવૃત્તિઓથી ચોંકી ઊઠયા હતા. બીજી બાજુ વ્યવહારુ રિપબ્લીકનો હતા જેઓ મેકાર્થીવાદને મૅસેચ્યુસેટ્સની લોકશાહીનાં જુદાં જુદાં જૂથોને જોડવાની એક સાંકળ ગણતા હતા અને તેમાં ડેમોક્રેટીક પક્ષના કેટલાય સભ્યો — ખાસ કરીને આઈરીશો જેમને મેકાર્થીવાદ તરફ કંઈક વિશેષ આકર્ષણ જાગ્યું હતું — ને પોતા તરફ ખેંચવાનું એક સાધન જોતા હતા. દરેક પક્ષમાં આ પ્રશ્ન વિશે મોટાં તડ પડી ગયાં હતાં. એ રીતે અખબારોમાં, ધર્મગુરુઓમાં અને વકીલમંડળોમાં પણ મોટાં તડ પડયાં હતાં. એમાંય બૉસ્ટનમાં તો દેશના બીજા કોઈ પણ ભાગમાં ન જોવા મળે એવી ખુલ્લી અને ઉગ્ર લાગણી મેકકાર્થી માટે પ્રદર્શિત થતી જોવા મળતી. કૅનેડી અગાઉ જે મતદારવિસ્તારમાંથી પ્રતિનિધિગૃહની બેઠક માટે ઊભા રહ્યા હતા તે વિસ્તારમાં તો આ લાગણી અત્યંત ઉગ્ર હતી. આ લાગણીની સાથે કૅથલિકોનો સામ્યવાદ તરફનો તિરસ્કાર, દિજરતીઓનો પોતાના દેશમાં અંકુશ જમાવવા માટે રશિયનો તરફનો તિરસ્કાર ભળ્યો. નાગરિક સ્વાતંત્ર્યની પ્રણાલિકા તરફ તેમને વિશેષ લાગણી નહોતી.

જે ઝંઝાવાતનો કૅનેડીને ડર હતો તે ઝંઝાવાત અનિવાર્ય હતો. મેકકાર્થીની રીતરસમોથી બધા એટલા બધા ત્રાસી ગયા હતા કે સહુ કોઈને લાગતું હતું કે હવે કંઈક થવું જોઈએ. કૅનેડી પર પત્ર લખનારાઓને કૅનેડી ગોળગોળ જવાબ આપતા. પણ સેનેટમાં જ્યારે મેકકાર્થી વિરુદ્ધ ઠપકાની દરખાસ્ત આવી ત્યારે તો કૅનેડીને 'હા' કે 'ના' એમાંથી એક જ જવાબ આપવાનો હતો. સેનેટની તપસીલ આ બાબતમાં બહુ સ્પષ્ટ છે. મેકકાર્થીવાદ સંબંધી જાગેલા દરેક પ્રશ્નમાં તેમણે મેકાર્થી વિરુદ્ધ મત આપ્યા હતા, પણ જ્યારે ખુદ મેકકાર્થી સંબંધી જે પ્રશ્ન ઊભો થયો ત્યારે એ તટસ્થ રહ્યા.

મેકાર્થીની આજુબાજુ ઘૂમતા તમામ પ્રશ્નો ૧૯૫૮ના ઑગસ્ટમાં પરાકાષ્ઠાએ પહોંચ્યા. બંધારણના પાંચમા સુધારાની જોગવાઈ મુજબ સાક્ષી તેનો અધિકાર જતો કરવાની સામે રક્ષણ આપતા એક ખરડાની વિરુદ્ધ કૅનેડીએ મત આપ્યો. એક વર્ષ અગાઉ પણ

તેમને આવા જ એક ખરડાની વિરુદ્ધ મત આપવો પડયો હતો બન્નેમાંથી એક પણ પ્રસંગે મતની નોંધણી થઈ નહોતી દશ સેનેટરોએ તે વખતે ઊભા થઈને એમ કહ્યું હતુ કે અમારો વિરુદ્ધનો મત નોંધી લો પરંતુ કેનેડી આ દશ સેનેટરો પૈકીના એક નહોતા આ ખરડાનો બીજી વાર વિરોધ કર્યા બાદ એક અઠવાડિયે કોર્લિસ લેમોન્ટ માટે કોંગ્રેસનો તિરસ્કાર કરવા બદલ ઠપકાની દરખાસ્ત રજૂ થઈ ત્યારે કેનેડીએ તેની તરફેણમા મત આપ્યો સમિતિમાં તેમણે આ દરખાસ્તની વિરુદ્ધ ઝુબેશ ચલાવી હતી; ત્યાં એમણે એમ કહ્યુ હતુ કે મેકાર્થી લેમોન્ટ પર તેમનાં લખાણો પરથી પ્રેરાઈ ઠપકાની દરખાસ્ત રજૂ કરી રહ્યા છે અને તેમનુ આ પગલુ ગેરબંધારણીય છે મેકાર્થી થોડી વાર મૂઝાયા આ વખતે ડેમોક્રેટીક પક્ષના એક સેનેટરે કહ્યુ : ' જો કોઈ પ્રાણી કાગડાની માફક ચાલતુ હોય, કાગડાની માફક ઊડતુ હોય, કાગડાની માફક કા, કા કરતું હોય તો એ પ્રાણી કાગડો જ છે એ નિર્વિવાદ છે ' સમિતિનો શો નિર્ણય આવે છે તે જાણવા માટે અખબારનવીસો બહાર અધીરા બન્યા હતા કેનેડીએ મચક ન આપી છેવટે એમ નક્કી થયુ કે લેમોન્ટ માટે ઠપકાની દરખાસ્ત રજૂ કરવી કાયદેસર ગણાશે કે નહિ તે અંગે કાયદાખાતાનો અભિપ્રાય મંગાવવો એ ખાતાએ એવો અભિપ્રાય આપ્યો કે આવી દરખાસ્ત કાયદેસર છે એ પછી જ કેનેડીએ સેનેટમા આ દરખાસ્તની તરફેણમા મત આપ્યો હતો સેનેટમા હુબર્ટ હમ્ફ્રી અને સ્ટુઅર્ટ સિમિંગ્ટન જેવા ઉદારમતવાદીઓએ પણ લેમોન્ટને ઠપકો આપવા સંમતિ બતાવી હતી

આ સમયે સેનેટ અમેરિકાના સામ્યવાદીઓ વિરુદ્ધનાં નિયંત્રણો કેવી રીતે કડક બનાવી શકાય તે અંગેનાં પગલાંનો વિચાર કરી રહી હતી સેનેટમાં ભૂગર્ભ પ્રવૃત્તિનિયંત્રણ કાયદામા સુધારો સૂચવતો એક ખરડો રજૂ થયો આ ખરડામા દેશના સંરક્ષણ માટે કામ કરી રહેલા માણસોની બારીક તપાસના અને તે સમયે અસ્તિત્વ ધરાવતા કાર્યક્રમને એવડાઈ જતો અટકાવવા એક સંગઠિત કાર્યક્રમ વિશેની ભલામણ કરવા અંગે એક પંચની નિયુક્તિ કરવા વાસ્તે પ્રબંધ કરવામા આવ્યો

હતો. કૅનેડીએ આ સુધારાની તરફેણમાં મત આપ્યો. સેનેટમાં સામ્યવાદીઓને દબાવી દેવાનાં પગલાં સૂચવતા કેટલાક ખરડા હજુ ચર્ચાવાના બાકી હતા. આ નવો ખરડો તે તમામ ખરડા કરતાં વધુ કડક હતો, પણ સેનેટે આ ખરડો ફગાવી દીધો. થોડા દિવસ બાદ સેનેટર હમ્ફ્રી જેમણે નવા ખરડાની તરફેણમાં મત આપ્યો હતો તેમણે સેનેટમાં એક ભાષણ કર્યું. આ ભાષણ સાંભળી સેનેટમાં હાજર રહેલા સહુ કોઈ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા.

મિનેસોટાના આ ઉદારમતવાદી સેનેટરે કહ્યું : 'આપણે સામ્યવાદ તરફ ઢીલા છીએ એવાં શીર્ષકો સાથે વર્તમાનપત્રોમાં જે લેખો પ્રસિદ્ધ થાય છે તે વાંચી હવે મને કંટાળો આવવા માંડયો છે. આપણે ઉદ્દામવાદી છીએ એવા શીર્ષકવાળા લેખો વાંચીને પણ હવે મને કંટાળો આવવા માંડયો છે. સામ્યવાદીઓના પ્રશ્ન સબંધી કંઈક નક્કર પગલાં ભરવાનો સમય હવે પાકી ચૂકયો છે. આ સંબંધી મારું સૂચન બહુ સીધું અને સાદું છે—સામ્યવાદી પક્ષને ગેરકાયદે જાહેર કરો.' આ પ્રસ્તાવને હાજર રહેલા તમામ સેનેટરોએ વધાવી લીધો અને તે પસાર કર્યો. કૅનેડી પણ ત્યારે હાજર જ હતા. મેકાર્થીએ તિરસ્કારભરી નજરે સેનેટનું કામકાજ નિહાળ્યું. થોડા દિવસ પછી તેમણે સેનેટને કહ્યું : 'હું નાનો હતો ત્યારે એક ખેતરમાં રહેતો હતો. તે વખતે મારે મરઘાંને ખાઈ જતા રાની બિલાડાને શોધી શોધીને મારી નાખવા પડતા. આ કામ બહુ આનન્દદાયક નહોતું. પરંતુ રાની બિલાડાની વિરુદ્ધ ઠરાવ પસાર કર્યે પણ આ કામ પાર પડે તેમ નહોતું. બીજા સુગાવળા બાળકો અમને બિલાડાની વિરુદ્ધ ઠરાવ પસાર કરી શકે એમ હતા, પણ એ સુગાવળા બાળકો અમને બિલાડા શોધવામાં મદદ નહોતા કરતા. આ કામ આનંદ આવે તેવું નહોતું. કેટલીક વાર તો આ કામ કર્યા પછી દેવળમા અમારા મિત્રો સાથે બેસવાનું પણ ભારે થઈ પડતું......'

મેકાર્થી જયારે આમ બોલી રહ્યા હતા ત્યારે તેમની વિરુદ્ધ વિરોધવંટોળ શરૂ પણ થઈ ચૂકયો હતો. સેનેટ હવે તેમનાથી કંટાળી

ગઈ હતી અને તેમનો વધુ ત્રાસ સહન કરવા તૈયાર નહોતી લશ્કર અને મેકકાર્થીના ટેલિવિઝન પરથી રજૂ કરવામા આવતા નાટક બાદ તા ૩૦મી જુલાઈએ સેનેટર રાલ્ફ ફ્લેન્ડર્સે સેનેટમા મેકકાર્થી માટે આ પ્રમાણે ઠપકાની દરખાસ્ત રજૂ કરી 'આથી ઠરાવવામાં આવે છે કે વિસ્કોન્સિનના સેનેટરની વર્તણૂક અમેરિકાની સેનેટના સભ્યને ગૌરવ અપાવે તેવી નથી, સેનેટની પરિપાટીની તે વિરુદ્ધ છે અને સેનેટની પ્રતિષ્ઠાને જોખમમા મૂકે તેવી છે આથી આ વર્તણૂક તરફ તિરસ્કાર દર્શાવવામા આવે છે' સેનેટમા આ ઠરાવ માટે જ્યારે ગરમાગરમ ચર્ચા ચાલતી હતી ત્યારે કૅનેડી સભાગૃહમાં હાજર હતા પણ એ શાન્ત બેસી રહ્યા અને એક જ પ્રસગે બોલ્યા મેકકાર્થીના પક્ષ ।। એક સેનેટરે એની લી મોસ કેસ સબધી ખોટુ વિધાન કર્યું ત્યારે એ વિધાન સુધારવા કૅનેડી બોલ્યા હતા તેમણે કહ્યુ હતુ કે, 'મને લાગે છે કે વિસ્કોન્સિનના નવા સેનેટરે પૂછેલા પ્રશ્નો પરથી એની લી મોસ કેસમા મેકકાર્થીને ઠપકો આપવાના પૂરતા કારણો નથી, પણ સમિતિના સલાહકારે પૂછેલા પ્રશ્નો પૈકીના કેટલાક બહુ સારા નહોતા'

કૅનેડીએ ઠપકાની આ દરખાસ્તની તરફેણમા મત આપવાનુ નક્કી કર્યું પણ ફ્લેન્ડર્સે એ દરખાસ્ત જે રીતે ઘડી હતી તે સામે તેમને વાંધો હતો પોતાનો વાંધો રજૂ કરતું એક પ્રવચન તેમણે તૈયાર પણ કર્યું હતુ, જો કે આ પ્રવચન તેમણે સેનેટમા વાચ્યુ નહોતુ આ ભાવચુમાં સેનેટમા ઉદારમતવાદી સભ્યોના જૂથે જે વલણ લીધુ હતુ તેનાથી પોતાનુ દષ્ટિબિંદુ કેવી રીતે ભિન્ન પ્રકારનુ હતુ તે તેમણે દર્શાવ્યુ હતુ તેમણે જણાવ્યુ હતુ કે, 'આમા જે પ્રશ્ન સડોવાયલો છે તે વિસ્કોન્સિનના નવા સેનેટરની સન્નિષ્ઠા કે હેતુઓનો પ્રશ્ન જ નથી મેકકાર્થીની ભૂતકાળની લાબી ગેરવર્તણૂક બદલ તેમને માટે ઠપકાની દરખાસ્ત પસાર કરવી એ મને વાજબી નથી લાગતુ તે સમયે ફ્લેન્ડર્સે કે મે જાહેરમાં મેકકાર્થીનાં કૃત્યનો વિરોધ કર્યો નહોતો વિદેશોમા પ્રવર્તતા અભિપ્રાયને શાંત પાડવા માટે જ જો આ દરખાસ્ત રજૂ થઈ હોય તો તેને હું મારો ટેકો આપી શકુ એમ નથી

'મારા નમ્ર અભિપ્રાય મુજબ મને લાગે છે કે વિદેશોમાં મેકકાર્થી વિરુદ્ધ જે વૈમનસ્યનું વાતાવરણ છે તે તેમના કૃત્યોને કારણે નથી, ભલે પછી આ કૃત્યો ગમે તેટલાં ગંભીર પ્રકારનાં હોય. મને લાગે છે કે અમેરિકાની શકિત અને પ્રતિષ્ઠા પર આક્રમણ કરવા ઈચ્છતા લોકોને મેકકાર્થીમાં આમકણ કરવાનું એક સરળ સાધન મળ્યું છે. સેનેટર મેકકાર્થીને જાહેર જીવનમાંથી દૂર કરવામાં આવશે તોપણ આ પરિબળો તેમને બદલે બીજું કોઈ સાધન ઝડપથી શોધી લેશે... આપણે મુક્ત દુનિયાના નેતા હોવાને કારણે જ આપણા માટે આ અવિરત વૈમનસ્યનું વાતાવરણ ઊભું કરવામાં આવ્યું છે. આને માટે કોઈ એક વ્યકિત કે આપણું કોઈ એક કૃત્ય જવાબદાર નથી. હું એ વાત સાથે સંમત થઈ શકતો નથી કે મેકકાર્થીએ દેશમાં ભાગલા પાડયા છે. ઊલટું મને તો એમ લાગે છે કે વેરમોન્ટના સેનેટરે જે પગલું ભરવાની હિમાયત કરી છે તે પગલું આપણે ભરીશું તો આ દેશની સામાજિક વ્યવસ્થા પર તેના ગંભીર પ્રત્યાઘાતો પડશે. આ પગલાંનો આપણે એ રીતે જ વિચાર કરવો જોઈએ.

'અને આમ છતાં હું આ ઠપકાની દરખાસ્તની તરફેણમાં મત આપવાનો છું. તેનું કારણ એ છે કે મને એમ તો લાગે છે કે મેકકાર્થીએ સેનેટનાં ગૌરવ અને પ્રતિષ્ઠા હણ્યાં છે.' એ પછી તેમણે લશ્કર સાથે રોય કોને જે ખરાબ ભાષા વાપરી હતી અને તેના માણસો ઉપર કામ ચલાવવાની ધમકીઓ આપી હતી તેમ જ મેકકાર્થીએ રૉય કોનનાં કૃત્યો તરફ જે મૂંગી સંમતિ દર્શાવી હતી તેનું વિગતે બ્યાન કર્યું. તેમણે જણાવ્યું કે, 'એક અધ્યક્ષ તરીકે મેકકાર્થીએ પોતાના ખાતાના એક કર્મચારીનાં કૃત્યો માટે જવાબદારીનો સ્વીકાર કરવો જોઈએ, જો કે ઠપકાની આ દરખાસ્તને કોઈ એક વ્યકિતગત સેનેટરની વૈયકિતક લાક્ષણિકતાઓ કરતાં સેનેટનાં ગૌરવ અને પ્રતિષ્ઠા સાથે વધુ નિસ્બત છે.'

આગળ ચાલતાં કૅનેડીએ જણાવ્યું : 'સેનેટ સમક્ષ ફરી ફરીને એ જ પ્રશ્ન આવીને ઊભો રહે છે. સેનેટના વિશિષ્ટાધિકારોનો કોઈ એક

સભ્ય દુરુપયોગ કરે તો તેનાં ગૌરવ અને પ્રતિષ્ઠાને કેવી રીતે પુનઃસ્થાપિત કરવાં ? હું ફરીથી ભારપૂર્વક જણાવું છું કે મેં જે નિર્ણય લીધો છે તેની પાછળ આ જ ભાવના છે. તે સિવાય તેમાં બીજા કોઈ મુદ્દા સંડોવાતા નથી. ભૂતકાળમાં સેનેટે જ્યારે જ્યારે ઠપકાની દરખાસ્ત પસાર કરી છે ત્યારે અને આજે પણ કોઈ એક સેનેટરને ઉતારી પાડવાના કે તેના પર વેર લેવાની વૃત્તિથી એ દરખાસ્ત પસાર થઈ નથી. ભૂતકાળમાં તેણે જે અભિપ્રાયો દર્શાવ્યા હોય કે જે મંતવ્યો રજૂ કર્યાં હોય તેને આ દરખાસ્ત સાથે કોઈ સંબંધ નથી. જે કંઈ પ્રશ્ન છે તે સેનેટનાં ગૌરવ અને પ્રતિષ્ઠાનો જ પ્રશ્ન છે.'

પરંતુ ફ્લેન્ડર્સે જે દિવસે ઠપકાની દરખાસ્ત રજૂ કરી તે દિવસે સેનેટમાં મેકકાર્થી વિરુદ્ધ કશું જ નક્કર ન થયું. સેનેટના બહુમતી પક્ષના નેતા અને રિપબ્લીક પક્ષના એક સભ્ય વિલીઅમ નોલેન્ડે આ ઠરાવનો ઉગ્ર વિરોધ કર્યો. અને મેકકાર્થી સામે મુકાયેલા આક્ષેપો અંગે તપાસ કરવા એક પ્રવર સમિતિ નિમવાની માગણી કરતો ઠરાવ વિકલ્પે રજૂ કર્યો. આ નવા ઠરાવને સોલ્ટનસ્ટોલે એકદમ વધાવી લીધો. એનુ કારણ એ હતું કે થોડા સમય પછી તેમની બેઠક માટે ચૂંટણી થવાની હતી. એ ચૂંટણીમાં તે અને ફોસ્ટર ફર્કોલો વચ્ચે જંગ જામવાનો હતો. જો નોલેન્ડે રજૂ કરેલો ઠરાવ સેનેટ પસાર કરે તો કંઈ નહિ તો ચૂંટણી-જંગ સુધી સોલ્ટનસ્ટોલને મેકકાર્થી અંગે જાહેરમાં કોઈ અભિપ્રાય ના-ઉચ્ચારવો પડે ઉદારમતવાદીઓના એક જૂથે નોલેન્ડના ઠરાવનો વિરોધ કર્યો, કારણ કે તેને લાગ્યુ કે આ ઠરાવ પસાર થાય તો મેકકાર્થીને ઠેકાણે લાવવાની આ એક ઉત્તમ પળ જતી રહે. નોલેન્ડના ઠરાવ પર મત લેવાતાં ૭૫ જેટલા સભ્યોએ એ ઠરાવની તરફેણમાં મત આપ્યા. કેનેડી અને સોલ્ટનસ્ટોલ પણ એ ૭૫ સભ્યો પૈકીના બે હતા. કેનેડીને હવે પોતે તૈયાર કરેલું ભાષણ વાંચવાની કોઈ આવશ્યકતા રહી નહિ. વેન મોર્સ જેવા કેટલાક ઉદારમનવાદીઓએ બહુમતી પક્ષે મત આપ્યા, કારણ કે તેમને એમ લાગ્યું કે તપાસસમિતિ આગળ પોતાની સામે રજૂ થયેલા આક્ષેપોનો વકીલની મદદથી જવાબ આપવાને

મેકકાર્થીને અધિકાર છે. બાર સેનેટરોના બનેલા ઉદારમતવાદીઓના એક જૂથે નોલેન્ડના ઠરાવનો વિરોધ કર્યો. તેમની દલીલ એ હતી કે જ્યારે આખું સભાગૃહ મેકકાર્થી વિરુદ્ધની ઠપકાની દરખાસ્ત ચર્ચી રહ્યું હોય ત્યારે પણ તેમને પોતાનો બચાવ કરવાનો પૂરેપૂરો અધિકાર મળે જ છે. આ બાર સેનેટરોના જૂથમાં લેહમન ફુલબ્રાઈટ હતા. ડગ્લાસ અને હમ્ફ્રી હતા. લેહમન અને ફુલબ્રાઈટે વર્ષો સુધી મેકકાર્થી વિરુદ્ધ જેહાદ ચલાવી હતી. ડગ્લાસ અને હમ્ફ્રી ફ્લેન્ડર્સની દરખાસ્તને તત્કાળ પસાર કરવાના તેમના મત હતા. જો કે તેમને પણ સોલ્ટનસ્ટોલની માફક આવતી પાનખરમાં ચૂંટણીજંગમાં ઊભા રહેવાનું હતું.

આખરે સેનેટે મેકકાર્થી માટે ઠપકાની દરખાસ્ત પસાર કરી જ, પણ તે સમયે કેનેડી સભાગૃહમાં હાજર નહોતા. આ દરખાસ્ત જ્યારે ચર્ચાઈ રહી હતી ત્યારે જ તેમને પીઠનો દુઃખાવો ઊપડ્યો અને એ માંડ-માંડ સભાગૃહમાં બેસી શકયા. વચગાળાના સમય માટે સેનેટની કાર્યવાહી મુલતવી રહી કે તરત જ એ આરામ માટે હેનીસ્પોર્ટ ઊપડયા. તેમનો દુઃખાવો હવે અસહ્ય બન્યો હતો. હેનીસ્પોર્ટમાં પણ તેમનું દર્દ ન ચહયું. કોઈકે ઑપરેશન કરાવવાની સલાહ આપી. પણ ડૉકટરોનો એવો મત હતો કે જ્યારે બીજો કોઈ ઈલાજ બાકી ન રહે ત્યારે જ આ ખતરનાક ઑપરેશન કરવું.

# ૯

# નિર્ભયતાની તસવીર

૧૯૫૪ના ઉનાળામાં જ્યારે મેકકાર્થી વિરુદ્ધ જાગેલો વિરોધવંટોળ તેની પરાકાષ્ઠાએ પહોંચી રહ્યો હતો ત્યારે કેનેડીને માટે પણ પોતાના

વિષય તદ્દન નવો ન કહી શકાય. હૉસ્પિટલમાં દાખલ થતાં અગાઉ તે વર્ષની શરૂઆતમાં તેમણે આ વિષય સંબંધી થોડું સંશોધન કર્યું હતું અને લખ્યું પણ હતું. વાસ્તવમાં આ વિષયમાં તેઓ છેલ્લાં પંદર વર્ષથી રસ લઈ રહ્યા હતા. 'ઇંગ્લૅન્ડ શા માટે ઊંઘ્યું' એ પુસ્તક તેમણે લખ્યું ત્યારે તેમણે જોયું કે ઇંગ્લૅન્ડના મોટા ભાગના રાજપુરુષો જાહેર મતની વિરુદ્ધ જતાં ડરી ગયા હતા અને તેથી સમય મળ્યો હોવા છતાં પણ તેમણે બ્રિટનને પુનઃ શસ્ત્રથી સજ્જ કર્યું નહોતું પરંતુ આ વખતે તેમને આ વિષય વિશે ઊંડો વિચાર કરવાની અને લખવાની તક મળી.

હૉસ્પિટલના ખાટલામાં પડ્યા પડ્યા પુસ્તક લખવું એ કૅનેડી માટે મુશ્કેલ કાર્ય નહોતું. તેમની જરૂરિયાતને ધ્યાનમાં લઈ લાયબ્રેરી ઑફ્ કૉંગ્રેસના લેજીસ્લેટીવ રેફરન્સ સર્વિસ વિભાગે તેમને થોકબંધ પુસ્તકો મોકલવા માંડ્યાં. વૉશિંગ્ટનમાં સોરેન્સને તેમના સાહિત્યિક મંત્રી તરીકેની કામગીરી બજાવી તેમણે પ્રયત્ન કરી જરૂરી માહિતી એકત્રિત કરી. ઇતિહાસકારો અને અન્ય નિષ્ણાતોને મળી એ માહિતીની સત્યાસત્યતા વિશે ખાતરી કરી લીધી અને વિધાનગૃહોમાં જે ખરડાઓ રજૂ થયા હતા તે કાળજીપૂર્વક વાંચ્યા. આર્થર ક્રૉક જે કૅનેડી-કુટુમ્બના એક જૂના મિત્ર હતા તેમણે અને બીજાઓએ નિર્ણયતાનાં કયાં ઉદાહરણો પુસ્તકમાં સમાવવા જેવાં છે એ વિશે સલાહ આપી ખાસ કરીને ક્રૉકે કહ્યું કે પુસ્તકમાં સેનેટર ટાફ્ટ વિશે તો એક પ્રકરણ લખાવવું જ જોઈએ, કારણ કે ન્યૂર્નબર્ગ મુકદ્દમા વખતે લોકોની ખફા મરજી વહોરી લઈને પણ તેમણે હિંમતપૂર્વક અમુક પ્રકારનું વલણ લીધું હતું. કૅનેડી આ વાત સાથે સંમત થયા. જ્યુલ્સ ડેવીડસ જે જ્યોર્જ ટાઉન યુનિવર્સિટીમાં પ્રાધ્યાપક હતા તેમણે અને જેમ્સ એમ. લૅન્ડીસ જે નવા કરારના એક જાણીતા પુરસ્કર્તા હતા, હાર્વર્ડની કાયદાની કૉલેજના ભૂતપૂર્વ આચાર્ય હતા, કૅનેડીના એક ઘનિષ્ઠ મિત્ર હતા અને જોસેફ પી કૅનેડીના કાયદાના સલાહકાર હતા

તેમણે કેટલાંક પ્રકરણો અંગે સામગ્રી એકત્રિત કરવામાં કેનેડીને ઘણી મદદ કરી.

પરંતુ પુસ્તક વ્યવસ્થિત રીતે લખવાનું કામ તો કેનેડીને પોતાને જ કરવું પડ્યું. આ કામ તેમણે ઓચિંતળિયે આવેલા એક ખંડના પલંગમાં પડ્યા પડ્યા કે પામ બીચ પર આવેલા પોતાના વિશાળ મકાનની સામેના જલાગારની પાળ પર બેસી પતાવ્યું. સામાન્ય રીતે વકીલોની ઑફિસોમાં વપરાય છે તેવી નોંધપોથીમાં જાડા સફેદ કાગળ પર તેઓ મોટા અને છૂટા અક્ષરે લખતા. લખવાનું કામ બહુ મંદ ગતિએ ચાલતું. અનૌપચારિક રીતે બોલતી વખતે જેમ બનતું તેમ લખતી વખતે પણ તેમના વિચારો અને એ વિચારોને યોગ્ય રીતે વ્યક્ત કરવાના શબ્દોની પસંદગી વચ્ચે એક પ્રકારની સ્પર્ધા જાગતી અને એ સ્પર્ધામાં વિચારો શબ્દો કરતાં આગળ નીકળી જતા. ઘણી વાર એ વાક્યોનાં વાક્યો અને પેરાના પેરા કાઢી નાખવા અટકતા અને જે કાંઈ સુધારાવધારા કરતા તે હાંસિયામાં કરતા. પુસ્તકનું બીજી વારનું લખાણ તેમણે તેમના મંત્રીને બોલાવીને ઉતરાવ્યું હતું.

ધીમે ધીમે રાજકીય નિર્ભયતાની એક પછી એક એમ અનેક તસવીરો તેમના મન સમક્ષ રમવા માંડી. પહેલી તસવીર હતી જોન ક્વીન્સી એડમ્સની. સેનેટમાં પ્રવેશ કર્યો ને અગાઉથી તેમને આ રાજ-પુરુષમાં તેમનાં ફેડરાલીસ્ટ પક્ષ સાથેના ઘર્ષણોને કારણે રસ જાગ્યો હતો. ન્યુ ઈંગ્લૅન્ડના બીજા એક રાજપુરુષ ડૅનિયલ વેબસ્ટરનો પણ કેનેડીએ આ પુસ્તકમાં સમાવેશ કર્યો હતો. કેનેડી અંગત રીતે માનતા હતા કે વેબસ્ટર દેખાય છે તેવા તેજસ્વી નહોતા, કારણ કે બૅંક ઑફ ધ યુનાઈટેડ સ્ટેટ્સ પાસે તેમણે મહેનતાણું માંગ્યું હતું અને તે મળતાં તેનો સ્વીકાર પણ કર્યો હતો. છતાં ઉત્તર અમેરિકાનાં રાજ્યો અને દક્ષિણ અમેરિકાનાં રાજ્યો વચ્ચે કલેએ સમાધાનનો જે પ્રયત્ન કર્યો હતો તેના સમર્થનમાં તેમણે વેબસ્ટરનું ચરિત્ર આ પુસ્તકમાં સમાવ્યું હતું. આ પુસ્તકમાં આલેખવામાં આવેલી તસવીરોમાં સૌથી વધુ નોંધપાત્ર તસવીર કૅનસાસના એડમન્ડ રૉસની હતી જે જાપુના

જેની પ્રસિદ્ધિના એક વર્ષ પછી આ પુસ્તક તેની પ્રતિષ્ઠાની પરાકાષ્ટાએ પહોંચ્યુ. ૧૯૫૬નું જીવનચરિત્ર માટેનું પુલિત્ઝર પારિતોષિક તેમને એનાયત કરવામાં આવ્યુ. કેનેડીએ જીવનમાં ઘણું માન મેળવ્યું છે, પણ તેમના બૌદ્ધિક અને સાહિત્યિક ગુણોની કદર કરતા આ પારિતોષિકનુ મૂલ્ય તેમને મન ઘણું છે. (આ પારિતોષિકમાં તેમને મળેલી ૫૦૦ડોલરની રકમ તેમણે યુનાઈટેડ નિગ્રો કૉલેજ માટેના ફંડમાં અર્પણ કરી દીધી હતી.) તેમની રાજકીય પ્રતિષ્ઠા જમાવવામાં અને પ્રમુખપદ માટેની ચૂંટણીના જંગમાં આ પુસ્તકે પણ થોડો પરંતુ નિશ્ચિત ભાગ ભજવ્યો હતો ૧૯૫૭ના જાન્યુઆરીમાં અમેરિકાનાં કેટલાંક વર્તમાનપત્રોએ ડેમોક્રેટીક પક્ષના પ્રમુખપદ માટેની ટિકિટ કેનેડી કે કેફાઉવરને આપવાનુ નક્કી થાય તો પોતે કોની પસંદગી કરે એ પ્રશ્ન પર તેમના વાચકોના અભિપ્રાયો મંગાવ્યા હતા. આ અભિપ્રાયની ગણતરી કરતાં કેફાઉવરના પક્ષે ૩૮ ટકા અને કેનેડીના પક્ષે ૪૧ ટકા મત પડયા હતા ચાર મહિના પછી લગભગ એ જ પ્રશ્ન સંબંધી ફરી વાર વાચકોના અભિપ્રાય મંગાવવામાં આવતાં કેફાઉવરને ૩૩ ટકા અને કેનેડીને ૪૫ ટકા મત મળ્યા હતા ચાર મહિના પછી લીધેલા અભિપ્રાયમાં આટલો ફરક પડવાનુ મહત્ત્વનુ કારણ એ હતું કે આ ચાર- મહિના દરમિયાન જ કેનેડીને પુલિત્ઝર પારિતોષિક એનાયત કરવાની જાહેરાત થઈ હતી આ ઉપરથી એવું અનુમાન થઈ શકે કે સામાન્ય રીતે માનવામાં આવે છે તે કરતાં પણ વધુ માત્રામાં લોકો સાહિત્યિક માનની કદર કરતા હોય છે.

નિર્ભય રાજપુરુષોની કેનેડીએ આલેખેલી તસવીરોના આ પુસ્તકમાં રાજકીય નિર્ભયતાનો સામાન્ય રીતે અર્થ સમજાવતા બે નિબંધો શરૂઆતમાં અને અંતમાં આપવામાં આવ્યા હતા. આખા પુસ્તકનો કદાચ આ સૌથી મહત્ત્વનો ભાગ હતો. આ નિબંધો કેનેડીના સ્વાનુભવ પરથી અને તેમણે જે સંશોધન કર્યું હતું તે પરથી લખાયા હતા અને એ નિબંધો રાજકીય નિર્ભયતાનાં ગૂંચવણભર્યાં અંગો અને વ્યવહારુ સમસ્યાની ચર્ચા કરતા હતા. કેનેડી પોતે રાજકીય નિર્ભયતાનો મૂર્ત

'સહુ માનવી ગુણોમાં ઉત્તમ' છે એ માનતા. કેટલાકને તેમની પોતાની કારકિર્દીમાં આ ગુણ ભારોભાર છે એમ લાગતું; બીજાઓને તેમનામાં આ ગુણનો અભાવ પણ જણાતો. કેનેડીએ આ ગુણનો વિચાર રાજકીય સફળતાના સંદર્ભમાં કર્યો છે. એટલે આ અંગે તેમણે વ્યક્ત કરેલાં મંતવ્યો તેમની કારકિર્દી અને ભાવિ કાર્યક્રમ સમજવા માટે ગહદંશે ઉપયોગી છે.

કેનેડીએ પોતાના પુસ્તકના પ્રારંભમાં વૉલ્ટર લીપમનનું એક વિધાન ટાંક્યું કે સફળ લોકશાહી રાજપુરુષો હમેશાં અરક્ષિત ધાકધમકીઓની નીચે કામ કરનારા માણસો છે. પોતાના મતદારમંડળનાં વગદાર અને ધમકી આપનાર તત્ત્વોને હાથ પર રાખવા માટે તેમને શાંત પાડવાની, લાંચ આપવાની, સમજાવી લેવાની કે છેતરવાની શક્તિ જેમ તેનામા વિશેષ તેમ રાજકીય ક્ષેત્રે તેની પ્રગતિ પણ વિશેષ. કેનેડીએ આ વિધાનમાં વ્યક્ત થયેલા વિચાર સાથે સંમત થવાનો ઇનકાર કર્યો. તેમણે જણાવ્યું કે સૅનેટના સભાગૃહમા લગભગ રોજ રાજકીય નિર્ભયતાના અસંખ્ય પણ લોકોના ધ્યાનમાં નહિ આવતા દાખલા બને છે. આમાં જો ખોટ આવી હોય તો તે સેનેટમાં નહિ પણ સૅનેટના એક ધારાગૃહ તરીકેના સ્વરૂપની અને સમતુલા અને સમાધાનની આવશ્યકતાની લોકોની કદરદાનીમાં આવી છે. રાજકીય નિર્ભયતાનાં કાર્યોના માર્ગમાં કેવાં ભયંકર દબાણો આવે છે તેનો લોકોને હજુ ખ્યાલ જ નથી.

આ ભયંકર દબાણો કયાં છે? આમાંનું એક દબાણ એ છે કે ધારાસભ્ય એક માનવી હોવાના કારણે તે પોતાના જૂથના અન્ય સાથીદારો સાથે રહેવા માગે છે અને તેમને એના કારણે ક્ષોભ પામવો પડે એવી આપમતલબી નીતિને એ નથી અનુસરવા માગતો. જ્યારે કેનેડી પ્રતિનિધિગૃહમાં દાખલ થયા ત્યારે તેમને સલાહ આપવામા આવેલી કે: 'હળીમળીને ચાલશો તો આગળ વધી શકશો.' પરંતુ કેનેડીએ મન 'હળીમળીને ચાલશો' સૂત્રનો અર્થ માત્ર સારી બિરાદરી કરતા કંઈક વિશેષ હતો. આમાં તેમણે સમાધાનવૃત્તિનું સત્ત્વ જોયું, કારણ કે આ સમાધાનવૃત્તિને કારણે જ સુધારકોનું દરેક જૂથ—મદ્યનિષેધકો

અને મદ્યપ્રચારકો, એકવિશ્વવાદીઓ અને એકલતાવાદીઓ, વિજ્ઞાનના વિકાસ માટે પ્રાણીઓની હિંસામાં માનનારા અને નહિ માનનારા- રાજકીય તખ્તા પર પોતાનાથી તદ્દન વિરોધી માન્યતા ધરાવનાર બીજા જૂથને કચડી નાખતાં ખમચાય છે. તેમણે જણાવ્યું :-

'પોતાની સરકાર પોતાના તમામ સિદ્ધાન્તોને અમલમાં ન મૂકી શકે અથવા વિરોધીઓના સિદ્ધાન્તોની સંપૂર્ણ અવહેલના ન કરી શકે તો ઝનૂનીઓ, અંતિમવાદીઓ અને ચુસ્ત સિદ્ધાન્તોને વરેલાઓ નિરાશ થઈ જાય છે. પરંતુ ધારાસભ્ય પર પોતાનાં રાજ્ય અને પક્ષમાં રહેલાં વિરોધી બળો વચ્ચે તડજોડ સાધી તેમને રાષ્ટ્રીય કક્ષા પરનાં હિતોના વધુ વિશાળ સંદર્ભમાં પ્રતિનિધિત્વ આપવાની જવાબદારી હોય છે; અને એ પણ તે સારી રીતે જાણે છે કે એવો ભાગ્યે જ કોઈ પ્રશ્ન હોય છે જેમાં પૂર્ણ સત્ય, પૂર્ણ વાજબીપણું અને પૂર્ણ દૃષ્ટિકોણ એક જ પક્ષે હોય'

રાજકીય નિર્ભયતા સામેનુ બીજુ દબાણ કૅનેડીના અભિપ્રાય મુજબ ફરીથી ચૂંટાઈ આવવાની વૃત્તિ છે આ વૃત્તિ સ્વાર્થપ્રેરિત છે એમ માની લેવાને કોઈ કારણ નથી, કારણ કે જે રાજપુરુષ એક સિદ્ધાન્તનો બચાવ કરવા જતાં પરાજય વહોરી લે છે તે બીજા સિદ્ધાન્તોનું રક્ષણ કરવા ધારાસભામાં હાજર હોતો નથી. વળી, પરાજયનો આઘાત માત્ર એ સેનેટરે જ સહન કરવાનો છે એમ નથી. તેની અસર અમુક કાર્ય માટે ભોગ આપનાર તેના મિત્રો અને ટેકેદારો પર અને તેની પત્ની અને બાળકો પર પણ પડે છે. કેવળ સરમુખત્યારશાહીવાળા દેશોમાં જ વ્યક્તિઓ રાષ્ટ્રહિતને ખાતર પોતાના સર્વસ્વનો–પોતાની કારકિર્દીનો પણ–ભોગ આપે એવી અપેક્ષા રહે છે.

'બીજા કોઈ પણ ક્ષેત્રમાં નહિ પણ માત્ર રાજકારણમાં જ વ્યક્તિ એક પ્રશ્ન પર પોતાનાં માન, પ્રતિષ્ઠા અને પોતે પસંદ કરેલી કારકિર્દી કુરબાન કરી દે એવી અપેક્ષા રખાય છે. વકીલો, વેપારીઓ, શિક્ષકો, દાક્તરો એ સહુને પોતાની નિષ્ઠા સાથે સંકળાયેલી બાબતોમાં મુશ્કેલ અંગત નિર્ણયો કરવાના પ્રસંગો આવતા હોય છે; પરંતુ જાહેર ક્ષેત્રમાં

પહેલાઓને જે ઉઘાડે છોગે આ કસોટીમાંથી પસાર થવાનું હોય છે એવું જવલ્લે જ આમાંની કોઈ વ્યક્તિને ફાળે આવે છે. મહત્ત્વના પ્રશ્ન પર નિર્ણય આપવાની – આખરી ચુકાદો આપવાની જવાબદારી બીજા કોઈ કરતાં વધુ ગંભીર સ્વરૂપે સેનેટર પર જ આવતી હોય છે. આખરી નિર્ણય લેવામાં તેને થોડી મહેતલ જોઈતી હોય; તેને એમ લાગતું હોય કે ઉભયપક્ષે કંઈક કહી શકાય એમ છે; તેને એમ પણ લાગતું હોય કે થોડા સુધારા કરવાથી બધી મુશ્કેલીઓનું નિવારણ થઈ શકે એમ છે; પણ જ્યારે મતદાનની પળ આવે છે ત્યારે એ કશું છુપાવી શકતો નથી, કોઈ શંકા વ્યક્ત કરી શકતો નથી, વિલંબ પણ કરી શકતો નથી. એ પોતાની ભાવિ રાજકીય કારકિર્દીને હોડમાં મૂકે એવું મતદાન કરવા જાય છે ત્યારે તેને એમ લાગે છે કે તેનું મતદાર-મંડળ એલન એડગર પોના પેલા કાવ્યમાંના રેવન પક્ષીની માફક તેને 'ના'કાર સંભળાવતું સેનેટરના મેજ ઉપર બેઠું જ હોય છે.'

કેનેડીના મંતવ્ય મુજબ સેનેટરો અને પ્રતિનિધિગૃહના સભ્યોને નિરુત્સાહી કરનારું સૌથી વધુ સૂચક દબાણ તેનું પોતાનું મતદારમંડળ છે. તેના મતદારમંડળમાં સ્થાપિત હિતો ધરાવતાં જૂથો, વ્યવસ્થિત પત્રલેખકો અને સમગ્ર રીતે મતદારો આવું દબાણ લાવતાં હોય છે. આ પરિબળોની માગણીઓ બહુ વિચિત્ર અને પરસ્પર વિરોધી હોય છે. પોતાના જીવનમાંથી જ એક દાખલો આપતાં કેનેડીએ જણાવ્યું હતું કે, 'હજી ગઈ કાલે જ બે ભિન્નભિન્ન જૂથો મને સેનેટના સભા-ગૃહની બહાર મળ્યાં હતાં. આમાંના એક વેપારીઓના જૂથે ખાનગી ઉદ્યોગો સાથે સ્પર્ધા કરતાં સરકારી કારખાના બંધ કરવાની માગણી કરી હતી અને બીજા સરકારી કારખાનાંના કર્મચારીઓના જૂથે પોતાના ધંધા-રોજગાર રઝળી ના પડે એ માટે વિનંતિ કરી હતી.' આવા મોવડીઓ કુલ મતદારોના બહુ ઓછા ટકાનું પ્રતિનિધિત્વ ધરાવતા હોય છે; પણ આ મોવડીઓ બોલનારા હોય છે, તેમનાં મંતવ્યોની અવહેલના નથી થઈ શકતી અને સમસ્ત મતદારમંડળ સાથે સંપર્ક સાધવા માટે આ લોકો જ રાજપુરુષોને ઘણા કામમાં આવે છે,

કેનેડીએ વધુમાં જણાવ્યું કે આદર્શવાદીઓ જરૂર એમ કહી શકે કે રાજપુરુષોએ આવાં દબાણોની ઉપેક્ષા કરવી, પરંતુ હોદ્દા ભોગવતા વ્યવહારુ માણસો માટે આ આપણે ધારીએ એટલું સરળ નથી. અને આ રાજપુરુષો આવાં દબાણોની સામે ટક્કર ઝીલી શકે તોપણ એક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે: તેમને આમ કરવાનો અધિકાર ખરો ? સભાગૃહની અંદર બીજા સેનેટરો પોતપોતાનાં રાજ્યો વતી કામ કરતા હોય ત્યારે કોઈ એકલદોકલ સેનેટર પોતાના રાજ્ય વતી ન બોલે એ તેને માટે ઉચિત છે ? જે રાજકીય પક્ષે તેને સેનેટર તરીકે ચૂંટવામાં મદદ કરી એ પક્ષ પ્રત્યે પણ તેની કોઈ જવાબદારી ખરી કે નહિ ? અને આથીય વધુ અગત્યનું : પોતાના અંગત અભિપ્રાયો જુદા પડતા હોય તોપણ લોકશાહીમાં તેણે પોતાના મતદારોના અભિપ્રાયોને સેનેટમાં રજૂ ન કરવા જોઈએ ?

આ તમામ પ્રશ્નોના કેનેડી પાસે બહુ રસિક ઉત્તરો હતા. રાજકીય પક્ષોને જો સફળ બનવું હોય તો તેમના નેતાઓમાં સ્વતંત્રતા અને વિવિધતા જોઈએ, તેમનામાં એકતા અને વફાદારી જોઈએ. સ્થાનિક અને રાજ્યનાં હિતો સચવાવા જોઈએ, પણ તે રાષ્ટ્રના હિતને હિસાબે નહિ. કેનેડીએ કબૂલ કર્યું કે મતદારો તરફની જવાબદારીનો પ્રશ્ન જરાક જટિલ છે પરંતુ અમેરિકાના સેનેટર વિશે જનતામાં જે સંકુચિત ખ્યાલ પ્રવર્તે છે તે ખ્યાલ સાથે તે સંમત નહોતા થતા. તે એમ કહેતા કે મેસેચ્યુસેટ્સના લોકોએ તેમને જાહેર અભિપ્રાયમાં આવતાં પરિવર્તનો નોંધવાના એક કેવળ યંત્ર તરીકે વોશિંગ્ટન મોકલ્યા હતા ? નહિ જ. લોકશાહી વિશે જો આ જ ખ્યાલ હોય તો એ વાસ્તવમાં લોકો પર બહુ ઓછો વિશ્વાસ મૂકે છે; કારણ કે આ ખ્યાલમાં એવું માની લેવામાં આવે છે કે લોકો તેમના કાયદાના ઘડવૈયા લોકમતને (જો એ પામી શકાતો હોય તો, પણ એ પામી શકાતો નથી) ગુલામની માફક આધીન રહી કામ કરે. સાચું પૂછો તો જનતા તેના નેતાઓ નિર્ભયતાથી કામ કરે એમ એ ઇચ્છતી હોય છે.

પોતાના નિબંધના અંતમાં કેનેડીએ લખ્યું : 'મતદારોએ અમને મત આપ્યા તેનું કારણ, ટૂંકમાં કહીએ તો, તેમને અમારી ન્યાયબુદ્ધિમાં અને જે સ્થાને અમે બેઠા હતા તે સ્થાનેથી રાષ્ટ્રના હિતના એક ભાગ રૂપે તેમનાં હિત ક્યાં છે તે નક્કી કરવામાં ન્યાયબુદ્ધિનો ઉપયોગ કરવાની અમારી શક્તિમાં તેમને વિશ્વાસ હતો. એનો અર્થ એ જ થઈ શકે કે જેને માટે અમને ચૂંટવામાં આવ્યા હતા તે ન્યાયબુદ્ધિનો સંપૂર્ણ ઉપયોગ અમારે કરવો હોય તો કેટલાક પ્રસંગોએ અમારે અમારા મતદારોને દોરવણી આપવી જોઈએ, તેમને માહિતગાર રાખવા જોઈએ, તેમનાં મંતવ્યો સુધારવાં જોઈએ અને જરૂર પડ્યે એ અભિપ્રાયની અવગણના પણ કરવી જોઈએ......'

નેતૃત્વ અને લોકશાહી વચ્ચે સંવાદિતા સ્થાપવાનો આ એક વિલક્ષણ માર્ગ હતો. પણ તે માર્ગની ઉપયોગિતા કેટલી? એક નેતા તરીકેની કેનેડીની વર્તણૂક પર એ શો પ્રકાશ ફેંકે છે?

એક મુશ્કેલી એ છે કે મતદારો ઉમેદવારની પસંદગી કરતી વેળાએ ભાગ્યે જ તેનાં શીલ કે નેતૃત્વની ગુપ્ત શક્તિઓ ધ્યાનમાં લેતા હોય છે. રાજપુરુષોમાં ચૂંટણીઓ જીતવા માટે તેમનાં વ્યક્તિત્વ, સામાને આકર્ષવાની શક્તિ અને મિત્રાચારીભર્યો સદ્ભાવ – આટલા ગુણો જ આવશ્યક મનાયા છે; કંઈક અંશે તેમની સંનિષ્ઠા, તાલીમ, રૂઢ માન્યતા હોવાનો દેખાવ અને પ્રશ્નો વિશેની સમજ પણ ઉપયોગી ગુણ ગણાય છે. પરંતુ આ સિવાય શીલ અને નેતૃત્વ એ જરા અમૂર્ત ગુણો છે. વળી, જે નેતાઓ પાછળથી તેમના નેતૃત્વના ગુણોમાં દીપી ઊઠે છે તેઓ પણ ચૂંટણી સમયે તો તે અમુક રીતે વર્તશે એવું બહુ જ આછું નિદર્શન કરાવતા હોય છે. ૧૯૧૬માં ભાગ્યે જ કોઈને એવો ખ્યાલ આવી શક્યો હશે કે વિલ્સન દેશને યુદ્ધમાં ઘસડી જશે અને પછી એક રાષ્ટ્રસંઘ માટે ઝુંબેશ ચલાવીને દુનિયાનું નૈતિક નેતૃત્વ પોતાના હાથમાં લેશે. ૧૯૩૨ની શરૂઆતમાં લોકોએ ફ્રેન્કલીન ડી. રૂઝવેલ્ટને મત આપ્યા ત્યારે, સાચે જ, બહુ ઓછા માણસોને રૂઝવેલ્ટે થોડા મહિના બાદ જે હિંમત અને શક્તિ બતાવ્યાં તેનો ખ્યાલ આવ્યો હશે.

ટૂંકમાં, લોકશાહી અને નેતૃત્વ વચ્ચે સંવાદિતા સ્થાપવાનો કેનેડીએ જે પ્રયાસ કર્યો તે એક ઐતિહાસિક હકીકત કરતાં વિશેષ તો તેમની શ્રદ્ધાની એક અભિવ્યક્તિ હતી પરંતુ શ્રદ્ધાની અભિવ્યક્તિ તરીકે પણ તેનું અગત્ય તો હતું જ, કારણ કે કેનેડીનું એમ કહેવું હતું કે એક નિર્ભય રાજપુરુષે આત્મશ્રદ્ધાથી કામ કરવું જોઈએ કે લોકોને નેતૃત્વ જોઈએ જ છે અને જે નેતા ઊંડી પ્રતીતિથી મત આપશે તેને તેઓ જરૂર ફરીથી ચૂંટી કાઢશે. કેટલીક વાર આ શ્રદ્ધા ડગી પણ જાય. કેનેડીએ જે રાજપુરુષોની તસવીરો આલેખી હતી તે રાજપુરુષો પૈકીના કેટલાકની શ્રદ્ધા ચૂંટણી સમયે સિદ્ધ થઈ શકી નહોતી. પણ બીજા ઘણાની શ્રદ્ધા સિદ્ધ થઈ હતી.

એટલે આખરે તો લોકો સિદ્ધાન્તમાં જે નિર્ભયતા અને સ્વતંત્રતાની પ્રશંસા કરે છે તેને હકીકતમાં – એટલે કે ચૂંટણી સમયે – ટેકો આપવાની તેમની કેટલી ઇચ્છા છે તેના ઉપર જ બધો આધાર રહે છે. સામે પક્ષે નિર્ભયતાને ટેકો આપવાની લોકોની શક્તિનો આધાર મતદારોના કેટલાક ગુણ પર છે. કેનેડીએ તેમના પુસ્તકમાં જણાવ્યું કે આપણી આજુબાજુનું રાજકારણ જનસંપર્કનાં મોંઘાં સાધનો અને લોકો સુધી આપણો અવાજ પહોંચાડવાનાં યંત્રોથી એટલું બધું ઠાંસોઠાંસ ભરેલું છે કે તેમાં સ્વતંત્રતા અને બિનરૂઢિચુસ્તતાના ગુણો કચડાઈ જવાનો ભય રહે છે. તેમણે જણાવ્યું કે, 'આપણું જાહેર જીવન આપણે જેને 'ઠંડું' યુદ્ધ એવું જે વિચિત્ર નામ આપ્યું છે અને જેનો કોઈ અન્ત જ દેખાતો નથી તેની ઉપર એટલું બધું કેન્દ્રિત થઈ રહ્યું છે કે આપણે વિચારસરણીની જડ એકતા અને વિચારનાં પારંપારિક ધોરણોને જ પ્રોત્સાહન આપતા થઈ જઈએ છીએ. પરિણામે ભવિષ્યમાં એક શક્તિશાળી દુશ્મનના સામેના મુકાબલામાં ટકી રહેવા માટે અત્યંત નિર્ભય નેતાઓ જ લોકોને ગમે નહિ તેવા કઠિન નિર્ણયો લઈ શકશે...'

એક દૃષ્ટિએ જોતા જઈએ તો કેનેડીનું પુસ્તક કંઈક અંશે આ બન્ને વસ્તુઓ બતાવતું હતું, પણ તત્ત્વતઃ તો તે તેમના બૌદ્ધિક અને રાજકીય વિકાસના એક પગથિયાનું નિદર્શન કરાવતું હતું. નિર્ભયતા

વિષે તેમણે જે સંશોધન કર્યું તેને પરિણામે નેતાની, પોતાના મતદાર-મંડળ પ્રતિની જવાબદારીનો જે સંકુલ ખ્યાલ તેમના મનમાં હતો તેમાંથી તેમને મુક્તિ મળી. એક નૈતિક સિદ્ધાન્ત કે આખા રાષ્ટ્રના હિત ખાતર પોતાના મતદારમંડળ કે રાજ્યના જાહેર અભિપ્રાયનો પ્રતિકાર કરવા ઇચ્છતા નેતાઓને આ પુસ્તકે નવી દૃષ્ટિ આપી રાષ્ટ્ર-હિતને માટે લડવાનો અને પરાજય વહોરવાનો પણ તેમણે નિર્ધાર કર્યો.

૧૦

## વિજય કે પરાજય ?

સાત મહિનાની રજા બાદ તા. ૨૩ મી મે, ૧૯૫૫ના રોજ કેનેડી વૉશિંગ્ટન પાછા ફર્યા ત્યારે જાણે કે કોઈ મહાન વિજેતા વિજય કરીને પાછો ફર્યો હોય એટલા ઉત્સાહથી લોકોએ તેમનું સ્વાગત કર્યું. પોતાનાં પત્ની અને બહેન જીનની સાથે એ પામ બીચથી વિમાન મારફતે વૉશિંગ્ટન આવ્યા અને ત્યાંના નેશનલ ઍરોડ્રોમ પર નીચે ઊતર્યા ત્યારે તેમનાં સ્વજનો અને મિત્રો તેમને વીંટળાઈ વળ્યાં. રિયરડન અને સોરેન્સન તેમને હર્ષભેર કેપીટોલ લઈ ગયા. રસ્તામાં તેમણે કેનેડીને છેલ્લામાં છેલ્લી સંસદીય અને રાજકીય માહિતીથી વાકેફ કર્યા. સમાચાર ચિત્ર અને ટેલિવિઝનના કૅમરામૅનોએ તેમને કેપિટોલનાં પગથિયાં ઉપર ઊભા રાખી ચિત્રો ઝડપ્યાં. તે વખતે જે પ્રવાસીઓ ત્યાંથી પસાર થતા હતા તેમણે કૅનેડી સાથે હાથ મિલાવ્યા; દક્ષિણનાં રાજ્યોની કાપડની મિલોના કામદારોનું એક પ્રતિનિધિમંડળ ત્યાંથી પસાર થતું હતું તેણે કૅનેડીને હર્ષનાદોથી વધાવી લીધા.

પાછળથી કૅનેડી જ્યારે સેનેટના કાર્યાલયના મકાનના ૩૬૨ નંબરના ખંડમાં દાખલ થયા ત્યારે મંત્રીઓએ તેમનું તાળીઓના ગડગડાટ વચ્ચે સ્વાગત કર્યું. તેમની પોતાની ઑફિસ સંવાદદાતાઓથી ખીચોખીચ ભરાઈ ગઈ હતી. તેમના ટેબલ પર અભિનંદનના પત્રો અને ટેલિગ્રામોનો ઢગ ખડકાયો હતો તેની વચ્ચે ફૂલનો એક મોટો ટોપલો હતો સાથે લટકાવેલી એક કાપલીમાં લખ્યું હતું : ' સુસ્વાગતમ્ ' અને નીચે સહી હતી : ' ડીક નિકસન '

કૅનેડી ખુશમિજાજમાં હતા. સંવાદદાતાઓને તેમણે જણાવ્યું : ' કૉંગ્રેશનલ રેકૉર્ડ ' મારફતે પ્રતિનિધિગૃહની કાર્યવાહીથી હું પરિચિત રહેતો.' તેમણે ઉમેર્યું : ' એ અનુભવ પણ એક પ્રેરણાદાયી અનુભવ હતો.' કોઈ સંવાદદાતાએ પૂછ્યુ : ' આઈઝનહાવરની લોકપ્રિયતાનો પારો હજુ ઊંચો જ છે ? ' તેમણે હસીને જવાબ આપ્યો : ' મને લાગે છે કે તે ઠીકઠીક પ્રમાણમાં ઊંચો છે– પામ બીચમાં તો છે જ.' પ્રમુખને તેમણે થોડા ચાબખા પણ માર્યા તેમણે કહ્યું : ' રશિયાની લશ્કરી તાકાતનું માપ કાઢવામાં આઈઝનહાવરે થાપ ખાધી છે. લશ્કર અને હવાઈ સૈન્યમાં ઘટાડો કરવાનો જે નિર્ણય હમણાં લેવાયો છે તે ભૂલભરેલો છે. મને લાગે છે કે ૧૯૫૬ની ચૂંટણીઓમાં ડેમોક્રેટીક પક્ષને જનતા સમક્ષ એક અસરકારક અને સંગીન કાર્યક્રમ મૂકવો પડશે હેરી ટ્રુમેનની સલાહ અનુસાર આઈઝનહાવર ઉપર માત્ર સીધા હુમલા કરવાથી કંઈ નહિ વળે '

સંવાદદાતાઓને તેમણે જણાવ્યું : ' મેં બે દિવસ પહેલાં જ ચાલવા માટે ઘોડી વાપરવી બંધ કરી છે.' સંવાદદાતાઓએ જોયું કે તેમની ત્વચાનો વર્ણ ઘેરો સોનેરી બન્યો હતો. અને ફ્લોરિડાના તડકાને કારણે તેમના વાળ થોડા ભૂખરા બન્યા હતા, પણ એ સશક્ત અને તાકાતવાન લાગતા હતા. હવાઈ મથક પર તેમને માટે તૈયાર રાખવામાં આવેલી પૈડાંગાડી અને ઘોડીનો ઉપયોગ કરવાનો તેમણે ઇન્કાર કર્યો હતો અને કૅપિટોલથી સેનેટના કાર્યાલયના મકાન સુધી ચાલતા જ જવાનો આગ્રહ રાખ્યો હતો. સંવાદદાતાઓએ એ પણ નોંધ્યું કે

કેપીટોલનાં પગથિયાં ચડતી વેળાએ તેમના પગ થોડા લથડતા હતા અને જેકલીન સાથે તે કેપીટોલના નાના બગીચામાં લટાર મારવા નીકળ્યા ત્યારે જમણાને બદલે ડાબા પગનો જ વિશેષ ઉપયોગ કર્યો. પોતાના ભાવિ કાર્યક્રમનું નિદર્શન કરતાં તેમણે સંવાદદાતાઓને કહ્યું : 'પ્રતિનિધિગૃહના સભ્યો માટે નજીકમાં જ રાખવામાં આવેલી હોટેલમાં રહી થોડો સમય તો હું આરામ કરવા ઇચ્છું છું. સેનેટના સભાગૃહથી થોડે દૂર આવેલા એક કાર્યાલયમાં રહી કામ કરવા માગું છું.'

બીજે દિવસે કૅનેડીએ જ્યારે ઉપલા સભાગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે બધાં સેનેટરોએ ઊભા થઈ તેમને વધાવી લીધા. ડેમોક્રેટીક પક્ષના નેતા લિન્ડન જૉનસને કહ્યું : 'તમને પાછા આવેલા જોઈ અમને આનંદ થયો છે' રિપબ્લીક પક્ષના નેતા વિલીઅમ નોલેંડે ઉમેર્યું : 'આપણામાંથી જેઓ તેમના પરિચયમાં છે તે સહુનાં હૃદયમાં તેમને માટે ઉષ્મા અને ઊચું સ્થાન છે.' અને થોડી મિનિટો બાદ કૅનેડીએ ડેમોક્રેટીક પક્ષના પોતાના સાથીદારો સાથે ટપાલખાતાના કર્મચારીઓના પગાર વધારવાના પ્રસ્તાવ પર પ્રમુખે વીટોની જે સત્તા વાપરી હતી તે રદ કરાવવાના એક નિષ્ફળ પ્રયાસમાં મત આપ્યો.

થોડો સમય આરામ કરવાની તેમની યોજના હોવા છતાં કૅનેડીએ વળી પાછું પ્રવૃત્તિમય જીવનમાં ઝંપલાવ્યું વુસ્ટરમાં એસમશન કૉલેજ અને બોસ્ટનમાં જેફરસન-જેક્સન દિન અંગે યોજાયેલા ભોજનસમારંભમાં હાજરી આપી; ઈસ્ટ બોસ્ટનમાં વૃદ્ધાશ્રમની અર્પણવિધિ અંગે યોજાયેલા કાર્યક્રમમાં તે હાજર રહ્યા; બોસ્ટનના એક ભોજનસમારંભમાં ઈટલીના એલચીના પરિચયવિધિમાં હાજર રહ્યા અને હાર્વર્ડ યુનિવર્સિટીના ભૂતપૂર્વ વિદ્યાર્થીમંડળના સમારંભ વખતે પણ હાજર રહ્યા. અમેરિકાના પ્રમુખની ચૂંટણીનો સમય નજીક આવતો જતો હતો અને દેશના રાજકારણના તખ્તા પર અવનવી બાજીઓ ગોઠવાવાની શરૂઆત થઈ ચૂકી હતી.

૧૯૫૬ના ઑગસ્ટ માસની અધવચમાં ચિકાગોના ઈન્ટરનેશનલ એમ્ફી થિયેટરમાં ડેમોક્રેટીક પક્ષનું અધિવેશન ભરાયું ત્યારે સ્ટીવન્સનનો

સલાહ લેવામાં આવશે. પરંતુ સમય પસાર થવા લાગ્યો અને કૅનેડીને આવી કોઈ મુલાકાતની શક્યતા પણ દેખાતી નહોતી. હવામાં એવી અફવાઓ ઊડતી હતી કે સ્ટીવન્સને ઉપપ્રમુખપદ માટે કાં તો કેફાઉવર કાં તો હમ્ફ્રીનું નામ પસંદ કર્યું છે. મિનેસોટાના આ નેતાનીએ પ્રતિનિધિમંડળોનો સંપર્ક સાધવાનું અને તેમની સાથે હળીખુશીથી મહત્ત્વની ચર્ચાઓ કરવાનું શરૂ પણ કરી દીધું હતું. કૅનેડીને હવે ભય લાગવા માંડ્યો કે સ્ટીવન્સનની ઉમેદવારીનો પ્રસ્તાવ પોતાની પાસે મુકાવવામાં સ્ટીવન્સને તેમને એક આશ્વાસન માત્ર આપ્યું હતું. બીજા એક ચાહપાણીના પ્રસંગે તેમણે ન્યુ ઇંગ્લૅન્ડના પ્રતિનિધિઓને કહ્યું પણ ખરું કે, 'ઉપપ્રમુખપદ માટે મારી પસંદગી થાય એ આશા મેં હવે તો છોડી દીધી છે.'

પ્રતિનિધિઓ તેમને ટેબલની આજુબાજુ વીંટળાઈ વળ્યા. કોઈ કે પૂછ્યું, 'તમે ખરેખર ચૂંટણીમાંથી ખસી જાઓ છો?' કૅનેડીએ કહ્યું, 'ના, હજુ સુધી ઉમેદવારીપત્રક પાછું ખેંચવાનો પ્રશ્ન ઊભો થયો નથી.'

બીજે દિવસે ચૂંટણીના પ્રથમ મતદાનમાં સ્ટીવન્સનને ઘણા મત મળ્યા. મૅસેચ્યુસેટ્સના કુલ ચાળીસ મતમાંથી બત્રીસ મત તેમને મળ્યા. મૅકકોરમૅક હૅરીમૅનને માત્ર સાડાસાત મત જ અપાવી શક્યા. આમ સ્ટીવન્સનને કૅનેડી તરફથી તો સંગીન ટેકો મળ્યો, પણ ઇલિનૉયનું પ્રતિનિધિમંડળ શું કરશે એ એક પ્રશ્ન હતો. આ અધિવેશનમાં જ આ પ્રશ્ન નક્કી થવાનો હતો. એક ટૂંકું નિવેદન કરવાની મંજૂરી મળતાં સ્ટીવન્સન પ્રેક્ષકોની તાળીઓના ગડગડાટ વચ્ચે ઊભા થયા.

'કોઈ ઈશ્વરી ઇચ્છાને આધીન રહી અમેરિકાના પ્રમુખ પોતાના હોદ્દાની પૂરેપૂરી મુદત ન ભોગવી શકે એમ હોય તો એ સંજોગોમાં અમેરિકાના લોકોને માથે ત્યાં વ્યક્તિને પ્રમુખ તરીકે પસંદ કરવી તેની ગંભીર જવાબદારી આવી પડે છે.' આઈઝનહોવર પ્રમુખ હતા તે દરમ્યાન બે વાર માંદગીમાં પટકાયા હતા તે સંદર્ભમાં આ કહેવાયું

હતું, જો કે આઇઝનહાવરના નામનો તેમાં સીધો ઉલ્લેખ કરવામાં નહોતો આવ્યો.

સ્ટીવન્સને આગળ ચાલતાં જણાવ્યું : 'આ સંજોગોમાં ભૂતકાળમાં જે પ્રથાઓ હતી તેમનાથી આ વખતે જુદા પડવાનું મેં નક્કી કર્યું છે. મેં નક્કી કર્યું છે કે ઉપપ્રમુખપદ માટે કયી વ્યક્તિને પક્ષના ઉમેદવાર તરીકે ઊભી રાખવી એ આ અધિવેશન મુક્ત મતદાનની પ્રથાથી નક્કી કરશે.......'

કોન્રેડ હિલ પર આવેલા પોતાના નિવાસસ્થાને કૅનેડી તે જ દિવસે મોડી સાંજે પોતાના સહાયકર્તાઓ અને સ્વજનોને મળ્યા. તેમની પાસે તેમના હાથ નીચે કામ કરનાર માણસો, કુટુમ્બીજનો, કૉલેજના અને રાજકીય ક્ષેત્રના મિત્રોનું એક જૂથ કોઈ પણ પળે તેમને મદદ કરવા તૈયાર હતું પરંતુ ત્રેપન જેટલાં પ્રતિનિધિમંડળોને સબળ રીતે પહોંચી શકાય એવા કોઈ વ્યવસ્થાતંત્રનો તેમની પાસે અભાવ હતો. મતદાનને હવે બાર કલાકની જ વાર હતી. પ્રતિનિધિઓને મળવા માટે કૅનેડી અને તેમના સાથીદારો આખી રાત શહેરની શેરીએ શેરીએ ઘૂમ્યા. મોટા ભાગના પ્રતિનિધિઓ કાં તો ઊંઘી ગયા હતા અથવા બહાર ઊપડી ગયા હતા. દૂર ફ્રાન્સમાં રહ્યે રહ્યે જોસેફ કૅનેડીએ રાજકીય નેતાઓને ટેલીફોનની ઘંટડીઓ ખખડાવવા માંડી કૅનેડી દક્ષિણનાં રાજ્યોના કેટલાક પ્રતિનિધિઓનો સંપર્ક સાધી શક્યા. તેમણે કૅનેડીને મદદ કરવા હા પાડી. ન્યુ ઇંગ્લૅંડના પ્રતિનિધિઓ તો કૅનેડીના પક્ષે હતા જ; માત્ર ન્યુ હૅમ્પશાયરના પ્રતિનિધિઓ કેફાઉવરને પક્ષે હતા. પ્રાથમિક ચૂંટણીમાં પણ તેમણે કેફાઉવરને જ ટેકો આપ્યો હતો. ઇલિનોયના પ્રતિનિધિઓએ કૅનેડી સાથે સારી રીતે વાત કરી. ન્યુયૉર્કના પ્રતિનિધિમંડળ પાસે અઠ્ઠાણું જેટલા સંગીન મત હતા. એ મત કોને મળશે એ એક પ્રશ્ન હતો. ટેમેનીના નેતા કારમાઇન દ સેવિયોએ ન્યુયૉર્કના મેયર વેગ્નરને મતદાનના પ્રથમ ક્રમમાં મત આપ્યા પછી કૅનેડીને ટેકો આપવાની વાત કરી. કૅનેડીના મિત્રો મૂંઝાયા. દ સેવિયો શાંતિથી બેસી રહ્યા.

ન્યુ યૉર્કના ઉદારમતવાદીઓ કોને પડખે રહેશે એ પણ એક પ્રશ્ન હતો. અઠવાડિયા અગાઉ કૅનેડી શ્રીમતી રૂઝવેલ્ટને મળવા માટે ગયા હતા. તેમણે સ્ટીવન્સનને પ્રમુખપદ માટેની ટિકિટ મળે એ માટે ખૂબ પ્રયત્ન કર્યો હતો. અમેરિકાનાં આ ભૂતપૂર્વ પ્રથમ સન્નારી ઉદારચિત્તનાં તો હતાં જ, પણ તે સાથે સાથે તે જરા ઠંડા મિજાજનાં પણ હતાં. તેમણે તરત જ કૅનેડીને પૂછ્યું : 'મેકકાર્થીવાદ વિશે તમારું શું મતવ્ય છે ?'

કૅનેડી એ પ્રસંગ યાદ કરતા કહે છે : 'શ્રીમતી રૂઝવેલ્ટને હું મળ્યો ત્યારે તે દાદરો ઊતરવાની તૈયારીમાં હતાં. આખો ખંડ તેમનાં કુટુમ્બીજનો અને બીજાઓથી ભરાયેલો હતો. એક નાના ઓરડામાં ઘણા માણસો ભેગા થઈ ગયા હોય એવી સ્થિતિ હતી. હું જે કંઈ બોલતો તે એ સાંભળ્યું ના સાંભળ્યું કરતા, કારણ કે ખંડમાં ભારે અવ્યવસ્થા હતી મેકકાર્થી વિશે એ પોતાનાં મંતવ્યો મને સમજાવી રહ્યાં હતાં, પણ હું જે કહેતો હતો તે એ સાંભળતાં નહોતાં. મારે તેમને એમ કહેવું હતું કે મેકકાર્થીના જાહેર જીવનકાળ દરમિયાન મેં પોતે એ જીવનમાં ઝંપલાવ્યું નહોતું; એટલે રાજકારણના ક્ષેત્રમાં આજે જ્યારે એ સ્મૃતિશેષ બની ગયા છે ત્યારે મારે તેમનો પક્ષ લેવો કે તેમનો વિરોધ કરવો એ મારે માટે રાજકીય દૃષ્ટિએ એક અનૈતિક પગલું ગણાશે.'

કૅનેડીએ શ્રીમતી રૂઝવેલ્ટને એમ પણ કહ્યું કે મેકકાર્થી માટે સેનેટે ઠપકાની જે દરખાસ્ત પસાર કરી હતી તેને મારો ટેકો હતો, પણ તેમને કૅનેડીનો આ જવાબ અપૂરતો લાગ્યો. શ્રીમતી રૂઝવેલ્ટ કૅનેડી પાસે એ કબૂલ કરાવવા ઇચ્છતાં હતાં કે મેકકાર્થીએ કેવળ સેનેટને નહિ, પણ આખા દેશને નુકસાન પહોંચાડ્યું છે. કૅનેડીએ આ કબૂલ કરવાની ના પાડી. હવે જ્યારે ઉપપ્રમુખપદ માટેની ચૂંટણીઝુંબેશ દાખલેતમાં હતી ત્યારે કૅનેડીને ખાતરી થઈ ચૂકી કે તેમને શ્રીમતી રૂઝવેલ્ટ અને ઉદારમતવાદી જૂથના તેમના કેટલાક અનુયાયીઓ તરફથી સહકાર નહિ મળે.

બીજી દૃષ્ટિએ પણ કૅનેડી માટે આ એક કસોટીની રાત હતી. પ્રતિનિધિમંડળના નેતાઓને શોધી કાઢવાનું કામ મુશ્કેલ હતું, અને જેમનો સંપર્ક તેઓ સાધી શક્યા તેમણે ગોળગોળ જવાબો આપ્યા અને કહ્યું કે, 'અમારા પ્રતિનિધિઓ વિશે અમે કેવી રીતે ખાતરી આપી શકીએ ?' જેમતેમ કરીને એ મેકકોરમેકને મળ્યા. તેમણે વળી પંચસમિતિ સાથે તેમને જે ઝઘડો પડયો હતો તે સંબંધી બે કલાક સુધી ઝૂડયે રાખ્યું ! કૅનેડી તંગ બની બેસી રહ્યા. સમયનો કાંટો તો આગળ ધપતો જ હતો. પણ આખરે મેકકોરમેકે કૅનેડીને તેમની ઉમેદવારીને ટેકો આપવાનું વચન આપ્યું.

આ દરમિયાન કૅનેડીના કાર્યકરો પ્રચારચિત્રો તૈયાર કરવા માટે, ચોપાનિયાં છપાવવા માટે, અવાજો કરવા માટેનાં ભૂંગળાં, બટેનો, ધજાઓ વગેરે તૈયાર કરાવવા માટે આખા ચિકાગો શહેરને ખૂંદી વળ્યા. ઉપપ્રમુખપદ માટેના બીજા ઉમેદવારો પણ પોતપોતાના કામમાં મસ્ત હતા. કોઈ પ્રતિનિધિ દારૂ પીવા માટે રસ્તો ઓળંગીને સામેની હોટેલમાં જાય અને રસ્તામાં તેને કોઈ પ્રચારક ન મળે એવું તો ભાગ્યે જ બને. કેફાઉવરનું જોર આખા દેશમાં હતું. બીજા અડધો ડઝન જેટલા ઉમેદવારો પોતપોતાના રાજ્યના જોર પર મુસ્તાક હતા. પણ હજુ ચિત્ર ધૂંધળું હતું. કોઈ પણ અધિવેશનમાં આટલી ખુલ્લી રીતે ચૂંટણીપ્રચાર નહિ થયો હોય.

કૅનેડી અને તેમના સાથીદારોએ પોતાની પ્રવૃત્તિના મુખ્ય મથક તરીકે અધિવેશન જ્યાં ભરાયું હતું તે હોલની બરાબર પાસે જ આવેલી સ્ટૉક યાર્ડ ઈનને પસંદ કરી. પલંગમાં પડયા પડયા ટેલિવિઝન સેટ પરથી કૅનેડીએ અધિવેશનના ખંડમાં ચાલતી જોરદાર પ્રવૃત્તિ નિહાળી. પ્રથમ મતદાનનું પરિણામ સહુએ ધાર્યું હતું તે જ આવ્યું: કેફાઉવરને ૪૮૩½ મત મળ્યા, કૅનેડીને ૩૦૪ મત મળ્યા, તે પછીના ક્રમાંકમાં અનુક્રમે આલ્બર્ટ ગોર, વેગ્નર, હમ્ફ્રી અને બીજાઓ આવતા

હતા. લોકોનાં ટોળાં વચ્ચેથી પણ માર્ગ કાઢીને રિબીકોફ અને ડેવર ન્યુ યોર્કના પ્રતિનિધિઓને મળ્યા અને બીજા મતદાનમાં આ પ્રતિનિધિઓના મત કૅનેડીને માટે મેળવવા મરણિયા પ્રયાસ કરવા લાગ્યા. ન્યુ યોર્કના પ્રતિનિધિઓએ પોતાનાં વચન પાળ્યાં; તે જ પ્રમાણે દક્ષિણ અમેરિકાનાં કેટલાંક વધુ રાજ્યોના પ્રતિનિધિઓએ, સરહદ પરના રાજ્યોના પ્રતિનિધિઓએ અને અન્ય પ્રતિનિધિમંડળના કેટલાક સભ્યોએ કૅનેડીને મત આપ્યા. સામ રેબર્ને જેમને બીજાં દક્ષિણના રાજ્યોના પ્રતિનિધિની માફક કેફાઉવર માટે બહુ પ્રેમ ઊભરાઈ જતો નહોતો તેમણે ટેક્સાસના પ્રતિનિધિઓને ગોરને મત આપવાને બદલે કૅનેડીને મત આપવા સમજાવ્યા અને આ રાજ્યના પ્રતિનિધિમંડળના છપ્પન જેટલા સંગીન મત કૅનેડીને ફાળે આવ્યા.

આ સમયે કૅનેડી ટબમાં સ્નાન કરી રહ્યા હતા. ટોર્બી મેકડોનાલ્ડે બૂમ પાડી કહ્યું : 'સામ રેબર્ને ટેક્સાસના પ્રતિનિધિઓના મત તમને અપાવ્યા છે.' કૅનેડી ટબમાંથી એકદમ ઊભા થઈ ગયા અને ટુવાલથી શરીર પણ લૂછવા જેટલી રાહ જોયા વગર અંગૂઠો વીંટાળી એ ટેલિવિઝન સેટ પાસે દોડયા. બરાબર તે જ વખતે લીન્ડન જોનસને જાહેરાત કરી : 'જેના શરીર પર યુદ્ધના ઘા હજુ તાજા છે એ બહાદુર નાવિકને પોતાના મત આપતા ટેક્સાસના પ્રતિનિધિઓ ગૌરવ અનુભવે છે...' બીજા મતદાનમાં કૅનેડીનું નામ ઘણું આગળ નીકળી ગયું. આ વખતે તેમને ૬૧૮ મત મળ્યા, જ્યારે કેફાઉવરને ૫૫૧½ મત મળ્યા. હવે જો તેમને ૬૮ વધુ મત મળે તો ઉપપ્રમુખપદ માટે ડેમોક્રેટીક પક્ષના ઉમેદવાર તરીકે તેમનું નામ નિશ્ચિત હતું. કૅનેડી આગલી રાત્રે બે કલાક જ ઊંઘ્યા હતા. પોતાના ભાવિ વિશે સહેજ નિશ્ચિંત થતાં તે આરામ કરવા પલંગમાં આડા પડ્યા. ત્રીજા મતદાનમાં કૅનેડીને કેફાઉવરના વધુ ૩૨ મત મળ્યા. સોરેન્સને તેમની સાથે હાથ મિલાવ્યા અને કહ્યું : 'જેક, અભિનંદન! હું નહોતો કહેતો કે આપણો વિજય નક્કી છે!'

'ના, ના; હજુ અભિનંદનને વાર છે,' કૅનેડીએ કહ્યું અને ટેલિવિઝન સેટની સામે કામ. રહી સ્નાન પછી કપડાં પહેરવા માંડયાં

અધિવેશનના ખંડમાં ધૂમાલ મચી રહી હતી. અધિવેશનનાં અધ્યક્ષ સામ રેબર્ને વ્યવસ્થા લાવવા પ્રયાસો કરવા માંડ્યા. ઉત્સાહપૂર્વક કૅનેડીનાં પ્રચારપાટિયાં ઊંચાં કરી મૅસેચ્યુસેટ્સના પ્રતિનિધિઓ હૉલમાં આમથી તેમ ઘૂમવા લાગ્યા અને બીજા પ્રતિનિધિઓને કૅનેડીને મત આપવા સમજાવવા લાગ્યા. પણ હવે વધુ મત મળે એ, શક્યતા નહોતી. વાસ્તવમાં કૅનેડીની શક્તિનો પૂરેપૂરો કયાસ બીજા મતદાન વખતે જ નીકળી ગયો હતો. મધ્ય પશ્ચિમ અને રૉકી માઉન્ટનાં રાજ્યો સુરતપણે કેફાઉવરને વળગી રહ્યાં હતાં. એનું એક કારણ એ છે કે ખેતીવાડીની ઊપજના ૯૦ ટકાના સમાનતાના પ્રસ્તાવનો કૅનેડીએ વિરોધ કર્યો હતો. બીજાં રાજ્યોનાં પ્રતિનિધિમંડળો કેફાઉવર તરફ વળી રહ્યાં હતાં અને તેથી સ્પર્ધામાં કેફાઉવર કૅનેડીની બહુ જ નજીક આવી પહોંચ્યા. થોડી ક્ષણોમાં કૅનેડીનું ભાવી જણાવાનું હતું. હૉલમાં અરાજકતા પરાકાષ્ઠાએ પહોંચી. અડધાં ડઝન જેટલાં પ્રતિનિધિમંડળો પોતપોતાનાં પ્રચારપાટિયાં ઊંચાં કરવા લાગ્યાં. સામ રેબર્ન કયા રાજ્યને માન્યતા આપશે એ એક પ્રશ્ન હતો. તે વખતે મેકકોરમેક હૉલમાં આમતેમ દોડાદોડ કરવા લાગ્યા.

'સામ ! સામ ! મિસોરી !' મેકકોરમેકે ટેક્સાસના વતની સામ રેબર્નને બૂમ પાડીને કહ્યું. કદાચ તેમને એવી આશા બંધાઈ હશે કે મિસોરીનું પ્રતિનિધિમંડળ કૅનેડીની બાજુ ઢળી રહ્યું છે. કદાચ આમાં તેમને સરખા મત પડે એવી તક દેખાઈ હશે.

મિસોરીના પ્રતિનિધિમંડળના સભ્યોએ એકબીજા સાથે મસલત કરી અને બહુ નજીવી બહુમતીથી નક્કી કર્યું કે ગોરને બદલે કેફાઉવરને મત આપવા. મિસોરીના પ્રતિનિધિમંડળે પોતાનો નિર્ણય જાહેર કર્યો ત્યારે હૉલમાં શોરબકોર મચી ગયો. હવે તો કેફાઉવરનો વિજય નક્કી જ હતો. થોડી પળોમાં એ કૅનેડી કરતાં આગળ નીકળી ગયા.

કૅનેડી ટેલિવિઝન સેટ પાસેથી ખસી ગયા. એ બબડ્યા, 'ચાલો, પત્યું !' વિજય હાથવેંતમાં હતો ત્યારે તેમણે જે અપૂર્વ શાંતિ દાખવી

હતી તેટલી જ શાંતિ પરાજયની આ પળે પણ તેમણે દાખવી. એ સીધા અધિવેશનના હૉલમાં ઊપડયા. લોકોને ધક્કા મારી મંચ સુધી પહોંચ્યા અને કહ્યું : 'અધિવેશનમાં ઉપસ્થિત સન્નારીઓ અને સજ્જનો ! આજે ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ – આખા દેશના તમામ ડેમોક્રેટોએ મારા પ્રતિ જે ભરી લાગણી બતાવી છે તે સહુનો આ પળે હું આભાર માનું છું.......' તેમણે એવો પ્રસ્તાવ રજૂ કર્યો કે કેફાઉવરની ઉપપ્રમુખપદ માટેની વરણી હાથ ઊંચા કરીને કરવી. સહુએ આ પ્રસ્તાવ વધાવી લીધો. કૅનેડી જ્યારે મંચ ઉપરથી નીચે ઊતર્યા ત્યારે બેન્ડે ટેનેસી વૉલ્ટ્ઝ વગાડવો શરૂ પણ કરી દીધો હતો.

પરાજયની આ પળે કૅનેડીએ પોતાનું મોં હસતું રાખ્યું, છતાં એ પરાજયના આઘાતથી નિરાશ તો બન્યા જ હતા. તેમ છતાં પછીના ઇતિહાસે જેમ બતાવ્યું તેમ તેમના જીવનની આ એક મહાન પળ હતી. લોકોના સ્મૃતિપટ પર અંકાઈ રહેવા માટે જે કેટલાક અવરોધો વટાવવા પડે છે એમાંનો સૌથી મોટો અવરોધ – રાજકીય અવરોધ – કૅનેડી વટાવી ચૂક્યા. ચિકાગો અધિવેશનના આ નાટયાત્મક પ્રસંગો જોવા લાખો માણસો તેમના ટેલિવિઝન સેટ્સની સામે એકટશે બેસી રહ્યા હતા. કૅનેડીનો હાથવેંતમાં આવેલો વિજય અને એકાએક મળેલો પરાજય, પોતાનાથી શકય તેટલા પ્રયાસ કર્યા પછી પરાજયને પણ હસતે મોંએ સ્વીકારનાર આ છોકરા વિશે લોકોના મનનાં પડેલી ઊંડી છાપ — આની વ્યાપક અસર અમેરિકાની જનતામાં પડી પરાજયની આ પળમાં પ્રમુખપદ માટેની ભાવિ ઝુંબેશનાં બી રોપાયાં.

## ૧૧

# આંતરરાષ્ટ્રીય રાજકારણ

૧૯૫૬ દરમિયાન કૅનેડીએ રાષ્ટ્રના રાજકારણમાં જે ચંચુપ્રવેશ કર્યો એ તેમના રાજકીય અને બૌદ્ધિક વિકાસના માર્ગમાં એક સીમાચિહ્ન સમાન હતું. આ ચંચુપ્રવેશને કારણે તેઓ બોસ્ટનના સંકુલ વાતાવરણમાંથી બહાર નીકળી રાષ્ટ્રીય પરિબળોના વિસ્તીર્ણ વાતાવરણ વચ્ચે આવ્યા. એ જ વર્ષે હાર્વર્ડ યુનિવર્સિટીએ તેમને એક માનદ પદવી આપી તેમનું બહુમાન કરવાનો નિર્ણય લીધો એ પણ યોગ્ય અને કદાચ પ્રતીકાત્મક હતું. ઇંગ્લૅન્ડના ભૂતપૂર્વ અમેરિકન એલચી જોસેફ પી. કૅનેડીને આવા સન્માન માટે હાર્વર્ડ યુનિવર્સિટીએ ક્યારેય યોગ્ય ગણ્યા નહોતા, પણ તેમના સુપુત્ર આવા માન માટે યોગ્ય ઠર્યા. પદવીદાનસમારંભમાં વંચાયેલા માનપત્રમાં તેમને માટે વિશેષણો વાપરવામાં આવ્યાં હતા, 'બહાદુર અફસર, દક્ષ સેનેટર, હાર્વર્ડના એક સુપુત્ર અને પક્ષને વફાદાર રહેવા છતાં એ પોતાના સિદ્ધાન્તોને ચુસ્તપણે વળગી રહે છે.'

જૂન માસના તે દિવસે હાર્વર્ડમાં મળેલી એક સભામાં કૅનેડીએ રાજકારણમાં બુદ્ધિજીવીઓના સ્થાનને જે ભવ્ય અંજલિ આપી તે એમનામાં આવેલા પરિવર્તનને વધારે સારી રીતે સૂચવતું હતું. તેમણે કહ્યું કે, 'રાજપુરુષોના ગહન ગિજાજને વિદ્વત્તારૂપી સરોવરના શીતલ જળમાં શાંત પાડવાની જરૂર રહે છે. આપણે પોતે આપણાં સત્રોના ચાર દીવાલ વચ્ચે પુરાઈ ના રહીએ એ માટે આપણને એક વિદ્વાનના વિશિષ્ટ નિર્ણય અને નિર્લેપ દૃષ્ટિબિંદુની જરૂર પડે છે.'

પરંતુ તેમના વક્તવ્યમાં કૅનેડીએ રાજપુરુષોનો પણ બચાવ કર્યો. ખાસ કરીને જીવનમાં તેમને જે તડજોડ કરવી જોઈએ એ તેનો તેમણે બચાવ કર્યો. તેમણે કહ્યું કે, 'શિક્ષણનું ધ્યેય જ્ઞાનનો વિકાસ અને સત્યનો પ્રસાર છે, પરંતુ રાજકારણનું ધ્યેય જુદું છે. આપણા

રાજકીય પક્ષો અને આપણા રાજપુરુષોને સ્વાભાવિક રીતે લોકોનો ટેકો મેળવવામાં — બહુમતી મેળવવામાં — રસ છે, અને રાજકીય ચર્ચામાં કેવળ આડંબરી રીતે જ સત્યનો મહિમા ગવાય છે વિદ્વાનો અને નેતાઓ બંનેને એકબીજાની ગરજ છે અને બંનેના મનમાં એકબીજા માટે જે ગેરસમજ છે તે હવે દૂર થવી જોઈએ, કારણ કે બંને એક જ સ્વતંત્રતાની અમુક મર્યાદાઓમાં રહીને કામ કરે છે રાજકીય સ્વાતંત્ર્ય અને બૌદ્ધિક સ્વાતંત્ર્ય એકબીજાથી અભેદ્ય છે. કોઈ પણ પરતંત્ર દેશમાં સ્વતંત્રતાને પહેલો ફટકો નેતા તરફથી મારવામાં આવે છે તો બીજો ફટકો પુસ્તક, વર્તમાનપત્ર કે ચોપાનિયા તરફથી લગાવવામા આવે છે'

કેનેડીનુ બહુમાન કરી હાર્વર્ડ યુનિવર્સિટીએ તો પહેલ કરી, પણ અધિવેશનમાં ડેમોક્રેટીક પક્ષ એ પહેલને અનુસરી શક્યો નહિ અધિવેશન પછી કેનેડી પિતાની સાથે રજાઓ ગાળવા રીવીએરા ગયા તે એટલા બધા થાકી ગયા હતા કે નિરાશાની તીવ્રતાનુ શૂળ પણ તેમને બહુ લાગ્યુ પાનખરમાં જેકલીનને બાળક અવતરે એવી અપેક્ષા હતી, એટલે તેમણે ભૂમધ્ય સમુદ્ર પર આવેલા એ સ્થળે જવાનો વિચાર માંડી વાળ્યો તેને બદલે તે અધિવેશનમા હાજર રહ્યા પછી તેમનાં માતા અને સાવકા પિતાની સાથે રહેવા ન્યુ પોર્ટ ઊપડયા અને ભાવિ બાળકનાં સ્વપ્ન સેવવા લાગ્યા

પરંતુ એક દિવસ કેનેડી તેમના ભાઈ ટેડી સાથે ભૂમધ્યના શાન્ત પાણી પર નૌકાવિહાર કરી રહ્યા હતા ત્યા તેમને અમંગળનો સંદેશો મળ્યો : જેકલીનને કસુવાવડ થઈ હતી અને તેમની સ્થિતિ ગંભીર હતી કેનેડી તરત જ વિમાન દ્વારા સ્વદેશ ગયા. ન્યુ પોર્ટની એક હોસ્પિટલમા જેકલીન ઉપર કટોકટી નિવારવા શસ્ત્રક્રિયા કરવામાં આવી હતી થોડોક સમય તેમની સ્થિતિ ચિંતાજનક રહી, પણ કેનેડી અમેરિકા આવ્યા ત્યાં સુધીમાં તેમની તબિયત સુધારા પર આવી ગઈ હતી

વર્જીનિયામાં આવેલા તેમના વિશાળ મકાનમાં તેમના અપેક્ષિત પ્રથમ બાળક માટે અલાયદા ઓરડાની યોજના કરવામાં અને તેની સજાવટ કરવામાં જેક્વીને કલાકોના કલાકો ગાળ્યા હતા. કસુવાવડ થઈ પછી થોડા જ મહિનામાં કૅનેડીએ વર્જીનિયાના ખેતર પર આવેલું તેમનું મકાન તેમના ભાઈ બોબને વેચી નાખ્યું અને પોતે જ્યોર્જટાઉન રહેવા ગયા. (અહીં, ૧૯૫૭ના અંતમાં, તેમના પ્રથમ સંતાન કેરોલાઈનનો જન્મ થયો હતો.)

જેકલીન માંદગીમાંથી બેઠાં થયાં કે તરત જ કૅનેડીએ પ્રમુખની ચૂંટણીના પ્રચારજંગ પર પોતાનું લક્ષ કેન્દ્રિત કર્યું. સાન ફ્રાન્સીસ્કોના અધિવેશનમાં આઈઝનહાવર અને નિક્સનનાં નામ એ પદ માટે ફરીથી સૂચવાયાં હતાં. એટલે ૧૯૫૨ના ચૂંટણીજંગનું પુનરાવર્તન થયું અને ચૂંટણીનું પરિણામ પણ એ જ આવ્યું. સર્વત્ર નિરાશાનું મોજું ફરી વળ્યું હતું. કૅનેડી તેથી અલિપ્ત ન રહી શક્યા. તેમ છતાં તેમણે ચૂંટણીજંગમાં ઝંપલાવ્યું. ચૂંટણીપ્રચાર માટે એ છવ્વીસ જેટલાં રાજ્યોને ખૂંદી વળ્યા. સ્ટીવન્સન અને કેફાઉવરને બાદ કરતાં ડેમોક્રેટીક પક્ષના બીજા કોઈ સભ્યે ચૂંટણીપ્રચાર માટે આટલી બધી જહેમત લીધી નહોતી. કેટલાય સ્થાનિક ઉમેદવારોને માટે પણ તેમણે ઠેર ઠેર ભાષણો કર્યાં.

નવેમ્બર માસમાં થયેલી ચૂંટણીમાં સ્ટીવન્સન અને કેફાવિર બંનેની હાર થઈ. પણ કોંગ્રેસનાં બંને સભાગૃહોમાં ડેમોક્રેટીક પક્ષ પોતાની બહુમતી ટકાવી શક્યો. કૅનેડીના પિતાએ જે આગાહી કરી હતી તે ચૂંટણીનાં પરિણામોએ સાચી પાડી કૅનેડીને ઉપપ્રમુખપદ માટેની ચૂંટણીમાં ડેમોક્રેટીક પક્ષના ઉમેદવાર તરીકે ઊભા રાખવામાં આવ્યા હોત; તોપણ મેસેચ્યુસેટ્સ અને કદાચ ર્‌હોડ આઈલૅન્ડ સિવાયનાં રાજ્યોમાં સ્ટીવન્સનને વધુ મત મળ્યા હોત કે કેમ એ એક શંકા પડતી વાત છે. કૅનેડીએ જે ફળ મેળવવાની અપેક્ષા રાખી હતી અને જે ફળ હાથવેંતમાંથી ગયું હતું તે ફળ આખરે તો પોકળ નીકળ્યું. આ ચૂંટણી

પછી કેફાઉવરને રાજકીય ક્ષેત્રમાંથી નિવૃત્તિ લેવી પડી, પણ કેનેડીનો સિતારો વધુ જોરથી ચમકવા લાગ્યો.

ચૂંટણીનું પરિણામ આવી ગયા પછી બે અઠવાડિયે સ્ટીવન્સને કેનેડીને લખ્યું : 'મારે આ પહેલાં તમારો આભાર માનવો જોઈતો હતો. તમે અમારે માટે જે કંઈ કર્યું છે તે જોતાં તમારાથી વધુ આભાર અમારે કોનો માનવો એ જ અમને સમજાતું નથી. તમે જે હિંમત બતાવી છે તેનો આથી વધારે સારો બદલો હું વાળી શકતો નથી તે માટે હું દિલગીર છુ. આપણા પક્ષના ભાવિ નેતા તમે જ થશો એની મને ખાતરી છે, અને તમારા નેતૃત્વ નીચે આપણો પક્ષ એક ચોકકસ દિશામા કામ કરતો થશે એવી મને આશા છે. આપનો અનેકાનેક આભાર અને પ્રેમવંદન.......'

સેનેટનુ નવુ સત્ર ૧૯૫૭ના જાન્યુઆરીમા શરૂ થયું અને એ પણ નસીબની એક બલિહારી હતી કે કેનેડી અને કેફાઉવર શરૂઆતમાં જ એકબીજા સાથે ટકરાયા પણ આ વખતે જીત કેનેડીની થઈ. સેનેટર જ્યોર્જ નિવૃત્ત થતાં સેનેટની વિદેશસંબંધ સમિતિમાં એક બેઠક ખાલી પડી કેનેડીને મન બીજી કોઈ પણ સમિતિના સભ્યપદ કરતાં આ સમિતિના સભ્યપદનુ મૂલ્ય ઘણું હતું. કેફાઉવરને પણ આ સ્થાન જોઈતુ હતું અને સેનેટમા તેમને કેનેડી કરતાં ચાર વર્ષનો વિશેષ અનુભવ હતો એ સ્થાન મેળવવા માટે બંને વચ્ચે થોડો શાન્ત ગજગ્રાહ થયા બાદ ડેમોક્રેટીક પક્ષની વ્યવસ્થાપક સમિતિ જેના અધ્યક્ષ લીંડન જોનસન હતા તેણે કેનેડીને એ સ્થાન આપ્યું. ડેમોક્રેટીક પક્ષના આ આંતરિક જૂથે ટેનેસીના સેનેટર કેફાઉવરના વધારે અનુભવની અવગણના કરી એ જ બતાવે છે કે સેનેટનાં આતરિક વર્તુળના રૂઢિચુસ્તવાદીઓ અને મવાળોમાં કેનેડીની લોકપ્રિયતા વધતી જતી હતી, જ્યારે કેફાઉવરની લોકપ્રિયતાનાં પૂર ઓસરતાં જતાં હતાં પ્રતિનિધિગૃહની માફક અહીં પણ સેનેટનાં બધાં જૂથો અને પીઢ સભ્યો સાથે મીઠા સંબધો હતા. કેફાઉવરને એવો કોઈ સંબંધ જ નહોતો.

વિદેશસંપર્ક-સમિતિમાં રહેવાથી જે સ્પષ્ટ આનુષંગિક રાજકીય લાભ મળતા હતા તેનું પ્રલોભન તો કૅનેડીને હતું જ. ઉપરાંત એ માનતા કે તેમનું સાચું સ્થાન આ સમિતિમાં જ હોવું જોઈએ. યુવાન હતા ત્યારે તેમના એલચીખાતામાં તેમણે ગાળેલો સમય, પ્રતિનિધિગૃહમાં હતા ત્યારે અમેરિકાની વિદેશનીતિમાં તેમણે લીધેલો રસ, તેમણે ખેડેલા લાંબા પ્રવાસો — આ બધાં કારણોસર એમને એમ લાગતું હતું કે આ સમિતિમાં કામ કરવા ફુલબ્રાઈટ અને જોન સ્પાર્કમૅન જેવા સમિતિના અન્ય સભ્યો જેટલી લાયકાત તેમનામાં પણ હતી.

થોડા મહિના બાદ ૧૯૫૮ના પરસ્પર સલામતી ધારાની ચર્ચા વખતે કૅનેડીએ વિદેશમંત્રી જોન ફોસ્ટર ડલેસની બરાબર ખબર લઈ નાખી. ડલેસના પોતાના જ આંકડા ટાંકીને કૅનેડીએ કહ્યું કે રશિયા લશ્કરી સહાયના પ્રમાણમાં જે આર્થિક સહાય આપે છે તે અમેરિકા તરફથી અપાતી તેના પ્રકારની સહાયની સરખામણીમાં ઘણી વિશેષ છે.

તેમણે ડલેસને સીધો જ પ્રશ્ન કર્યો : 'આપણે આપણા પોતાના બચાવ માટે બધું જ — મીસાઈલના ક્ષેત્રમાં સવિશેષ — કરવું જોઈએ એ કબૂલ કરવા છતાં આપણાથી જુદા પડવા સોવિયેટ રશિયા લશ્કરી સહાય કરતાં આર્થિક સહાય ઉપર વધુ ભાર મૂકે છે એ એક ડહાપણભર્યું પગલું છે એમ તમને નથી લાગતું ?' આ અગાઉ કૅનેડી પોતે આર્થિક સહાય કરતાં લશ્કરી સહાયને વિશેષ મહત્ત્વની ગણતા હતા, પણ આ પ્રશ્ન પરથી એ ફલિત થાય છે કે તેમના વિચારોમાં હવે પરિવર્તન આવ્યું હતું.

ડલેસે કૅનેડીના પ્રશ્નનો ઉત્તર આપ્યો : 'સામ્યવાદીઓનો આંતરિક બળવો દબાવી દેવા માટે કેટલાક દેશોને લશ્કરી સહાય આપવી જરૂરી છે.'

કૅનેડીએ ફરીથી કહ્યું : 'શ્રી મંત્રીજી, મારે જે મુદ્દો રજૂ કરવાનો છે તે આ છે કે પછાત દેશોના જે આંતરિક પ્રશ્નો છે, વસતીના વધારાની જે સમસ્યા છે અને સોવિયેટ યુનિયન જે પ્રયાસ કરી રહ્યું છે તે જોતાં આ ખરડામાં જે આર્થિક સહાય આપવાનું વિચારાયું છે તે

અપૂરતી છે.' એ પછી તેમણે આયાત-નિકાસ બૅંકના દર, દુર્લભ અને સુષમ ચલણવાળી લોન, જર્મનીએ મેળવેલી સિદ્ધિઓની તપસીલ, ભારતનો પ્રશ્ન વગેરે અંગે અભ્યાસપૂર્ણ પ્રવચન કર્યું. અંતે બંને જણા એ વાત પર સંમત થયા કે પોલૅંડ જેવા રશિયાના આશ્રિત દેશોને પણ આર્થિક સહાય મળી શકે એ રીતે આ ખરડામાં સુધારો કરવાની જરૂર છે.

ડલેસની વિદેશનીતિની નબળી કડીઓ પર આક્રમણ કરી કૅનેડીએ સંતોષ ના માન્યો. ૧૯૫૭ના જુલાઈ માસમાં એલ્જીરિયાના પ્રશ્ન પર પ્રવચન કરી આખા દેશનું ધ્યાન તેમણે પોતા તરફ દોર્યું હતું. જેમ આ અગાઉ ઇન્ડો-ચીનના પ્રશ્ન પર તેમણે ફ્રેન્ચ સરકારની નીતિની ઝાટકણી કાઢી હતી, તેમ આ વખતે સેનેટમાં ફ્રાન્સ એલ્જીરિયાનિવાસીઓને જરૂરી છૂટછાટો આપવા જલ્દી રીતે ના પાડતું હતું તે સંબંધી એક લાંબું અને આક્ષેપાત્મક પ્રવચન કર્યું. આ પ્રવચન તેમણે ખૂબ કાળજીપૂર્વક તૈયાર કર્યું હતું અને તેની નકલો અગાઉથી સેનેટના સભ્યો, અખબારો અને દેશમાં જેમના અભિપ્રાયોનું વજન પડે એવી વ્યક્તિઓ પર મોકલાવી આપી હતી.

એલ્જીરિયાની પરિસ્થિતિનું જે પૃથક્કરણ કૅનેડીએ આ પ્રવચનમાં કર્યું હતું તેમાં કશું નવું નહોતું પરંતુ પ્રવચનને અંતે એમણે જે પ્રસ્તાવ રજૂ કર્યો એ એક ધડાકા સમાન હતો. તેમણે કહ્યું કે, 'ફ્રાન્સને વારંવાર વિનંતિઓ કરીને આપણે કંટાળી ગયા છીએ. હવે તો પ્રમુખે નૉર્થ ઍટલાન્ટિક ટ્રીટી ઑર્ગેનાઈઝેશન દ્વારા અથવા તો ટ્યુનિસીયાના વડા પ્રધાન કે મોરક્કોના સુલતાનની ખુશનસીબ દરમિયાનગીરી દ્વારા પરિસ્થિતિનો ઉકેલ લાવવા પ્રયત્ન કરવો જોઈએ. આ ઉકેલથી, વળી, એલ્જીરિયાના સ્વતંત્ર અસ્તિત્વનો પણ સ્વીકાર થશે. આ પ્રયત્નમાં જો પ્રમુખને નિષ્ફળતા મળે તો યુનાઈટેડ સ્ટેટ્સે એલ્જીરિયાને સીધું સ્વાતંત્ર્ય મળે એવા પ્રયાસોને ટેકો આપવો જોઈએ.' ન્યુયૉર્કના 'ટાઈમ્સે' કૅનેડીનું આ ભાષણ પહેલા પાને ચમકાવ્યું. ...ના સંવાદદાતાએ લખ્યું કે : 'કૅનેડીનું પ્રવચન એલ્જીરિયા સંબંધી

પશ્ચિમનાં રાષ્ટ્રોની જે નીતિ હતી તે વિશાળ ફલક પરથી સમજાવતું હતું અને એ નીતિની આકરી પણ સ્પષ્ટ ટીકા કરતું હતું.'

આંતરરાષ્ટ્રીય રાજકારણમાં કરેલા આ સાહસ પછી કૅનેડીએ અભ્યાસપૂર્ણ એવા ત્રિમાસિક 'ફૉરેન અફેર્સ'માં એક લેખ પ્રસિદ્ધિ અર્થે મોકલાવ્યો. આ લેખમાં તેમણે એલ્જીરિયાના પ્રશ્નની દરેક દૃષ્ટિએ છણાવટ કરી હતી અને અમેરિકાએ કેવું વલણ અપનાવવું જોઈએ તે સમજાવ્યું હતું. લેખનું શીર્ષક હતું : 'ડેમોક્રેટીક પક્ષના એક સભ્યની દૃષ્ટિએ અમેરિકાની વિદેશનીતિ.' વિદેશનીતિની વિશિષ્ટ સમસ્યાઓ પરત્વે કૅનેડીનું જે દૃષ્ટિબિંદુ હતું તે આ લેખ દ્વારા બહુ સ્પષ્ટ થતું હતું. ડલેસે અમેરિકાની વિદેશનીતિનો બચાવ કર્યો પછી તરત જ આ લેખ પ્રસિદ્ધ થયો એ પણ યોગ્ય જ થયું.

એ લેખમાં કૅનેડીએ જણાવ્યું : 'આપણી વર્તમાન વિદેશનીતિની બે મુખ્ય નબળી કડીઓ વિરોધપક્ષના એક નિરીક્ષકને બહુ સ્પષ્ટ રીતે દેખાય છે : એક તો રાષ્ટ્રવાદનાં પરિબળો દુનિયાના ભૌગોલિક નકશામાં — ખાસ કરીને ઉત્તર આફ્રિકા, અગ્નિ યુરોપ અને મધ્ય-પૂર્વમાં — જે પરિવર્તનો કરી રહ્યાં છે તે પરિવર્તનોનો ક્યાસ કાઢવામાં આ નીતિ નિષ્ફળ ગઈ છે; અને બીજું, આપણા નેતાઓમાં ચોક્કસ નિર્ણયશક્તિ અને ઊંડી પ્રતીતિનો અભાવ વર્તાય છે. જનતા અને કૉંગ્રેસને સ્પષ્ટ માહિતી આપતાં આ નેતાઓ ખમચાય છે અને સમસ્યાનો ઉકેલ દર્શાવવાને બદલે સૂત્રો આપી સંતોષ માને છે. કેટલીક વાર તો આ નેતાઓ પોતાના વિચારદૌર્બલ્યમાં અભિમાન લે છે.

'આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આજે બે દિશામાં ખેંચતાણ થઈ રહી છે : જે નવાં રાષ્ટ્રો 'અસ્તિત્વમાં આવ્યાં છે તે રાષ્ટ્રો તેમના રાજકીય અસ્તિત્વનો સ્વીકાર થાય તે માટે તનતોડ પ્રયાસ કરી રહ્યાં છે; બીજી બાજુ, દુનિયાનાં જે જૂનાં રાષ્ટ્રો છે તે વચ્ચે એકતા સ્થપાય એ માટે પ્રયત્ન થઈ રહ્યો છે. એક બાજુ યુરોપમાં સહિયારા બજાર અને વધુ રાજકીય એકતા સ્થાપવાના પ્રયાસો થઈ રહ્યા છે ત્યારે બીજી

બાજુ યુરોપનું ભૂતપૂર્વ સામ્રાજ્ય આફ્રિકા નવજાત રાષ્ટ્રોમાં વહેંચાઈ જવા લાગ્યું છે. દુનિયાનું રાજકારણ આજે બે પ્રવાહોમાં વહી રહ્યું છે : એક પ્રવાહ સાર્વભૌમત્વાભિસારી છે, બીજો પ્રવાહ સાર્વભૌમત્વાપસારી છે.'

કૅનેડીએ આગળ લખતાં જણાવ્યું : 'દુનિયાના તટસ્થ દેશોમાં રાષ્ટ્રીય આત્મનિર્ણયની જે ભાવના પ્રવર્તે છે તેને તેમ જ આધુનિક રાષ્ટ્રોમાં ટેકનોલૉજીકલ અને આર્થિક પરાધીનતામાંથી જે સ્વાભાવિક એકતા જન્મે છે તેને વધુ એકતા તરફ ખેંચી જનારાં પરિબળોને અનુરોધ કરી બંને વચ્ચે એક પ્રકારની વાસ્તવિક સમતુલા પેદા કરવી એ આજના યુગનું મુખ્ય કાર્ય છે. રાજકારણનાં પરિબળોને અમુક ચોક્કસ દિશામાં વાળવાં એ ખરેખર એક કઠિન કાર્ય છે. રાજકીય સ્વતંત્રતાના એક ચોક્કસ માર્ગમાં દુનિયાના જુદ જુદા ભાગોમાં ભિન્ન ભિન્ન વ્યૂહરચનાઓ ગોઠવાઈ રહી હોવાને કારણે અવરોધો ઊભા થઈ રહ્યા છે. લોકશાહીતંત્રવાળી સ્વાયત્ત સરકારો અને રાષ્ટ્રવાદની ભાવનાથી પર જઈ જુદાં જુદાં રાષ્ટ્રોએ કરેલાં જોડાણોમાં બે હકીકતોનું અસ્તિત્વ એ તેની પૂર્વશરતો જેવું છે — એક તો તંત્ર ચલાવવાની શક્તિ અને અમુક હિતોનું સંયોગીકરણ આ સંયોગીકરણ કેવળ લશ્કરી આક્રમણના ભય કે આદર્શવાદી ભાવનાના જોરે અસ્તિત્વમાં નથી આવતું. અમેરિકનોએ હમેશાં સ્વયંસ્વીકૃત નૈતિક સિદ્ધાન્તોમાં શ્રદ્ધા દાખવી છે અને સ્વયંસ્ફુરિત ઊંડેલો અને ચોક્કસ ધોરણોની ખ્વાહેશ રાખી છે. પરંતુ તેમણે હવે સમજવું કે આંતરરાષ્ટ્રીય રાજકારણની ધણીખરી સમસ્યાઓ આવી અવાસ્તવિક આશાઓને ઉત્તેજન નથી આપતી. યુદ્ધ અને શાંતિ, મિત્ર અને દુશ્મન, જય અને પરાજય વિશે જે જૂના ખ્યાલો આપણા મનમાં છે તેમાં નવી વાસ્તવિકતાના સંદર્ભમાં પરિવર્તન થવું અત્યંત જરૂરી છે'

તેમના આ લેખમાં કૅનેડીએ નીતિની જડતા સામે, બગદાદ કરાર જેવા સંરક્ષણના કાગળ – કરારો સામે, રશિયાના આશ્રિત દેશોને મુક્તિ અપાવવાનાં બેજવાબદાર વચનો સામે, જે થોડો લાભ મળે તે સ્વીકારવાની સરકારની અનિચ્છા સામે, ઍડેનોઍર કે તેમના ક્રિશ્ચન

ડેમોક્રેટ પક્ષ જેવા એક વ્યક્તિ કે પક્ષ પ્રત્યે ખૂબ કડક વલણ અખત્ય કરવા સામે, દરેક સમસ્યાનો આખરી ઉકેલ આણવાની અમેરિકનોન વૃત્તિ સામે, તેમ જ દેશમાં ઝડપથી ઉદ્યોગીકરણ સ્થાપવા મથતાં અ તે માટે અર્થતંત્રના આધુનીકરણ અને પુનઃવહેંચણીની સમસ્યાના ઉ અર્થે સામ્યવાદે સૂચવેલા શિસ્તબદ્ધ આક્રમણના માર્ગને અપનાવત રાષ્ટ્રોને જરાય નહિ સ્પર્શતા એવા પુરાણા ઉદારમતવાદનાં નિદાને સામે ચેતવણીનો સૂર ઉચ્ચાર્યો. બંને પક્ષને ખુશ રાખવા મથત વિદેશનીતિનો ઉપયોગ વિરોધને રૂંધવા માટે કરવાની વૃત્તિની પ્રમુખ તરફથી મળી શકે એવી દોરવણીના અભાવની અને પરસ્પર વિરોધ કહી શકાય એવા અભિપ્રાયોનું સંમિશ્રણ જે યંત્રમાં કામ કરે છે પણ પાછળથી જેની અસર મધ્યસ્થ સરકારની નીતિ ઘડનારાં મંડળે પર પડે છે અને તેમને માત્ર તડજોડ કરનારાં મંડળો ગણી લેવામ આવે છે એ વૃત્તિની સખત ઝાટકણી કાઢી.

આ પરિસ્થિતિમાંથી ઊગરવા કેનેડી શાં ઉપાય સૂચવતા હતા ટીકા કરવાના આવેશમાં આવી જઈ કેનેડીએ આ લેખમાં કોઈ વ્યાપ કાર્યક્રમ કે ઉકેલો ન સૂચવ્યા, પણ વચ્ચે વચ્ચે તેમણે કેટલાક ચોક્કસ માર્ગો સૂચવ્યા હતા. દા.ત. તેમણે દર્શાવ્યું હતું કે સામ્યવાદી આશ્રિત દેશોને સહાય થઈ શકે એ માટે 'બૅટલ ઍક્ટ' અને બીજા કાયદાઓમ ઘટતા સુધારા કરવા; યુવાન નેતાઓ અને જર્મન સોશ્યલિસ્ટો જેવા વિરોધપક્ષો સાથે વધુ સંપર્કમાં રહેવું; આર્થિક બાબતોમાં ફ્રાન્સ પરન પરાવલંબનનો સ્વીકાર કરી એ માળખામાં એલ્જીરિયાની સ્વતંત્રતા માટેની ઝુંબેશને ઉત્તેજન આપવું; અનેક ભાષા બોલતા પ્રદેશના વિકાસ માટેના ફંડ, જોર્ડન નદી યોજના, અમેરિકાના અનાજના ઉત્પાદનના વધારાના જથ્થા માટે એક સહિયારો કાર્યક્રમ, અને આરબ નિર્વાસિતો માટેની યોજનાને આવરી લેતી એક વિશાળ પાયાની અને વધુ સંગીન યોજના ઘડવી; આર્થિક સહાય માટે વધુ સારી અને લાંબા ગાળાની યોજનાઓ તૈયાર કરવી; દેશમાંથી સારામાં સારા માણસો એલચી તરીકે પરદેશ જવા તૈયાર થાય એ માટે તેમને મળતાં ભથ્થાંમાં વધારો

કરવો; દેશની નેતાગીરી અને છેક ટોચ પરથી નીતિનું સ્પષ્ટ ઉચ્ચારણ થાય એ માટે આગ્રહ રાખવો.

લેખમા જે નક્કર યોજનાઓ રજૂ કરવામા આવી હતી તેની સરખામણીમાં તેનો ટીકાનો ભાગ જરા વધારે કડક હતો. તેમાં વિસંગતતાઓ પણ ઘણી હતી. ખાસ કરીને મધ્યપૂર્વના દેશો સંબંધીની નીતિમાં વારંવાર થતા ફેરફારોને કારણે કૅનેડીએ ડલેસની બરાબરની ખબર લઈ નાખી હતી, પણ એ નીતિમા પરિસ્થિતિને અનુકૂળ થવા માટે ફેરફાર ન કરવા પડે અને એ તત્કાળ અમલમાં મૂકી શકાય એવો વિકલ્પનો કોઈ માર્ગ કૅનેડીએ પોતાના લેખમા સૂચવ્યો નહોતો. તેમ છતાં એક દષ્ટિએ આ લેખ કૅનેડીની એક અપૂર્વ સિદ્ધિ હતી. એ લેખમાં લેખકે એક ચોક્કસ વલણ અપનાવ્યુ હતું. માહિતીથી એ સભર હતો, એમા એક ચોક્કસ દષ્ટિ હતી અને બહુ સ્પષ્ટ હતો કૅનેડીએ કહ્યુ કે જેમના હાથમા અમેરિકાની નીતિ ઘડવાનું કામ છે તેમણે ડૉન ક્વીઝટનો અવાસ્તવિક સિદ્ધાન્તવાદ અને હૅમ્લેટના જેવી શંકા અને અનિશ્ચિતતા બંને ત્યજવા જોઈએ લેખ પરથી એટલું સ્પષ્ટ ફલિત થતુ હતુ કે કૅનેડીને પોતાને જો આવો પ્રસંગ પ્રાપ્ત થાય તો એ ડૉન ક્વીઝટને પણ ના અનુસરે અને હૅમ્લેટને પણ ના અનુસરે

વળી, ૧૯૫૭ અને તે પછીનાં બે વર્ષ દરમિયાન કૅનેડીએ અમેરિકાની વિદેશનીતિ સબંધી જે વલણ અપનાવ્યું તેના સૂચનો આવા લેખોમાથી મળી આવતાં હતા પોલૅન્ડની એક ઊડતી મુલાકાત લઈ આવ્યા બાદ એ દેશને શાન્તિભર્યા માર્ગે મોસ્કોની અસરમાથી મુક્તિ અપાવવા તેમ જ તેની સાથે ફરીથી સબંધો સ્થાપવાની અગત્ય વિશે કેટલાક મહત્ત્વના ભાષણો કર્યા અને સેનેટમાં 'બેટલ એક્ટ'માં જરૂરી સુધારાઓ કરાવવા માટે જોરદાર અને સફળ જેહાદ ઉપાડી જેથી અમેરિકા પોલૅન્ડને સહાય કરી શકે કૅનેડીના એક રિપબ્લીકન સેનેટર અને ભારતના ભૂતપૂર્વ અમેરિકન એલચી જોન શૅરમન કુપરના સહકારથી તેમણે સેનેટમા એક ઠરાવ કરાવ્યો, જેની રૂઈએ અમેરિકા

ભારતને તેનું અર્થતંત્ર સ્થિર કરવાના પ્રયાસોમાં સહાય કરી શકે. ૧૯૫૯ દરમિયાન ભારતને લાંબા ગાળાની અને વધુ સંગીન આર્થિક સહાય અમેરિકા તરફથી મળી. સેનેટમાં રહી કૅનેડીએ અમેરિકાની વિદેશનીતિમાં જે કેટલાક મહત્ત્વના ફેરફારો કરાવ્યા હતા તેમાં આ ફેરફાર અતિ મહત્ત્વનો હતો. ભારત અને દક્ષિણ એશિયાનાં બીજાં રાજ્યોને પશ્ચિમના દેશો તરફથી જે સહાય મળતી હતી તે અંગેના પ્રયાસોને સંકલિત કરવા કૅનેડીએ એક આંતરરાષ્ટ્રીય પ્રતિનિધિમંડળ સ્થાપવાની હિમાયત કરી અને સેનેટમાં એક ખરડો રજૂ કર્યો તેની રૂઈએ અમેરિકા દક્ષિણ એશિયાના દેશોને આર્થિક સહાય કરી શકે. હમ્ફ્રી અને ફુલબ્રાઈટની સાથે તેમણે સેનેટમાં એક પંચવાર્ષિક વિકાસ-સહાય કાર્યક્રમ રજૂ કર્યો. તેમાં અન્ય સભ્યોએ થોડા સુધારાવધારા સૂચવ્યા અને આખરે પરસ્પર સંરક્ષણ કાયદા તરીકે પસાર થયો. વળી, તાજેતરમાં સેનેટની વિદેશસંપર્ક સમિતિની આફ્રિકા માટેની ઉપસમિતિના અધ્યક્ષ તરીકે એ તોફાની ખંડની કેટલીક તીવ્ર સમસ્યાઓ પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું હતું.

કૅનેડીએ આર્થિક સહાયના પ્રશ્નોમાં વધુ રસ લેવા માંડયો એ સાચું, પણ તેને કારણે દેશના વિશાળ પાયા પરનાં અને તેને આધુનિક શસ્ત્રોથી સુસજ્જ કરે એવા સંરક્ષણની યોજના અંગેનાં તેમનાં મંતવ્યોમાં કોઈ ફેરફાર ન થયો. ૧૯૫૮માં સેનેટમાં કરેલા એક પ્રવચનમાં તેમણે ચેતવણી આપતાં જણાવ્યું હતું કે, 'મિસાઈલ્સના ક્ષેત્રમાં કરેલી અપૂર્વ પ્રગતિને કારણે રશિયા અમેરિકા કરતાં વધુ શક્તિશાળી બન્યું છે' તેમણે એવી આગાહી કરી કે ૧૯૬૦ સુધી રશિયા આ ક્ષેત્રમાં જે પ્રગતિ કરશે અને અમેરિકા જે પ્રગતિ કરશે એ બેની વચ્ચે મોટું અંતર હશે અને તેનું પરિણામ અમેરિકા માટે ઘણું ખતરનાક આવશે.' સોવિયેટ રશિયા આનો લાભ લેવાનું ચૂકશે નહિ અને અમેરિકા એ અંતર ઘટાડી શકે એ દરમિયાનના ગાળામાં રશિયા દુનિયા પર પોતાનું વર્ચસ્વ જમાવવા ટૂંકો માર્ગ અખત્યાર કરશે. પ્રતિઆક્રમણ કરવાની આપણી શક્તિ જેટલી નિશ્ચંક હોય અને તેમની

સંરક્ષણની તૈયારી ગમે તેટલી મહાન હોવા છતાં તેમના દેશનો થોડો ભાગ નાશ પામશે એ એક અનિવાર્ય હકીકત છે. અલબત્ત, દુનિયા આ આક્રમણ નહિ સહી લે. પણ એડોલ્ફ હિટલરના અવિચારી નિર્ણયોના ઇતિહાસમાંથી આપણે એટલો બોધપાઠ તો ગ્રહણ કરેલો હોવો જ જોઈએ કે એક આપખુદ સત્તાવાળા રાજ્યમાં તેના નેતાઓ આવા વિચારોથી પ્રેરાઈ ગમે તેવા નિર્ણયો લેતાં ખચકાતા નથી — ખાસ કરીને બીજો કંઈ માર્ગ ના મળે, ગભરાટ ફેલાયો હોય, બુદ્ધિ કામ કરવાની ના પાડતી હોય, ગણતરીઓ ખોટી પડી હોય તેવી પરિસ્થિતિમાં તે કોઈ પણ માર્ગ લેતાં અટકતા નથી....

તેમણે વધુમાં જણાવ્યું કે, 'આ અંતરનાં વર્ષો દરમિયાન આપણી લશ્કરી અને વિદેશનીતિના પ્રત્યેક મૂળભૂત અનુમાન અંગે દરેક અમેરિકન નાગરિકના મનમાં શંકા જાગશે.' પોતાના પ્રવચનમાં કૅનેડીએ એક પછી એક આ અનુમાનો અંગે ચર્ચા કરી. જુદાં જુદાં રાજ્યો વચ્ચે શાંતિભર્યા સબંધો એ એક સ્વાભાવિક વસ્તુ છે અને દુશ્મનની બિનશરતી શરણાગતિ માટે દરેક લશ્કરી ધર્ષણમાં ભાગ લેવો એ અમેરિકાનો ફરજ છે એ વૃત્તિની તેમણે ટીકા કરી. અંતમાં તેમણે અમેરિકાની સરકારની રાષ્ટ્રીય સંરક્ષણ કરતાં નાણાંકીય સલામતી ઉપર વધુ ભાર મૂકવાની વૃત્તિ પર સખત પ્રહારો કર્યા.

'૧૯૩૬માં સ્ટાન્લી બૉલ્ડવીને "તીડોને ખાઈ જનારા સમય" તરીકે જે સમયને ઓળખાવ્યો હતો તેવા સમયમાંથી આજે આપણે પસાર થઈ રહ્યા છે.'

## ૧૨

# જ્વલંત વિજય

**૧૯૫૮ની** સાલ સુધીમાં કેનેડી એક સ્થાનિક નેતા મટી સમગ્ર દેશના એક નેતા બન્યા હતા. દર અઠવાડિયે તેમને સૌથી વધુ નિમંત્રણો બોલવા માટે મળવા લાગ્યાં. કેટલાંક નિમંત્રણો તેમને મિત્રો દ્વારા મળતાં, કેટલાંક કુટુમ્બીજનો દ્વારા મળતાં અને થોડાંક બોસ્ટનનાં કેથલિકો તરફથી પણ મળતાં. આમાંથી પોતાને રાજકીય દૃષ્ટિએ જે લાભકારક નીવડે એવાં હોય તે નિમંત્રણો કેનેડી સ્વીકારતા. મધ્યપૂર્વની-સમસ્યાઓ વિશે તેમણે ખ્રિસ્તી અને યહૂદીઓની રાષ્ટ્રીય પરિષદ સમક્ષ પ્રવચન કર્યું; રશિયાના આશ્રિત દેશો સાથે વધુ નજીકનો સંપર્ક રાખવાની જરૂરિયાત વિશે વિદેશી અખબારનવીસોના એક મંડળ સમક્ષ વાર્તાલાપ આપ્યો; અમેરિકાની યહૂદી સમિતિ સમક્ષ સ્વતંત્રતા સંબંધી થોડું બોલ્યા: અને હુવર હેવાલ માટે હર્બર્ટ હુવરનું બહુમાન કરવા નાગરિકોની સમિતિ તરફથી યોજાયેલ એક સમારંભમાં હુવરને પોતાની અંજલિ આપી. બાલ્ટીમોરની ધ સોસાએટી ઑફ ધ ફ્રેન્ડલી સન્સ ઑફ સેન્ટ પેટ્રિક સમક્ષ તેમણે ભાષણ આપ્યું; કોલોરાડો સ્પ્રિન્ગ્સમાં ધ અમેરિકન ગેસ્ટ્રો — એન્ટરોલોજીકલ એસોસિયેશનમાં ભાષણ આપ્યું; હૉટ સ્પ્રિન્ગ્સમાં આરકેન્સાસ વકીલમંડળને સંબોધ્યું; અને કેન્સાસ, નેવેડા, મિસીસીપી અને મેસેચ્યુસેટ્સમાં ડેમોક્રેટીક પક્ષ તરફથી યોજાયેલ સમારંભોમાં પ્રવચનો કર્યાં. ૧૯૫૭ દરમિયાન કેનેડીએ આખા દેશમાં મળીને કુલ્લે દોઢસો જેટલાં પ્રવચનો કર્યાં. તે પછીના વર્ષ દરમિયાન તેમણે ૨૦૦થી પણ વધુ વ્યાખ્યાનો આપ્યાં.

કેનેડીના સેનેટના હોદ્દાની મુદત ૧૯૫૮ના અંતમાં પૂરી થતી હતી. પાનખરમાં ચૂંટણી માટેનો પ્રચાર જોરદાર બનવા લાગ્યો પણ મેસેચ્યુસેટ્સમાં હવે કેનેડીનો પરાજય થાય એ માનવા માટે કોઈ જાણકાર

ડેમોક્રેટ કે રિપબ્લીકન પક્ષનો સભ્ય પણ તૈયાર નહોતો રિપબ્લીકન પક્ષમાં થોડી પણ પ્રતિષ્ઠા ધરાવતો કોઈ સભ્ય આ ચૂંટણીમાં બોકડા તરીકે વધેરાવા તૈયાર નહોતો. ડેમોક્રેટીક પક્ષની એકંદર નીતિ યુવાન ઉમેદવારોને ટિકિટ આપવાની હતી, જ્યારે રિપબ્લીકન પક્ષે નાછૂટકે યુવાન ઉમેદવારોની ટિકિટ આપવા માટે ખોજ કરવા માંડી.

વિરોધ પક્ષ માટે વધુ નિરાશાજનક ચિહ્ન તો એ હતું કે તેમના જ પક્ષના કેટલાક સભ્યો કૅનેડીની પાંખમાં ભરાયા હતા. રિપબ્લીકન પક્ષના નાના મોટા સહુ કોઈ સભ્યો ખુલ્લેખુલ્લી રીતે કહેતા હતા કે અમે તો કૅનેડીને મત આપવાના છીએ. સેનેટમાં કૅનેડીએ રિપબ્લીક પક્ષના ઠરાવો વિરુદ્ધ ઘણી વાર મત આપ્યા હતા, છતાં આ પક્ષના સભ્યો કૅનેડી માત્ર ડેમોક્રેટ કે ઉદારમતવાદી છે એ માનવાને તૈયાર નહોતા. ન જાને પણ બધાને એમ જ લાગતું હતુ કે કૅનેડી પક્ષાપક્ષીના વાડાથી પર છે કૅનેડી પાસે જે પૈસો હતો, તેમનું જે શિક્ષણ હતું, પાન્તિાષિક મેળવી શકે એવુ પુસ્તક લખવાનુ જે સામર્થ્ય હતું – આ બધુ જોતાં આ ફૂટડો યુવાન રાજકારણમાં પડેલો એક નેતા છે એમ મનને મનાવવું જ મુશ્કેલ હતું.

અલબત્ત, રાજકારણ તો કૅનેડીની નગેનસમાં વહેતું હતું, પણ પોતાના મતદારોમા તેમણે એવી ભાવના ફેલાવી હતી કે તેમના મતાળ ભાયઓ, ફરકસર મારેનો તેમનો આગ્રહ અને બોસ્ટનના મતદાર મંડળથી જુદા પડવાની તેમની વૃતિને કારણે તેઓ કોઈ જુદી જ પ્રકૃતિના માણસો છે. સૌથી વધુ નોંધપાત્ર હકીકત તો એ હતી કે તેમને મત આપવાનો નિશ્ચય કરનાર રૂઢિચુસ્ત વેપારીઓની સંખ્યા કંઈ નાની-સૂની નહોતી. આ લોકો તેમના તરફના કોઈ લાગણીવેડાથી પ્રેરાઈને કે તેમના મતની તપસીલ વિગીની ગેરસમજથી પ્રેરાઈને તેમને મત નહોતા આપવાના, પણ તેમને માટે કૅનેડીએ જે સંગીન કાર્ય કર્યું હતું તેને કારણે તેમને મત આપવાના હતા. ૧૯૫૮માં મેસેચ્યુસેટ્સનાં મતદારમંડળોમાં કોંગ્રેસની એક બેઠક માટે પોતાને માટે ચૂંટણી-પ્રચાર કરી રહેલા ડેમોક્રેટીક પક્ષના એક ઉમેદવારને એ જોઈ ભારે

આશ્ચર્ય થયું હતું કે તેને કેટલાક એવા વેપારીઓ મળ્યા જે કેનેડીને ઐત્રણ પ્રસંગે નિકાસ કર અંગે, કે અન્ય કર અંગે, કે મજૂરો કે તેમના નિયંત્રણના પ્રશ્ન અંગે મળ્યા હતા. સેનેટર સોલ્ટનસ્ટોલ જરા વધારે કામગરા માણસ હતા અને રિપબ્લીક પક્ષનો તેમનો પ્રતિનિધિ તો કયારેય મળતો જ નહોતો. આ સંજોગોમાં તેઓ આ યુવાન સેનેટરને નિરાંતે મળી શકતા.

કેનેડી રિપબ્લીક પક્ષની કેટલીક વગદાર વ્યકિતઓને મળવા હમેશાં ઉત્સુક રહેતા, કારણ કે એ જાણતા હતા કે કેન્દ્ર સરકાર સાથેના તેમના પ્રશ્નોમા એ રસ લેશે તો એ લોકો સેનેટમાં કેનેડીએ ડેમોક્રેટીક પક્ષની તરફેણમાં મત આપ્યો હતો એ હકીકત ભૂલી જવા સદા તૈયાર રહેશે. દા. ત. બોસ્ટનના અતિ ચુસ્ત ગણાતા રિપબ્લીક પક્ષના મુખપત્ર 'હેરોલ્ડ'ના અતિચુસ્ત રિપબ્લીકન તંત્રી રોબર્ટ ચોટ વર્ષોથી બોસ્ટનવિસ્તાર માટે ટેલિવિઝનની લાઈન મેળવવા પ્રયાસ કરતા હતા, પણ દરેક વખતે માર્ગમાં કંઈક વિઘ્ન આવી ઊભું રહેતું બોસ્ટનના પ્રતિસ્પર્ધી અખબાર 'ગ્લોબ' અને બોસ્ટનની અન્ય વ્યક્તિઓએ ચોટની આ માગણીનો વિરોધ કર્યો હતો. વિરોધનો મુખ્ય સૂર એ હતો કે ટેલિવિઝન જેવાં જનસંપર્કનાં સાધનોની વ્યવસ્થા એક વ્યકિતના હાથમાં કેન્દ્રિત ન થતાં જુદી જુદી વ્યકિતઓમાં વહેંચાઈ જવી જોઈએ. ચોટે કાયદામાં એક સુધારો સૂચવ્યો. આ સૂચિત સુધારાનો આશય મધ્યસ્થ સરકારની સંદેશાવ્યવહારની સમિતિ જનસંપર્કનાં અન્ય સાધનોની માલિકી ધરાવતી વ્યકિતઓને — એટલે કે અખબારના માલિકોને — ટેલિવિઝન માટે પરવાના આપવાની આનાકાની કરતી હતી તે તેમ કરતાં અટકે એ હતો. કેનેડીએ સેનેટની આંતરરાજ્ય અને વિદેશવ્યાપાર સમિતિ સમક્ષ એક ખતપત્ર રજૂ કર્યું. આ ખતપત્રમાં તેમણે ટેલિવિઝન માટે અપાતા પરવાનામાં જે ભેદભાવભરી નીતિ અપનાવવામાં આવી હતી તેનો વિરોધ કર્યો અને પોતાના ખતપત્રમાં ચોટે સૂચવેલા સુધારાનો પણ સમાવેશ કર્યો. આ ખતપત્ર રજૂ કરતી વેળાએ અને પાછળથી થયેલા ખાનગી પત્રવ્યવહારમાં કનેડીએ ભારપૂર્વક જણાવ્યું કે હું ચોટના

સૂચિત સુધારાને બહાલી આપુ છું એવું નથી પરંતુ ચોટને તેમણે ઘણી મદદ કરેલી એ તો નિર્વિવાદ છે

નાગરિક વિમાનવ્યવહાર મંડળ તરફથી જે હવાઈ માર્ગો જુદી જુદી એરલાઈન્સ કંપની માટે નક્કી કરી આપવામા આવતા હતા તે સંબંધી ઝઘડા પડતા કૅનેડીએ તેમાં મધ્યસ્થી કરી હતી તેમણે અને ન્યુ ઇંગ્લૅંડના બીજા પાચ સેનેટરોએ ૧૯૫૬ના જુલાઈમા આ મંડળને એક પત્ર લખ્યો અને ન્યુ ઇંગ્લૅંડની એક નવી કંપની નોર્થઈસ્ટ એરલાઈન્સ માટે ફ્લોરિડા માર્ગની ભલામણ કરી મંડળના અધ્યક્ષ પર લખેલા એક જુદા પત્રમા કૅનેડીએ જણાવ્યુ હતુ કે આ માર્ગ માટે પાન અમેરિકન કંપનીનો જે દાવો છે તે કરતા નોર્થઈસ્ટ એરલાઈન્સના દાવો વધુ સબળ છે એમ હું માનુ છુ.

કૅનેડીએ પોતાને માટે એવી પ્રતિષ્ઠા જમાવી હતી કે જ્યારે જ્યારે મૅસેચ્યુસેટ્સ માટે કોઈ પ્રશ્ન જાગે તો તેમા એ ઝંપલાવે જ. અને આમા કંઈ આશ્ચર્ય પામવા જેવુ નહોતુ નાની નાની માગણી કરતા હજારો લોકોના વતી તેમના કાર્યાલયે સખત કામ કર્યું હતુ પોતાના મતદારોને આવી રીતે મદદ કરવી એ, અલબત્ત, કૉંગ્રેસમાં હોદ્દો ધરાવતી વ્યક્તિઓ માટે સ્વાભાવિક ગણાય છે. છતા કૅનેડી સંબંધી નોંધપાત્ર હકીકત એ હતી કે અન્ય સેનેટરોની સરખામણીમાં તેમની પાસે આવુ કામ ઘણું રહેતું. કેપીટોલ હિલ પર આવા લાગવગના કામને ' ફરિયાદોનો ભાર ' કહેવામાં આવે છે સ્થાનિક અને રાજ્ય સરકારના આગીધૂનીવાળા તંત્રથી નિરાશ બની મૅસેચ્યુસેટ્સના લોકો કૅનેડીને માત્ર કેન્દ્ર સરકારના પ્રશ્નો સંબંધી જ નહિ પણ રસ્તાનુ બાંધકામ, શાળાની મુશ્કેલી, દારૂ વેચવાના પરવાના, રહેઠાણ જેવા સ્થાનિક પ્રશ્નો સંબંધી પણ પત્રો લખતા વૉશિંગ્ટનમાનુ કૅનેડીનુ કાર્યાલય મૅસેચ્યુસેટ્સના કૅનેડીના કોઈ કાર્યકરને એ પ્રશ્નનો નિકાલ લાવવા સૂચના આપતુ લોકો તરફથી મળતા કામોનો ઝડપી નિકાલ લાવવામા જે દક્ષતા બતાવવામા આવી તે જોઈ કૅનેડીના દાદા પૅટ કૅનેડી જરૂર ખુશ થયા હોત પણ કૅનેડી અને તેમના દાદા વચ્ચે જે

તફાવત હતો તે આટલો હતો : પેટ કેનેડીના જમાનામાં સરકારનો વહીવટ ડેમોક્રેટીક પક્ષના હાથમાં હોવાને કારણે એ ઘણાને નોકરીઓ અપાવી શકતા; કેનેડીના જમાનામાં આ વહીવટ રિપબ્લીક પક્ષના હાથમાં હોવાને કારણે એ કોઈને નોકરી અપાવી શકતા નહિ.

*

આ બધી પ્રવૃત્તિઓનું રાજકીય પરિણામ જે આવવાનું હતું તે જ આવ્યું. પ્રચારજંગ શરૂ થતાં અગાઉ ફરીથી થનાર ચૂંટણીમાં કેનેડીનો વિજય નિશ્ચિત જ હતો. છતાં તેમને માથે હજુ ચિંતાનો થોડો ભાર હતો આમાંની એક ચિંતા તેમના પોતાના સાથીદારોમાં વર્તાતી આત્મસંતોષી વૃત્તિ અને ઉપેક્ષા હતી. ચિંતાનો બીજો વિષય અખબારોની ગુસ્સો ઉપજાવે તેવી એક વૃત્તિ હતી. આ અખબારો એમ લખતાં હતાં કે એક રાષ્ટ્રીય નેતા તરીકે સંપાદન કરેલી પોતાની પ્રતિષ્ઠા ટકાવી રાખવા કેનેડીએ આ ચૂંટણીમાં જંગી બહુમતીથી જીતવું જોઈએ. કેનેડીને માત્ર વિજય મળે એ પૂરતું નહોતું, પણ તેમણે ૨૦૦,૦૦૦ કે ૨૫૦,૦૦૦ વધુ મતથી જીતવું જોઈએ. જેમ જેમ પ્રચાર વધતો ગયો તેમ તેમ અખબારોએ આ આંકડામાં પણ વધારો કરવા માંડ્યો. છેવટે આંકડો ૩૦૦,૦૦૦ થી ૪૦૦,૦૦૦ સુધી પહોંચ્યો! પણ પ્રચારજંગ જેમ તીવ્ર બનતો ગયો તેમ કેનેડી વધુ ને વધુ શાન્ત બનતા ગયા.

પરંતુ કેનેડી માટે વિશેષ ચિંતાનો વિષય બીજો જ હતો. મેસેચ્યુસેટ્સની ચૂંટણીમાં ધ્યાન આપવાની સાથે સાથે રાષ્ટ્રીય બનાવોમાં પણ પોતાનો ફાળો કેવી રીતે આપતા રહેવું એ એમને મન એક સમસ્યા હતી. પોતાના પ્રતિસ્પર્ધી ઉમેદવારને એ જંગી બહુમતીથી હરાવે તો તેમની પ્રતિષ્ઠા અનેકગણી વધી જાય એ સાચું હતું. મુશ્કેલી એ હતી કે ડેમોક્રેટીક પક્ષના ઘણા ઉમેદવારો પોતપોતાનાં મતદારમંડળોમાં પ્રચારકાર્યમાં સહાય કરવા કેનેડીને બોલાવતા હતા. મત મેળવવા માટે કેનેડીનું નામ એક જાદુઈ મંત્ર જેવુ ગણાતુ. કેનેડી આ આમંત્રણોનું મૂલ્ય જરાય ઓછું નહોતા આંકતા, કારણ કે આ

આમંત્રણનો સ્વીકાર કરતાં જુદા જુદા રાજ્યના પક્ષના નેતાઓ સાથે સીધા સંપર્કમાં આવાય તેમ હતું જે ઉમેદવારોને એ ચૂંટણીમાં મદદ કરે એ કાયમ માટે તેમના ઋણી બને આમાંના કેટલાક ભવિષ્યમાં સેનેટર, ગવર્નર અને પ્રતિનિધિગૃહના સભ્ય બનવાના હતા અને એ રીતે પક્ષના રાષ્ટ્રીય અધિવેશનમાં પ્રતિનિધિઓ પર તેમનું વર્ચસ્વ રહે એ સ્વાભાવિક હતું

પણ પ્રશ્ન એ હતો કે પક્ષ માટે આખા દેશમાં કામ કરવાની સાથે સાથે મેસેચ્યુસેટ્સમ જંગી બહુમતીથી કેવી રીતે છતવું રાખેતા મુજબ કેનેડીએ બંને દિશામાં પ્રયત્ન કરવાનું નક્કી કર્યું

રિપબ્લીક પક્ષે ચૂંટણીમાં કેનેડી સામે એક સાવ અજાણ્યા પણ ઉમરાવકુટુમ્બના નબીરાને ઊભો રાખ્યો કેનેડીને આ પ્રતિસ્પર્ધી વિશે મનમાં જરાય ચિંતા નહોતી, પણ રિપબ્લીક પક્ષના અધિવેશનમાં મૂળ ઈટલીમાં જન્મેલા અને હાલ અમેરિકાના નાગરિક બનેલા લડાયક વૃત્તિના એક સભ્યે પક્ષના ઉમેદવારને જિતાડી આપવા જોરદાર હાકલ કરી હતી આ સભ્ય તે બીજું કોઈ નહિ પણ ૧૯૫૦માં થયેલી પ્રતિનિધિગૃહની બેઠક માટેની ચૂંટણીમાં કેનેડી સામે ઊભા રહેનાર વિન્સેન્ટ જે સેલેર્ગ્રી હતા

કનેડીએ પોતાની હંમેશની કુશળતાથી અને પહેલા કરતાં જરા વધુ ધ્યાન આપીને પ્રચારમાર્ગ શરૂ કર્યું પ્રચાર માટે એ આખા રાજ્યને ખૂંદી વળ્યા અને તેમનો રોજનો કાર્યક્રમ ભરચક રહેતો આમ છતાં આ ભરચક કાર્યક્રમમાંથી થોડીક પળો એ એકસ પિકનિક માટે કે યુનિયન કન્વેન્શન માટે ચોરતા પણ ખરા કોઈક વાર એ પ્રેક્ષકોને રિઝવવા સભાન પ્રયાસ કરતા એથોલમાં યોજાનેની એક સભામાં તેઓ એકાએક મંચ પરથી નીચે ઊતર્યા, હાઈસ્કૂલનું બેન્ડ એક કૂચગીત વગાડી રહ્યું હતું ત્યાં પહોંચ્યા, મુખ્ય શિક્ષકના હાથમાંથી દંડ ઝૂંટવી લીધો અને બાકીનું ગીત પોતે પૂરું કરાવ્યું આમ સભાનો અંત બહુ નાટ્યાત્મક રીતે આવ્યો

પોતાના ચૂંટણીપ્રચારનાં છેલ્લાં અઠવાડિયાં દરમિયાન પણ કૅનેડી અન્ય ઉમેદવારોને મદદ કરવા બીજાં રાજ્યોમાં ઊપડી જતા. ઑક્ટોબરની શરૂઆતમાં તેમણે ડેમોક્રેટીક પક્ષના ઉમેદવારો માટે ન્યુ જર્સી, પશ્ચિમ વર્જીનિયા અને મેરીલૅન્ડમાં ભાષણો કર્યાં. એક અઠવાડિયા બાદ એ હવાઈ માર્ગે દ મેઈન (આયોવાની રાજધાની) આવ્યા. આ બધી પ્રવૃત્તિ તેમને કશી જ ધમાલ વગર કરવી પડતી, કારણ કે સેલેરટી તેમનાં ભાષણોમાં એમ આક્ષેપ કરી રહ્યા હતા કે કૅનેડીને મેસેચ્યુસેટ્સના પ્રશ્નો કરતાં પોતાનું નામ પ્રમુખપદ માટે સૂચવાય એમાં વિશેષ રસ છે.

ઑક્ટોબરના અંત સુધીમાં કૅનેડીના ઉત્સાહી કાર્યકરો એવી ધારણા રાખવા લાગ્યા કે કૅનેડી ૫૦૦,૦૦૦ થી ૬૦૦,૦૦૦ મતની જંગી બહુમતીથી તેમના પ્રતિસ્પર્ધી ઉમેદવારને હરાવશે. કૅનેડી તેમના આ આશાવાદને જરા નિરુત્સાહી બનાવતા. સોરેન્સને પોતાના એક સાથીદારને લખ્યું હતું : 'ભૂતકાળનો ઇતિહાસ જોતાં જણાય છે કે ડેવરે તેમના પ્રતિસ્પર્ધી ઉમેદવાર કરતાં ૨૫૦,૦૦૦ મત વધુ મત મેળવી જે વિક્રમ સ્થાપ્યો છે તે તોડવાનું કામ સરળ નથી. તમે બધાને આ કહેશો ?' મેસેચ્યુસેટ્સ રાજ્યના ઇતિહાસમાં ૧૯૪૪માં રિપબ્લીક પક્ષના ઉમેદવાર સોલ્ટનસ્ટોલે ડેમોક્રેટીક પક્ષના એક અજાણ્યા પ્રતિસ્પર્ધી ઉમેદવારની સામે ૫૬૧,૬૬૮ વધુ મત મેળવ્યા હતા. તે પછીની ચૂંટણીઓમાં આ આંકડો કોઈએ વટાવ્યો નહોતો.

ચૂંટણીને આગલે દિવસે કૅનેડી બોસ્ટનના દરેક કારખાનામાં અને લત્તામાં ઘૂમ્યા. છેવટે થાકીને એ અને એમના સાથીદારો પોતાની મોટરમાં પાછા ફર્યા, બેઠક પર ઢગલો થઈ ને પડ્યા, અને મુખ્ય કેન્દ્ર ભણી પ્રયાણ આદર્યું. એક વૃદ્ધ સ્ત્રી રસ્તો ઓળંગવા જતી હતી એટલે મોટર ધીમા પડી.

કૅનેડીએ હુકમ છોડયો : 'મોટર બંધ રાખો!' એ પોતે મોટરની બહાર નીકળ્યા, પેલી સ્ત્રી સાથે હાથ મિલાવ્યા, તેને મત આપવા

વિનતિ કરી અને વળી પાછા મોટરમાં આવી ગોઠવાયા. બીજે દિવસે આ સ્ત્રી કૅનેડીને જ મત આપે એ તો સ્વાભાવિક હતું, પણ તેના જેવા બીજા ૧,૩૬૨,૯૨૫ જેટલા મતદારોએ કૅનેડીને મત આપ્યા. પોતાના પ્રતિસ્પર્ધી ઉમેદવાર કરતાં કૅનેડીએ ૮૭૪,૬૦૮ વધુ મત મેળવ્યા. રાજ્યકક્ષાએ એમનાથી એક પણ પક્ષના ઉમેદવારે કોઈ પણ હોદ્દા માટે હજી સુધી આટલી જંગી બહુમતીથી પ્રતિસ્પર્ધી ઉમેદવારને હરાવ્યો નહોતો; એટલું જ નહિ પણ આખા અમેરિકામાં ૧૯૫૮માં સેનેટના ઉમેદવારો માટે જે ચૂંટણીઓ થઈ તેમાં કોઈ પણ ઉમેદવારે આટલી જંગી બહુમતીથી સામા ઉમેદવારને હરાવ્યો નહોતો કે ૧૯૫૮ની ચૂંટણીમા આખા દેશમાથી કોઈ પણ ઉમેદવારને આટલા ટકા મત મળ્યા નહોતા.

અમેરિકાના રાજકારણમાં ઘણી વાર એ પ્રશ્ન કરવામાં આવે છે: પ્રમુખપદ માટે ઉમેદવારી કરવાનો નિર્ણય માણસ ક્યારે લે છે? આ અંગે એ ક્યારે સ્પષ્ટ અને અફર નિર્ણય કરે છે એ માટે સામાન્ય રીતે એવી કોઈ મહત્ત્વની પળ નથી. ઘણી વાર એના મનમાં વિચારો ઘોળાયા કરતા હોય છે. કેટલીક વાર એ વિચારને દબાવી દે છે, કેટલીક વાર એ વિચારને મનમાં ઘૂંટે છે. કોઈક વાર એનો વિચાર મોળો પડે છે; કોઈક વાર વળી પાછો એ વિચાર સબળ થાય છે. છેવટે અમુક સમય અને સંજોગ ભેગા થતાં એ મનમાં પાકો વિચાર કરે છે. પરંતુ કૅનેડીના સંબંધમાં એવું બન્યું કે બોસ્ટનના તેમના પિતા જે હોટેલમાં ઊતર્યા હતા તે હોટેલના ખંડમાં તા. ૪થી નવેમ્બર, ૧૯૫૮ના રોજ જ્યારે તેમણે પોતાની ચૂંટણીનું ઝળહળતું પરિણામ જાણ્યું ત્યારે ત્યાં ને ત્યાં તેમણે અમેરિકાના રાજકારણના આ સર્વશ્રેષ્ઠ સ્થાન માટેની ચૂંટણીમાં ઝંપલાવવાનો નિર્ણય લીધો.

છેલ્લાં ૭ વર્ષથી કૅનેડી સેનેટના એક સભ્ય હતા. અમેરિકાના ઇતિહાસના એક અભ્યાસી તરીકે એ જાણતા હતા કે આ ઉપર્યુક્ત ધારાગૃહ પ્રમુખપદ માટેની ચૂંટણીમાં ઝંપલાવવા વાસ્તે યોગ્ય સ્થાન નહોતું. માત્ર વૉરેન જી હાર્ડીંગ્સ સેનેટમાંથી સીધા વ્હાઈટ હાઉસ

સુધી પહોંચ્યા હતા. પ્રમુખપદ માટેની ચૂંટણીની જાહેરાતમાં હેરટીંગસના નામનો બહુ ઉપયોગ થઈ શકે એમ નહોતું. કેનેડીને મળેલા જ્વલન્ત વિજયથી આખા દેશનું ધ્યાન તેમના પર કેન્દ્રિત થયું. રાજકારણના પંડિતો એક સેનેટર માટે પ્રમુખપદ માટેની ઉમેદવારી કરવી કેમ કઠિન છે એવું પૃથક્કરણ કરવા લાગ્યા. કોઈ પણ સેનેટર માટે આ સંબંધી મુખ્ય મુશ્કેલી એ છે કે કેટલીક વાર વિચિત્ર સમયે તેને વિવાદાસ્પદ એવા અનેક પ્રશ્નો સંબંધી ચોક્કસ નીતિ અપનાવવી પડે છે. વળી, એ અમેરિકાના બે મુખ્ય રાજકીય પક્ષોના કેટલાય નેતાઓથી વીંટળાયેલો રહે છે. આમાંના કેટલાક પોતે જ પ્રમુખપદ માટે ઉમેદવારી નોંધાવાની ખ્વાહેશ રાખતા હોય છે. એમને જો ખબર પડે કે અમુક સેનેટર પ્રમુખપદ માટે ઉમેદવારી નોંધાવાનો છે તો પછી તેની દરેક હિલચાલનું એ બારીકાઈથી નિરીક્ષણ કર્યા કરે છે અને ઇચ્છામાં આવે તો તેની સામે એક સંયુક્ત મોરચો ખડો કરી દેતાં પણ તેમને વાર નથી લાગતી. જો એ કોઈ ખરડો રજૂ કરવામાં પહેલ કરે અને પસાર કરાવવા કોશિશ કરે તો એ ખરડાની સફળતા – નિષ્ફળતા પરથી પ્રમુખ બનવા માટે તેની લાયકાત – બિનલાયકાત નક્કી થાય છે, જો કે એક વાર ખરડો રજૂ કર્યા પછી તેનું ભાવિ એના અંકુશની બહારનો વિષય છે. એ સેનેટમાં કશું ના કરે તો એક નકામો માણસ ગણી લોકો તેની અવગણના કરે છે.

સેનેટર તરીકેની પોતાની કારકિર્દી પર મદાર બાંધી કેનેડી આ અતિ કઠિન ગણાતા કાર્ય માટે કટિબદ્ધ થઈ શકે એમ હતું. ઊલટ પક્ષે તેમની મોટામાં મોટી મુશ્કેલી એ હતી કે એ જાણતા હતા કે રાજકારણમાં લોકો એમને છોકરમત ગણતા હતા. તેમનામાં ઉત્સાહ છે એમ લોકો કબૂલ કરતા, પણ તેમની વૃત્તિ વિશે એમને શંકા રહેતી. કઠિન પ્રશ્નોને ટાળવા એ તડજોડ કરી લે એવા છે એવી માન્યતા લોકોમાં તેમના વિષે ફેલાયેલી હતી. લોકો કેનેડીની સરખામણી એક પાઈલોટ સાથે કરતા જે દુશ્મનના લડાયક જહાજ પર હુમલો કરવા દોડી જાય ખરો, દારૂગોળો છોડવાની તૈયારી પણ કરે, પણ

છેવટે એ પગલું મુલતવી રાખી રાત્રીના અંધારામાં અદશ્ય થઈ જાય જે કાંગળી સમસ્યાઓને કારણે કેટલાક સેનેટરોની પ્રમુખ બનવાની આશાના ભાંગીને ભૂકા થઇ ગયા હતા એ સમસ્યાઓ . હલ કરવાની પોતાની શક્તિ છે એવી પ્રતિષ્ઠા કૅનેડીએ હજુ જમાવવાની બાકી હતી સેનેટરને તેમણે હજુ નિર્ણય લેવાની પોતાની શકિતની, રાજકારણની ઊંડી સમજની અને દઢ નિશ્ચયશકિતની પ્રતીતિ કરાવવી બાકી હતી અમેરિકાના પ્રમુખ એ અમેરિકાનો મુખ્ય કાયદા ઘડનાર છે અને લોકો તેનામાં આ ગુણોની અપેક્ષા રાખે છે

ચૂંટણીક્ષેત્રે કૅનેડીનુ પ્રચારકાર્ય બહુ વ્યવસ્થિત ચાલતુ તેનો યશ તેમના વડા મથકના દક્ષ વહીવટને ઘટે છે ૧૯૫૯ દરમિયાન જેમ તેમનુ કાર્યક્ષેત્ર વિસ્તરતું ગયું તેમ તેમને પોતાનુ જૂનું કાર્યાલય નાનુ પડવા લાગ્યુ. એટલે વૉશિંગ્ટનમા કૅપીટોલ નજીક એસો બિલ્ડીંગમાં તેમણે ચાર ઓરડાવાળો એક ફ્લૅટ ભાડે રાખ્યો અને તેમના બનેવી સ્ટીફન સ્મિથને એની તમામ જવાબદારી સોંપી રાજપુરુષો અને મતદારો તરફથી મળતા પત્રોનો નિકાલ લાવવા તેમણે ચાર મહિલાઓની નિયુક્તિ કરી અને દરેકને એક એક દિશાના પત્રવ્યવહારની જવાબદારી સોંપી રાજ્ય અનુસાર દરેક પત્રલેખકનુ વર્ગીકરણ કરવામા આવતુ અને એ વર્ગીકરણના ત્રણ પેટાવર્ગીકરણ — ગવર્નરો અથવા રાજ્યના ડેમોક્રેટીક પક્ષના અધ્યક્ષો, સ્થાનિક સમિતિના સભ્યો જેવા નાના મોટા તમામ સભ્યો અને મતદારો — થતા પરિભાષામાં લખાયેલા કાર્ડની ફાઇલો અને આમ ત્રણ મોરેની યાદીઓનો ઉપયોગ કૅનેડીને તેમના પ્રવાસો દરમિયાન મળતી અનેક વ્યક્તિઓનો આભાર માનતા પત્રો લખવામા થવા લાગ્યો મત અને મતદારમંડળોના અભ્યાસ – લેખો, અખબારી જોગી યાદીઓ, અખબારોની કાપલીઓ અને રાજકીય દૃષ્ટિએ ઉપયોગી એવી માહિતીઓથી નવી ભૂખરી ફાઇલીંગ કેબિનેટો ઉભરાઈ જવા લાગી કૅપીટોલની બરાબર સામે આવેલા ખૂણાના કાર્યાલયમાં સ્મિથ અને તેમના મદદનીશ દેશભરના નેતાઓ સાથે લાંબા અંતરના ટેલીફોન કોલ પર સતત વાત કરતા અથવા મુલાકાતીઓ સાથે

વાત કરતા. વાતો કરતાં કરતાં તેઓ ભીંત પર ટીંગાડેલા નકશાઓનો પણ અભ્યાસ કરતા. આ નકશાઓનું તેમણે કોંગ્રેસનાં જુદાં જુદાં મતદારમંડળો, ગામડાં અને રાજકીય અસર ધરાવતા જુદા જુદા વિભાગો પ્રમાણે વર્ગીકરણ કર્યું હતું.

કેનેડીને મળતા અસંખ્ય પત્રો પૈકી ઘણા તો એવા હતા જેમાં પ્રત્યુત્તરની કોઈ અપેક્ષા રાખવામાં આવતી નહિ. મોટા ભાગના પત્રો મિત્રભાવે લખાયેલા હતા. કેટલાકમાં એવી શુભેચ્છા વ્યક્ત કરવામાં આવતી, 'ઈશ્વર તમારું કલ્યાણ કરો!' કેટલાકમાં સલાહ પણ આપવામાં આવતી, 'તમારો ધર્મ તમે કદાપિ છોડતા નહિ' અથવા 'હમણાં ફલાણું કામ ન કરતા — ગ્રહો તમારી વિરુદ્ધ છે!' કેટલાક રોષભર્યા પત્રો પણ કેનેડીને મળતા. કોઈકમાં પત્રલેખક લખતો, 'પવિત્રતાનો અંચળો ઓઢીને ફરવામાં કેવો આનન્દ આવે છે?' કોઈક તેમને સંબોધતું, 'વહાલા શનિ મહારાજ!' કેટલાક પત્રો કેવળ અર્થહીન અને મૂર્ખ હતા. પંદર વર્ષની એક બાળાએ તેમના પર લખ્યું, 'હમણાં જ 'લાઈફ' વાંચવું પૂરું કર્યું. તમે જેકી અને પૉલની સુંદર દીકરી માટે મગરૂર હશો. 'પૉલ' શબ્દ માટે ક્ષમા કરશો. હું કોઈ મૂર્ખ છોકરી છું એવું ના માનતા. એ તો લખાઈ ગયું...'

કેનેડીનાં આ સર્વ વ્યવસ્થાતંત્ર અને પ્રવૃત્તિની પાછળ એક બહુ સરળ વ્યૂહરચના હતી : ચૂંટણી માટેનો પ્રચાર બહુ વહેલો શરૂ કરી દેવો, લાંબા સમય સુધી કરતા રહેવો અને જોરશોરથી કરવો; અને ફાઈલીંગ કેબિનેટમાં જે સ્ત્રીપુરુષોનાં નામનું સ્પષ્ટ રીતે વર્ગીકરણ કરવામાં આવેલું તે તમામનો ટેકો મેળવવા પ્રયાસ કરવો. કેનેડી બોસ્ટનના અગિયારમા મતદારમંડળમાંથી પ્રતિનિધિગૃહની બેઠક માટે ઊભા થયા ત્યારે અને મેસેચ્યુસેટ્સ રાજ્યમાંથી સેનેટની બેઠક માટે ઊભા થયા ત્યારે આ વ્યૂહરચના બહુ કામિયાબ નીવડી હતી. પ્રશ્ન એ હતો કે પ્રમુખપદ માટેની દેશવ્યાપી ચૂંટણીમાં પણ આ વ્યૂહરચના ઉપયોગી નીવડશે.

લોસ એન્જેલિસની હોટેલના કોઈ ઓરડામાં મતદારને મળવુ તેના કરતા આ પ્રથા વધારે સરી છે'

જ્યારે ખૂબ દબાણુ કરીને પૂછવામાં આવે છે ત્યારે કૅનેડીના કેટલાક કાર્યકરો કબૂલ કરે છે કે, 'પક્ષના મોટા ભાગના નેતાઓ અમારા મન ઉપર કોઈ છાપ પાડી શકયા નથી મૅસેચ્યુસેટ્સમાં અત્યાર સુધી અમે જે ચૂટણીજગો ખેલ્યા તેમાંથી મળેલા અનુભવ પરથી અમે એટલુ તો જરૂર કહી શકીએ કે નેતાગીરીનો ધધો લઈ બેઠેલા માણુસોની શક્તિ નકામી વધુ પડતી ઊચી આકવામાં આવે છે તેજસ્વી, દક્ષ અને પ્રભાવશાળી વ્યક્તિત્વવાળા યુવાન નેતાઓ પણ રાજકારણમાં એટલી જ વિચક્ષણતા અને કદાચ વધુ જોમ લાવી શકે છે ૧૯૫૭મા કૅનેડીએ 'લાઈફ'માં એક લેખ લખ્યો હતો તેનુ શીર્ષક હતુ . 'ડેમોક્રેટીક પક્ષનો એક સભ્ય કહે છે — પક્ષે દોરવણી આપવી જોઈએ અથવા દોરવણી લેવી જોઈએ' આ લેખમા કૅનેડીએ જણાવ્યુ હતુ, 'પ્રતિષ્ઠિત, કાર્યશીલ વ્યવસાયી નેતાઓનુ એક નવુ જૂથ આજે રાજકારણમા આગળ પડતો ભાગ ભજવી રહ્યુ છે ત્યારે આપણે ડેમોક્રેટો હવે પક્ષમા સ્થાન જમાવીને બેસી રહીશુ તે નહિ ચાલે પક્ષમા હવે ગઈ સદીની નેતાગીરી નહિ ચાલે જે નેતાઓના સ્થાન અને પ્રવૃત્તિ પક્ષના કાર્યકરોમા ઉત્સાહ ન રેડી શકે અથવા જેમની તેમના પોતાના સમાજમા પણ કોઈ પ્રતિષ્ઠા ન હોય, જેમને માત્ર સભાઓમાં હાજરી આપવામા, નિરાશાજનક આગાહીઓ કરવામાં કે ફરિયાદો કરવામા રસ હોય, જેઓ પોતાનાં સ્થાન ટકાવી રાખવા અદર અદર ઝઘડે છે એ નેતાઓને હવે આપણે લાંબા સમય સુધી વળગી રહીએ તે નહિ ચાલે' 'ફ્રૅંકલિન રૂઝવેલ્ટને જે મદદ કરી હતી તેવી મદદ તમારા પક્ષને કરી શકે એવો કોઈ માણુસ તમારા માં છે?' એ પ્રશ્નનો ઉત્તર આપતા કૅનેડીએ જણાવ્યુ છે, 'લાગે છે કે અત્યારે તો મારા સિવાય બીજી કોઈ વ્યક્તિ આ કામ રી રીતે પાર પાડી શકે એમ નથી' જો કોઈ શાણા અને વયોવૃદ્ધ ગાણુસની જરૂર હોય તો કૅનેડી ॥ કાર્યકરો ॥ પસદગી રીબીકોફ જેવા

માણસ પર ઢળે જે કેનેડીને ગારે સખત કામ કરી રહ્યા છે. આ કાર્યકરો પક્ષના અંદર અંદરના ઝઘડામાં નિષ્ણાત હોય પણ પોતે અનુભવી પ્રચારક ન હોય એવા જૂના સમયના નેતાને જરૂર પસંદ નથી કરતા. કેનેડીના સહકાર્યકરો ફાર્લેના જેવા કોઈ અનુભવી માણસને શોધી કાઢશે તો તે એક શક્તિશાળી વ્યવસ્થાપક કરતાં શોભાનો ગાંઠિયો વિશેષ બની રહેવા સંભવ છે.

પક્ષના નેતાઓની આ શંકા પાછળ કંઈક ઊંડો પરિબળો કામ કરી રહ્યાં હોય એમ જણાય છે. આ શંકા પક્ષના વ્યવસ્થાતંત્રની પણ છે. કંઈક અંશે આ શંકા એક વ્યૂહરચનાની બાબત છે. કેનેડી જાણે છે કે જો તેમને પ્રમુખપદ માટે ડેમોક્રેટીક પક્ષની ટિકિટ મળશે તો તેમને માત્ર ડેમોક્રેટીક પક્ષના ઉમેદવાર કરતાં કંઈક વિશેષ કરવું પડશે. અમેરિકામાં એમાંથી એક પણ પક્ષના સભ્ય નહિ એવા સ્વતંત્ર મતદારોના હાથમાં સત્તાની સમતુલા છે. કેનેડીમાં આજે આ જાતની મનોવૃત્તિ જોઈ એ છીએ તે ખરી રીતે તો તેમણે તેમની કારકિર્દી દરમ્યાન જે સ્વતંત્રતા, નિર્લેપતા અને ક્યાંય ન બંધાઈ જવાની વૃત્તિ દાખવી છે તેમાંથી જ ઉદ્ભવ પામી છે. જેમ એમને ડેમોક્રેટીક પક્ષના એક ઉમેદવારનું લેબલ નથી ખપતું તેમ બીજું પણ કોઈ લેબલ એમને નથી ખપતું કેનેડી પોતાના પક્ષથી તો પર છે જ. પણ એ પક્ષમાં પાછાં જે પક્ષાપક્ષી છે તેથીય એ પર છે. એ રૂઢીચુસ્ત તો નથી જ, તેમ તેમને ઉદારમતવાદી પણ કહી શકાય એમ નથી. મજૂરોનો તેમને ગણનાપાત્ર ટેકો મળે છે, છતાં એ મજૂરપક્ષના ઉમેદવાર નથી. આખા દેશમાં દરેક વિભાગમાં તેમનું જોર છે, પણ ન્યુ ઇંગ્લેન્ડ સિવાય ક્યાંયથી એમને સંગીન ટેકો મળે તેમ નથી.

કેનેડીનું આગવું વ્યવસ્થાતંત્ર ડેમોક્રેટીક પક્ષના આગામી અધિવેશન પર કેવી અસર પાડે છે તે પરથી કેનેડીનું ભાવિ નક્કી થશે. કેનેડીની સ્વતંત્ર મનોવૃત્તિમાં અધિવેશનમાં હાજરી આપનાર પ્રતિનિધિઓ કદાચ તેમની મધ્યમમાર્ગીય વૃત્તિનું પ્રતિબિંબ જુએ, અને

પરિણામે એ અંતિમ છેડાની વચ્ચે ઊભેલા ઉમેદવાર તરીકે તેમને પસંદ પણ કરે ભૂતકાળમાં પક્ષના અધિવેશનોમાં ઘણી વાર આમ બન્યું છે અથવા કદાચ પ્રતિનિધિઓ કૅનેડીની સ્વતંત્ર મનોવૃત્તિમાં તેમની મધ્યમમાર્ગીય વૃત્તિ અને પક્ષના સમગ્ર અભિપ્રાયનું પ્રતિબિમ્બ ન જોતાં પક્ષની ઉત્તમ પરિપાટી અને વિચારસરણી તરફનું તાટસ્થ્ય અને નિર્લેપતાનું પ્રતિબિંબ પડતું જુએ ૨૦મી સદીમાં જ્યારે જ્યારે કોઈ જાણીતી વ્યક્તિઓએ એ પક્ષનું સુકાન સંભાળ્યું છે ત્યારે એ પક્ષ ક્યારેય તટસ્થ રહ્યો નથી એક અર્થમાં, કૅનેડી જેમ પક્ષથી બંધાઈ જવા નથી ઈચ્છતા તેમ પક્ષ પણ તેમને પોતાની વિચારસરણીથી ના બાંધવા ઇચ્છતો હોય એ શક્ય છે ૧૯૬૦માં ભરાનાર અધિવેશનમાં કૅનેડી ડેમોક્રેટિક પક્ષના પ્રતિનિધિઓ ઉપર છાપ પાડી શકે છે કે નહિ અને આવતા દાયકા દરમિયાન આ પક્ષની મુશ્કેલ કારકિર્દીનો આધાર જે સિદ્ધાન્તો પર અવલંબે છે તે સિદ્ધાન્તોમાં તે નવપ્રાણ પૂરી શકે છે કે નહિ તે પર કૅનેડીના ભાવિનો આધાર છે+

## ૧૩

## કૅનેડી અને કૅથલિકો

કૅનેડી અમેરિકાના પ્રતિનિધિગૃહના એક સભ્યની વાત કોઈક વાર બહુ દિલચસ્પીથી કહે છે આ સભ્ય ઇગ્લૅંડની આમસભાની મુલાકાતે

---

+ ૧૯૬૦ના અધિવેશનમાં ડેમોક્રેટીકપક્ષે કૅનેડીને સર્વાનુમતે પોતાના ઉમેદવાર તરીકે પસંદ કર્યા હતા અને પછી તા ૮મી નવેમ્બર ૧૯૬૦ના રોજ થયેલી ચૂંટણીમાં અમેરિકન પ્રજાએ તેમને પોતાના પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યા છે —અનુવાદક

ગયો હતો. ઇંગ્લૅંડના ઉમરાવો માટેની આરક્ષિત બેઠકમાં એ બેસવા જતો હતો એવામાં આમસભાના એક કર્મચારીની નજર તેના પર પડી અને તેને એ બેઠક પરથી ઊઠી જવાનું કહ્યું. બાજુની બેઠકમાં એ વૃદ્ધ ઉમરાવ બેઠા હતા. તે વચ્ચે પડ્યા અને કહ્યું : 'એમને બેસવા દે. એમના દેશમાં એ એક ઉમરાવ જ છે.' પણ પ્રતિનિધિ-ગૃહનો સભ્ય બેઠક પરથી ઊભો થઈ ચાલતો થયો. જતાં જતાં પેલા ઉમરાવને કહ્યું, 'સાહેબ મારા દેશમાં તો હું એક રાજા છું અને જો ઉમરાવો સાથે બેસું તો મને ન્યાત બહાર મૂકવામાં આવે.'

સેનેટમાં કૅનેડી બીજી વાર ચૂંટાઈને આવ્યા તે સમય સુધીમાં તેમણે આખા દેશમાં પોતાની પ્રતિષ્ઠા ઠીક ઠીક જમાવી દીધી હતી. સેનેટના આંતરવર્તુળના એ એક સભ્ય હતા, હાર્વર્ડ યુનિવર્સિટીની માનદ પદવી મળી હતી અને ત્યાંના એક નિરીક્ષક તરીકે પોતાની સેવાઓ આપી રહ્યા હતા અને પામ બિચ અને ન્યુપોર્ટની મુલાકાતે વારંવાર જવાને કારણે આ બને સ્થળો તેમને ઘર સમાન થઈ પડ્યાં હતાં. સો વર્ષ અગાઉ તેમના દાદા પૅટ કૅનેડી આયરલૅંડના એક ઝૂંપડામાંથી બહાર પડ્યા અને બૉસ્ટનના ગંદા વસવાટવાળા વિસ્તારમાં રહેવા લાગ્યા ત્યારથી માંડીને આજ સુધી કૅનેડી કુટુંબે સારી એવી પ્રગતિ કરી હતી. આજે તો કૅનેડી તેમની પ્રતિષ્ઠાની ટોચ પર પહોંચ્યા હતા અને માર્ગમાં આવેલા તમામ અવરોધોને તેમણે સફળતાપૂર્વક વટાવ્યા હતા.

પરંતુ હજુ એક અવરોધ વટાવવો બાકી હતો. અમેરિકાનાં રાજકારણ અને સમાજનું જે સર્વોચ્ચ સ્થાન ગણાય છે તે પ્રમુખપદ ભોગવવા હજુ સુધી કોઈ કૅથલિક ભાગ્યશાળી બન્યો નહોતો. આ સ્થાન માટે લાયક ગણી શકાય-એવા એક કૅથલિક વિશે લોકો ગંભીરતાથી વિચાર કરતા થયા હતા. બૉસ્ટનના કૅથલિકો જૂના સમયમાં જ્યારે કોઈપણ પાટિયા પર એમ લખેલું વાંચતા કે 'માત્ર પ્રોટેસ્ટન્ટોએ

જ અરજી કરવી ' ત્યારે તેમને આ ધીરે ધીરે આવા પાટિયા દેશમાંથી અદૃશ્ય બન્યા હતા, પણ વ્હાઈટ હાઉસના બારણા પર હજુ આવું પાટિયું લટકતું હોય એમ બધાને લાગતું ૧૯૫૮ના ઝગઝગતા વિજય પછી કૅનેડીની ગણના ડૅમોક્રૅટીક પક્ષના અગ્રણી નેતાઓમા થવા લાગી અને લોકોને ધીરે ધીરે વિશ્વાસ બેસતો ગયો કે ૧૯૬૦ સુધીમા વ્હાઈટ હાઉસ પરથી એ પાટિયુ ઉતારી લેવામા આવશે

અમેરિકાના કૅથલિકોની વર્તમાન પેઢીમાથી કૅનેડીને આ ઐતિહાસિક પરિસ્થિતિમા એકદમ સીધી રીતે સડોવાવુ પડે એ પણ વિધિની એક ક્રૂરતા જ હતી આ ધાર્મિક અવરોધના ઓછાવત્તા પરિણામો તેમણે સહન કર્યા હતા પોતે કૅથલિક હોવાને કારણે શરૂઆતમા નિશાળોમા અને પાછળથી હાર્વર્ડ યુનિવર્સિટીમાં સહન કરવુ પડયુ એવો એક પણ કમનસીબ બનાવ આજે કૅનેડીને સ્મરણમા નથી

એ કહે છે, ' હાર્વર્ડ યુનિવર્સિટીના છાત્રાલયમા જે ઓરડામાં હુ રહેતો ત્યા મારા સાથીદાર તરીકે એક કૅથલિક વિદ્યાર્થી હતો પણ મારા એવા પણ મિત્રો હતા જે કૅથલિકો નહોતા મારા પોતાના અનુભવ પરથી હુ બીજા કૅથલિકો વિશે કઈ અનુમાન ન કરી શકુ બોસ્ટનમા કોઈક બાળક આઈરીશ કૅથલિક તરીકે ઊછર્યું હોય અને એ રીતે શાળામા ગયુ હોય તો તેને ઘણા કટુ અનુભવો થયા હોય એ સ્વાભાવિક છે, કારણ આ શહેરમાં આઈરીશ અને ઈટાલિયન અથવા કહેવાતા યાકી અને આઈરીશ વચ્ચેના નીતિય મતભેદોને કારણે તેમની વચ્ચે સામાજિક ક્ષેત્રે પણ એક મોટી દીવાલ ખડી થઈ છે હુ બોસ્ટનમા નહિ પણ ન્યુયૉર્કમાં મોટો થયો હતો, એક ખાનગી શાળામા ભણ્યો હતો, મારા પિતા ઠીક ઠીક શ્રીમન્ત હતા અને જાણીતા પણ હતા મારે માટે એક અવરોધ છે તેનુ મને થોડુ ભાન હતું, પણ મારે મન એ અવરોધ તીવ્ર નહોતો '

હવે ૧૯૬૦માં તેમના વિરો કરવામાં આવતી જાહેરાતો અને દલીલોના સૂર વચ્ચે તેમને તેમના જીવનનો મોટામાં મોટો અવરોધ વટાવવાનો અવસર આવ્યો. અમેરિકાના ઇતિહાસમાં કેટલાંક ઘર્ષણો પરાપૂર્વથી ચાલતાં આવે છે એમાંના એક ઘર્ષણમાં કેનેડીને ઝંપલાવવું પડયું.

પેઢીઓ પૂર્વે મેસેચ્યુસેટ્સના યાન્કીઓને જે એક પ્રશ્ને ખૂબ બેચેન કરી મૂકયા હતા તે જ પ્રશ્ન ૨૦મી સદીના પૂર્વાર્ધને અંતે આખા દેશમાં પ્રોટેસ્ટન્ટોને થોડેવત્તે અંશે બેચેન કરી રહ્યો હતો. નવલકથાના પેલા પાત્ર જ્યૉર્જ એપ્લેની માફક આ યાન્કીઓએ બોસ્ટનમાં આઇરીશ કૅથલિક હિજરતીઓનાં ધાડાં ને ધાડાં આવતાં જોયાં, શહેરના રાજકારણનો અંકુશ તેમને પોતાના હાથમાં લઈ લેતા જોયા, બીકનહિલ અને પરાવિસ્તારમાં તેમને પ્રસરતા જોયા અને યાન્કીઓના ઈજારા જેવાં ગણાતાં વેપાર, શિક્ષણ, તબીબી વ્યવસાય અને કાયદાના વ્યવસાય જેવાં ક્ષેત્રો તેમની પાસેથી છીનવી લેતા જોયા. બંને પક્ષને પોતપોતાના તરફથી કંઈક ને કંઈક મુશ્કેલીઓ હતી અને બંને પક્ષને લાગતું કે તે સામા પક્ષથી ઘેરાઈ ગયો છે અને તેના પ્રત્યે ભેદભાવભર્યું વર્તન બતાવવામા આવે છે. વર્તમાન સદીમાં જે મહત્ત્વના વ્યાપક સામાજિક પરિવર્તનો થયાં, તેને પરિણામે કૅથલિકોની વસતી માત્ર દક્ષિણનાં અને સરહદ ઉપરનાં રાજ્યો પૂરતી મર્યાદિત ન રહેતાં દરેક રાજ્યમાં ફેલાઈ. ખાસ કરીને બીજા વિશ્વયુદ્ધ પછી સેનેટની બેઠકો માટે અને ગવર્નરપદે ઘણા કૅથલિકો ચૂંટાઈને આવ્યા એ આ પરિવર્તનના પરિણામે જ. એક જમાનો એવો હતો જ્યારે બોસ્ટનના યાન્કીઓ આ હિજરતીઓ અને તેમનાં દેવળો જોઈ કહેતા, 'આપણી પ્રોટેસ્ટન્ટ ભૂમિનું આ શું થવા બેઠું છે?' અમેરિકામાં હજુ પણ પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયનું વર્ચસ હતું. તેની સામાજિક પરિપાટી અને વિચારધારા પણ એ જ સંપ્રદાયની હતી. એટલે હવે આખો દેશ એ પ્રશ્ન પૂછવા લાગ્યો : 'આપણી આ પ્રોટેસ્ટન્ટ ભૂમિનું આ શું થવા બેઠું છે?'

આ પ્રશ્ન કરનારામાંથી કેટલાક ધર્માન્ધ હતા. કૅથલિકોનો કાંટો દૂર કરવા માટે એ ભેદભાવ અને જુલમની એવી પદ્ધતિઓ અખત્યાર કરી શકે એમ હતા જેને એક મુક્ત સમાજમાં જરા પણ સ્થાન ન હોય, પણ મોટા ભાગના માણસો વિચારશીલ હતા. તેમને લાગતું કે કૅથલિકો તરફ સદ્‌ભાવના દાખવી તેઓ પોતાના સંપ્રદાયનું રક્ષણ કરવા સાથે સાથે અમેરિકાની ધાર્મિક સ્વાતંત્ર્યની અને રાજ્ય તથા ધર્મની વિભિન્નતાની ઉચ્ચ પ્રણાલિકાનું રક્ષણ કરી રહ્યા હતા. અમેરિકાના નાગરિકો તરીકે તેઓ કૅથલિકો સામે તેમના સંપ્રદાયનાં નીતિનિયમો અનુસરતાં વાંધો ન લઈ શકે અને તેમણે એવો વાંધો લીધો પણ નહિ. તેમનો જે વિરોધ હતો તે આટલો જ હતો કે કાયદા અને આર્થિક તેમ જ રાજકીય દબાણો દ્વારા કૅથલિકો શિક્ષણ, ફરજિયાત નિયંત્રણ, લગ્ન અને લગ્નવિચ્છેદ, સંતતિનિયમન માટેની વૈજ્ઞાનિક પદ્ધતિઓ, કાયદેસરનો ગર્ભપાત અને આવી બીજી અનેક બાબતોમાં પોતાના સંપ્રદાયમાં માનનારા અને નહિ માનનારા સહુ કોઈ ઉપર કૅથલિકધોરણો ઠોકી બેસાડતા હતા. અત્યાર સુધી અમેરિકામાં રાજ્ય અને ધર્મ વચ્ચેની જે દીવાલ હતી તે અભેદ્ય ગણાતી હતી. કૅથલિકો દેવળો સંચાલિત શાળાઓને સરકારી મદદ આપવા જેવા કાયદા ઘડી એ દીવાલ તોડવા પ્રયાસ કરતા હતા તે સામે પણ પ્રૉટેસ્ટન્ટોનો વિરોધ હતો.

પ્રૉટેસ્ટન્ટો, યહૂદી કોમના મોટા ભાગના નેતાઓ અને અમેરિકામાં પ્રવર્તતા ત્રણ મુખ્ય સંપ્રદાયોમાંથી એક પણ સંપ્રદાયમાં નહિ માનનારા મોટા ભાગના લોકો ઈસુ ખ્રિસ્તની પેલી વાણી સલાહને તો માનતા જ કે, 'જે વસ્તુઓ સીઝરના કાર્યપ્રદેશમાં આવે છે તે સીઝરને અર્પણ કર અને જે ઈશ્વરના કાર્યપ્રદેશમાં આવે છે તે ઈશ્વરને અર્પણ કર.' ઘણા કૅથલિકો પણ ઈસુ ખ્રિસ્તની આ સલાહમાં શ્રદ્ધા રાખતા, પણ આવી મુશ્કેલી જ અહીં હતી કેટલાક પ્રૉટેસ્ટન્ટોનું એમ કહેવું હતું કે ૧૮૭૦માં મળેલી વૅટીકન કાઉન્સીલ અનુસાર દુન્યવી બાબતોમાં પણ પોપને અબાધિત સત્તા છે એવો કૅથલિક સંપ્રદાયનો

અધિકૃત સિદ્ધાન્ત હતો. રોમન કૅથલિક સંપ્રદાયમાં સત્તાધારી કેન્દ્રવર્તી અને ચડતાઊતરતી કક્ષાનો હોદ્દો ધરાવતા જે ધર્મગુરુઓ છે અને આ ધર્મગુરુઓની પાસે તેમના સંપ્રદાયમાં માનનારા માણસોને (– અધિકારીઓ સહિત –) શિસ્તમાં રાખવાની જે સત્તા છે તે જોતાં કેટલાકને એમ લાગતું કે જે કેવળ સીઝરનો કાર્યપ્રદેશ છે તે શિક્ષણ જેવી બાબતોમાં પણ રોમન કૅથલિકો પોતાની સત્તાનું ક્ષેત્ર વિસ્તારી રહ્યા છે.

આ બધા ભયની પાછળ એક સ્વાભાવિક માન્યતા એ હતી કે અમેરિકન પ્રજા એક ખુલ્લા મુક્ત અને મિશ્ર સમાજને ટકાવી રાખવા માગે છે. આ સમાજમાં બહુ મતવાદ હોય છે એ સ્વાભાવિક ગણાય. ઘણા પ્રોટેસ્ટન્ટોનું એમ કહેવું હતું કે રોમન કૅથલિકોના હાથમાં સત્તા જવાથી આ પ્રકારનો સમાજ ભયમાં મુકાયો છે; કારણ કે આ સંપ્રદાયની અધિકૃત નીતિ અનુસાર પોપની સત્તાને કોઈ મર્યાદા નથી. આ સત્તા અમર્યાદિત હોવાને કારણે ધર્મ અને રાજ્ય વચ્ચે જે અભેદ્ય દીવાલ ઊભી છે તેમાંથી કૅથલિકોને એક ઈંટ પણ ખસેડવા દેવી ન જોઈએ, કારણ કે એમ એક એક ઈંટ ખસતાં જેમ જેમ કૅથલિકોની સત્તા વધતી જશે તેમ તેમ એ આખી દીવાલ જમીનદોસ્ત થઈ જશે. પ્રોટેસ્ટન્ટોને એવો ભય હતો કે બસના વાહનવ્યવહાર અને દેખીતી રીતે બાળકને સ્પર્શતી તબીબી સેવાઓમાં સરકારી નોકરીઓમાં પણ કૅથલિકોને સ્થાન આપવામાં આવશે તો તેમની માંગણીઓ દિવસે દિવસે વધતી જશે અને ખાસ કરીને શિક્ષણના ક્ષેત્રમાં એક માંગણી સંતોષાતાં કૅથલિકો પાઠ્યપુસ્તકો, પાટિયાં, સંપ્રદાયની શાળાનું ફાયરપ્રુફીંગ વગેરે માટે માંગણીઓ કરતા જશે. આ માગણીઓનો જો સ્વીકાર કરવામાં આવે તો એ સંસ્થાઓ તો સ્થિર થાય જ, પણ તે સાથે સાથે સંપ્રદાય પણ વધુ બળવાન બનશે, કારણ કે આ સંસ્થાઓ સીધી રીતે તેની હકૂમત નીચે હતી.

પ્રોટેસ્ટન્ટો આવાં બીજાં ઉદાહરણો પણ ટાંકતા. એમને એમ લાગતું કે અંતે અમેરિકાની સ્વતંત્રતા કૅથલિકોની શક્તિથી હણાઈ જશે,

કૅથલિકો અને પ્રોટેસ્ટન્ટો વચ્ચેની આ તંગદિલી વર્ષો સુધી રાષ્ટ્રીય જીવનની સપાટી નીચે ખળભળી રહી હતી. છૂટાંછવાયાં ઘર્ષણોમાં એ તંગદિલી ક્યારેક ભભૂકી પણ ઊઠતી. ૧૯૨૮માં જ્યારે અલસ્મિથે અમેરિકાના પ્રમુખપદ માટે ઉમેદવારી નોંધાવી ત્યારે ચૂંટણીપ્રચારમાં આ તંગદિલીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું હતું. ત્રણ દાયકા પછી કૅનેડી માટે પણ લગભગ એવી જ પરિસ્થિતિ સર્જાઈ હતી. અલ સ્મિથના ચૂંટણીપ્રચાર દરમિયાન આ તંગદિલી તીવ્ર બની. તેની પાછળનું મુખ્ય બળ ‘કુ ક્લક્સ ક્લાન’ નામની એક સંસ્થાનું ઝનૂન હતું. આ સંસ્થાના મુખ્યત્વે યહૂદીઓ અને બીજાઓ હતા. ઘણી કેટલીક વાર આ તંગદિલી કૅથલિક અને પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયના મોવડીઓ વચ્ચે ઉગ્ર ચર્ચાનું સ્વરૂપ પણ ધારણ કરતી. બૉસ્ટનના એક લબ્ધપ્રતિષ્ઠ સામયિક ‘ઍટલાન્ટિક’ના ૧૯૨૭ના એપ્રિલ માસના અંકમાં આલ્ફ્રેડ ઈ સ્મિથ પર લખાયેલો એક ખુલ્લો પત્ર પ્રગટ થયો હતો. આ પત્રના લેખક હતા ચાર્લ્સ સી માર્શલ. તેમણે એ પત્રમાં સ્મિથને ઉદ્દેશી લખ્યું હતું : ‘તમે જો પ્રમુખપદે ચૂંટાઈને આવો તો અમેરિકાનું તંત્ર પોપના આદેશો અનુસાર નહિ પણ અમેરિકાના બંધારણ પ્રમાણે ચલાવશો એવી ખાતરી આપી શકો છો ?’ આ પત્ર સ્મિથની શક્તિને એક આહ્વાનરૂપ હતો. સામયિકના બીજા જ મહિનાના અંકમાં સ્મિથે એ આહ્વાનને પડકારતો એક લેખ લખ્યો. એમાં તેમણે લખ્યું : ‘અમેરિકાના બંધારણના સફળ સંચાલનમાં કે આ દેશના કાયદાના અમલમાં વિઘ્ન ઊભાં કરે એવી મારા સંપ્રદાયની સંસ્થાની કોઈ પણ સત્તાને હું સ્વીકારતો નથી. રાજ્ય અને સંપ્રદાય એકબીજાથી તદ્દન ભિન્ન હોવાં જોઈએ એ હું સ્વીકારું છું. અમેરિકાની સ્વતંત્રતાના આધાર સમી ગણાતી સરકારી શાળાઓને ટેકો આપવો જોઈએ એમ હું માનું છું.’

અલ સ્મિથે પોતાના જવાબના અંતમાં લખ્યું : ‘આ ભાવનાથી પ્રેરાઈને કોઈ પણ સંપ્રદાયમાં શ્રદ્ધા રાખવતા મારા અમેરિકન બાંધવોને હું હાથ જોડી આગ્રહપૂર્વક પ્રાર્થના કરું છું કે હવેથી આ

દેશમાં કોઈ પણ જાહેર સેવકની પ્રામાણિકતા કેવળ તે અમુક સંપ્રદાયના ઈશ્વરમાં શ્રદ્ધા રાખતો હોવાને કારણે જ પડકારવામાં ન આવે.'

પણ અલ સ્મિથની આ પ્રાર્થના વ્યર્થ ગઈ. તેમના આ નિવેદનને દેશે ઉત્સાહપૂર્વક આવકાર્યું ખરું, પણ ૧૯૨૮માં તેઓ પ્રમુખપદ માટેની ચૂંટણીમાં એક ઉમેદવાર તરીકે ઊભા રહેતાં આખા દેશમાં કૅથલિકો વિરુદ્ધની લાગણીનું એક મોજું વ્યાપી ગયું. પોતાના ચૂંટણી-પ્રચારનાં ભાષણોમાં સ્મિથે આ પ્રશ્નનો બહાદુરતાપૂર્વક સામનો કર્યો. ક્રુ ક્લક્સ ક્લેનનું જ્યાં ઘણું જોર હતું એવાં મથકોમાં પણ તે હિજરતના પ્રશ્ન વિશે બોલ્યા અને ઝનૂની પરિબળોની ઝાટકણી કાઢી. તેમણે જોરશોરથી કહ્યું : 'આ પરિબળોને હું મેદાનમાં આવવા કહું છું. તેઓ અમેરિકાની સ્વતંત્રતાના પાયામાં જ ઘા કરનાર દેશદ્રોહીઓ છે એમ હું જાહેરમાં કહું છું.' પરંતુ આ દલીલો, રોષ, ખુલાસા, ભારપૂર્વકના રદિયા કરાથી કંઈ વળ્યું નહિ. કેટલાક પ્રૉટેસ્ટન્ટો સમજુ હતા, મવાળ હતા, કૅથલિકોનો જવાબ પણ સમજુ હતો. પણ ઝનૂનનું ઝેર એટલું બધું વ્યાપી ગયું હતું કે આ સમજુ લોકો કંઈ જ ન કરી શક્યા. ૧૯૨૮માં પરિસ્થિતિ એવી હતી કે ધર્મ અને રાજકારણના સંબંધ વિશે લોકો પ્રમાણિક અને બુદ્ધિયુક્ત ચર્ચા કરી શકે એમ જ નહોતું.

સ્મિથના પરાજય પછી ત્રણ દાયકા બાદ બીજો એક કૅથલિક અમેરિકાના પ્રમુખપદ માટેની ચૂંટણીમાં ડેમોક્રેટીક પક્ષના ઉમેદવાર તરીકે ઊભો રહ્યો. એ કૅથલિક હતો જોન એફ. કૅનેડી. લૉસ એન્જલેસની પ્રેસક્લબમાં એક વાર્તાલાપ આપ્યા પછી કૅનેડી સંવાદદાતાઓ તરફથી પ્રશ્નોની ઝડીની અપેક્ષા રાખતા બેઠા હતા.

એક સંવાદદાતાએ પૂછ્યું : '૧૯૬૦માં કોઈક પ્રૉટેસ્ટન્ટ પ્રમુખ તરીકે ચૂંટાય એ તમને શક્ય લાગે છે ?' આ સવાલથી શ્રોતાઓમાં હાસ્યનું એક મોજું ફરી વળ્યું.

કૅનેડીએ સહેજ સ્મિત કર્યું. તેમણે જવાબ આપ્યો : 'ધર્મ અને રાજ્યની વિભિન્નતાના પ્રશ્ન પર પોતાનું કેવું વલણ છે એ કહેવા જે

એ તૈયાર હોય તો એના પ્રત્યે આપણે શા માટે ભેદભાવ બતાવવા જોઈએ એ હું સમજી શકતો નથી !' શ્રોતાઓએ આ જવાબ તાળીઓના ગડગડાટથી વધાવી લીધો.

નાનપણથી જે પ્રશ્ન એક યા બીજા સ્વરૂપે તેમની સમક્ષ વારંવાર આવીને ઊભો રહેતો હતો તે જૂની ધાર્મિક માન્યતાના પ્રશ્નને જુદો જ વળાંક આપવાની તક કૅનેડીએ આ વખતે ઝડપી લીધી. તેમનું કુટુમ્બ બહુ ધર્મપરાયણ હતું, બોસ્ટનની ધાર્મિક પરંપરાઓમાં તેને અપૂર્વ શ્રદ્ધા હતી અને કૅથલિક સંપ્રદાય અને તેના તરફથી થતા ફંડફાળામાં એ ઉદાર હાથે પૈસા આપતું. પોતે સ્થાપેલા જોસેફ પી. કૅનેડી ફાઉન્ડેશન દ્વારા જોસેફ કૅનેડી પોતાના સંપ્રદાયને લાખો ડૉલરની મદદ કરતા. થોડોક સમય આ ફાઉન્ડેશનના અધ્યક્ષ તરીકે જ્હૉન કૅનેડી અને પાછળ તેમના ભાઈ બૉબ કૅનેડીએ પણ જવાબદારી સંભાળી હતી.

પરંતુ કૅનેડી કુટુમ્બના સ્ત્રીવર્ગની સરખામણીમાં તેનો પુરુષવર્ગ કૅથલિક સંપ્રદાયના ચુસ્ત વાતાવરણમાં ઊછર્યો નહોતો. જોસેફ કૅનેડી જ્યારે સાતમા ધોરણમાં હતા ત્યારે સંપ્રદાયની શાળામાં એક વર્ષ માટે દાખલ થયા હતા. એ પછી તેઓ બોસ્ટનની લૅટિન શાળામાં અને પછી હાર્વર્ડ યુનિવર્સિટીમાં દાખલ થયા હતા. જ્હૉન કૅનેડીએ પણ કૅથલિક શાળામાં એક જ વર્ષ ગાળ્યું હતું; અને આ શાળામાં પણ તેમના શિક્ષકો ધર્મગુરુઓ નહોતા. એ ધર્મના આચારવિચાર પાળતા, પણ તેનું જાહેરમાં ક્યારેય પ્રદર્શન નહોતા કરતા. એ કૅથલિક હોવાને કારણે તેમના તરફ શાળામાં ભેદભાવ બતાવવામાં આવ્યો હોય એવો અનુભવ એમને ક્યારેક નહોતો થયો એટલે પોતાના સંપ્રદાયના બચાવ માટે તેમને ઉગ્ર બનવાની ફરજ પડી હોય એવું ક્યારેય બન્યું નહોતું.

એટલે કૅનેડી જ્યારે પ્રતિનિધિગૃહના સભ્ય બન્યા ત્યારે ધર્મ અને રાજ્યના પ્રશ્ન સંબંધી તેમના મનમાં કોઈ ઊંડી પ્રતીતિ જ નહોતી. આમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. તેમની દલીલ એ હતી કે

બિનસાંપ્રદાયિક બાબતોમાં તેમની સાંપ્રદાયિક માન્યતાઓને જરા પણ માથું મારવા દેતા નહોતા ૧૯૫૦ના જાન્યુઆરીમાં નોત્રેદામમાં તેમને એક માનદ પદવી આપવામાં આવી હતી. તે પ્રસંગે આપેલા પ્રવચનમાં તેમણે એ ભારપૂર્વક જણાવ્યું હતું કે અમેરિકાના કૅથલિકો લોકશાહીના સિદ્ધાન્તોને જ વફાદાર રહેશે.

સ્નાતક કક્ષાના વિદ્યાર્થીઓના વર્ગ સમક્ષ બોલતાં કેનેડીએ કહ્યું હતું, 'તમને એમ ભણાવવામાં આવ્યું છે કે દરેક વ્યક્તિનો આત્મા અમર છે. આ આત્માનો એક ભાગ બુદ્ધિ છે જેનાથી સત્ય જાણી શકાય છે અને બીજો ભાગ ઇચ્છાશક્તિ છે જે મુક્ત છે. આને કારણે દરેક કૅથલિકે માનવવ્યક્તિત્વના મૂળભૂત ગૌરવમાં શ્રદ્ધા રાખવી જોઈએ. લોકશાહીનો આધાર પણ આના પર જ છે. પરિસ્થિતિ આમ હોવાથી કોઈ પણ કૅથલિક એવા રાજકીય સિદ્ધાન્તને ન અપનાવી શકે જે એમ માનતો હોય કે રાજ્ય એ એક સ્વતંત્ર અને વિશિષ્ટ કોટિનું તંત્ર છે અને તેના તરફ વફાદારી રાખવી જ જોઈએ. ખરી રીતે રાજ્ય એ પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા છે અને તે પોતાની સત્તા લોકોની સંમતિમાંથી જ મેળવે છે.

'એમ પણ માનવાને કોઈ કારણ નથી કે કૅથલિકો એક બાજુ પરમેશ્વરના રાજ્યમાં માનતા હોઈ બીજી બાજુ તેઓ રાજ્યને એક વ્યવસ્થિત તંત્ર તરીકે સંપૂર્ણ રીતે વફાદાર નહિ રહે'

૭ વર્ષ પછી જ્યારે ડેમોક્રેટીક પક્ષનું અધિવેશન મળ્યું ત્યારે એ અધિવેશનમાં ઉપપ્રમુખપદ માટેની ખુલ્લી ચૂંટણીમાં કેનેડીની કેફાઉવર સામે બહુ નજીવા તફાવતથી હાર થઈ હતી. તે વખતે એક સંવાદદાતાએ તેમને પૂછ્યું હતું : 'ધારો કે કોઈ એવી પરિસ્થિતિ પેદા થાય જેમાં તમારા સંપ્રદાયના આદેશો અને દેશ તમારી પાસેથી જે અપેક્ષા રાખે છે તે વચ્ચે ઘર્ષણ જાગે. આ પરિસ્થિતિમાં તમે શું કરો ?'

કેનેડીએ જવાબ આપ્યો : 'પ્રથમ તો આવું ઘર્ષણ ઊભું થાય એવી પરિસ્થિતિની હું કલ્પના જ નથી કરી શકતો; પણ ધારો કે

એવી પરિસ્થિતિ પેદા થાય તો ? એ પ્રશ્નનો મારો જવાબ એ છે કે મારા સંપ્રદાયમાં મને કોઈ આદેશો આપતું નથી. અમારો સંપ્રદાય એ રીતે કામ પણ કરતો નથી. હું કૉંગ્રેસમાં દશ વર્ષથી છું, પણ મને હજુ સુધી મારા સંપ્રદાય તરફથી અમુક રીતે વર્તવાનો કોઈ આદેશ મળ્યો નથી. લોકોને એવી ભીતિ છે કે કૅથલિકોને એક વધુ ઊંચી સંસ્થા દ્વારા આદેશો મળ્યા કરે છે. તેમને આવા કોઈ આદેશ નથી મળતા. મને તો નથી જ મળતા.

'વળી, એક ખાનગી વ્યક્તિ જે આચાર રાખી શકે તેવો આચાર હું ન જ રાખી શકું મારે મારા મતદારો તરફ અને બંધારણ તરફ કેટલીક જવાબદારી બજાવવાની હોય છે. એટલે જો એ બે વચ્ચે ઘર્ષણનો કોઈ પ્રસંગ જાગે અને એ ઘર્ષણ જો કેવળ વૈયક્તિક નીતિનો પ્રશ્ન ન હોય તો બહુમતીનું જેમાં હિત સંકળાયેલું છે તે પ્રમાણે કામ કરવા હું બંધાયેલો છું.'

આ અંગેનાં કૅનેડીનાં તાજેતરનાં મંતવ્યો વિશેનું એક સંપૂર્ણ નિવેદન લોકોને ૧૯૫૮માં બહુ આકસ્મિક રીતે મળ્યું. 'લુક' અખબારના એક સંવાદદાતા ફ્લેચર નેબેલે ૧૯૬૦ની ચૂંટણીમાં ઊભા રહેનાર કૅથલિક ઉમેદવારોની સ્થિતિ અંગે સામાન્ય પ્રશ્નો પૂછતાં પૂછતાં ધર્મના પ્રશ્ન સંબંધી કૅનેડીના વિચારો જાણવા તેમને કેટલાક પ્રશ્નો પૂછ્યા. કૅનેડીએ લાગલો જ જવાબ આપ્યો :

'ધર્મ સંબંધી માણસના અંગત જીવનમાં ગમે તે મંતવ્યો હોઈ શકે, પણ જે વ્યક્તિ જાહેર અધિકારના પદ ઉપર છે તેને માટે બંધારણ, તેની તમામ જોગવાઈઓ, તેમાં થયેલો પ્રથમ સુધારો અને ધર્મ અને રાજ્યની એકબીજાથી વિભિન્નતા — આ સિવાય બીજું કશું જ વધુ અગત્યનું હોઈ શકે નહિ. પ્રમુખપદ માટેની મારી ઉમેદવારીનો પ્રશ્ન બાજુએ મૂકીએ તોપણ એક સૅનેટર તરીકે હું માનું છું કે આપણી અમેરિકન સંસ્કૃતિ અને વારસાના મૂળમાં ધર્મ અને રાજ્યની વિભિન્નતાનો ખ્યાલ રહેલો છે અને એ ખ્યાલ યથાવત્ રહેવો જોઈએ.'

આગળ ચાલતાં કેનેડીએ જણાવ્યું, 'વેટીકનમાં મને જો એલચી બનાવવામાં આવે તો એ એલચીપદ સ્વીકારવાની હું સાફ ના પાડું. આ સ્થાનના રોમમાં ગમે તે લાભ હોય — એ લાભ છે કે નહિ તે હું નથી જાણતો — પણ એ લાભોની અમેરિકામાં તો વિપરીત અસર જ પડવાની.

'આપણા બંધારણનો જે પહેલો સુધારો છે તે બહુ શાણો છે. મધ્યસ્થ સરકારનાં નાણાંનો ઉપયોગ સાપ્રદાયિક કે ખાનગી શાળાઓના નભાવ માટે કરવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી. અમેરિકાની વરિષ્ઠ અદાલતે આપેલા ચુકાદા મુજબ આવું પગલું પહેલા સુધારાની જોગવાઈ અનુસાર ગેરબંધારણીય છે. મધ્યસ્થ સરકાર કોઈ પણ સંપ્રદાય કે તેની શાળાઓને નભાવવા માટે ખર્ચ કરે તો તેનો હું વિરોધ કરું. બસ, જમણવાર અને એવા બીજા નાના નાના પ્રશ્નોમાં મને લાગે છે કે મૂળભૂત પ્રશ્ન આર્થિક અને સામાજિક છે, ધાર્મિક નથી. અદાલતોએ કાયદાના જે અર્થ ઘટાવ્યા છે તેની મર્યાદામાં રહી દરેક પરિસ્થિતિનો સ્વતંત્ર રીતે વિચાર થવો જોઈએ.'

'લુક' અખબારમાં કેનેડીની આ મુલાકાત પ્રસિદ્ધ થતાં જ દેશભરમાં કેનેડી સામે વિરોધવંટોળ જાગ્યો. આમાં મુખ્ય વિરોધ કેનેડીના હમદીનો તરફથી જ થતો હતો. કેથલિક ધર્મગુરુઓના મુખપત્ર 'અમેરિકા' સાપ્તાહિકમાં એમ લખવામાં આવ્યું કે કેનેડી ધર્મઝનૂની લોકોને ખુશ કરવા મિથ્યા પ્રયાસ કરી રહ્યા છે. કેનેડીએ પોતાની મુલાકાતમાં એમ ભારપૂર્વક જણાવ્યું હતું કે માણસ પોતાના અંગત જીવનમાં ગમે તે ધર્મ પાળતો હોય, પણ બંધારણને વફાદાર રહેવાના એણે જે સોગદ લીધા છે તેની આડે આ ધાર્મિક માન્યતા આવી શકે નહિ. 'અમેરિકા'ના તંત્રીએ તેમના આ વક્તવ્ય માટે તેમની ખૂબ ટીકા કરી. તેણે લખ્યું : 'મી કેનેડી સાચે જ આમ નથી માનતા. કોઈ ધાર્મિક વૃત્તિનો માણસ પછી તે કેથલિક હોય, પ્રોટેસ્ટન્ટ હોય કે યહૂદી હોય, પણ આવો અભિપ્રાય ધરાવી શકે નહિ. માણસની ચેતનાની તેના જાહેર તેમ જ ખાનગી જીવન પર અસર

પડયા વગર રહી શકતી નથી.' 'અમેરિકા'એ એવું ગર્ભિત સૂચન કર્યું કે પોતાની જાતે ધાર્મિક કસોટીએ ચકાસવા દઈ કૅનેડીએ પોતે જ એ નિવેદનમાં વાસ્તવિક રીતે બંધારણનો ભંગ કર્યો હતો.

કૅથલિક સંપ્રદાયનાં બીજાં મુખપત્રોએ પણ કૅનેડી પર ટીકાની ઝડી વરસાવવામાં બાકી ના રાખ્યું. પ્રોવીડન્સ (ર્‌હોડ આઈલૅન્ડનું મુખ્ય શહેર)ના એક કૅથલિક અખબારે જણાવ્યું કે પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કરવામાં કૅનેડી જરા વધુ પડતા આતુર અને ઉતાવળા બન્યા છે. 'કૅથલિક મેસેન્જર'માં એક પત્રલેખકે જણાવ્યું : 'એક કૅથલિક ઉમેદવાર અમેરિકનવાદ વિશેના પોતાના ખ્યાલો અંગે બ્લેન્શાર્ડ (પૉલ બ્લેન્શાર્ડ) અને આર્થર (ગ્લેન આર્થર જે પ્રોટેસ્ટન્ટો અને બીજા અમેરિકનોનો નેતા હતો અને રાજ્ય અને ધર્મને એક બીજાથી જુદાં રાખવા અંગે જેણે સંયુક્ત મોરચો રચ્યો હતો) જેવા માણસોને પ્રશ્નો જ શા માટે પૂછવા દે છે?' તંત્રીએ સવાલ કરતાં, 'કૅનેડીને કંઈ પણ કહેવાની જરૂર જ શી છે?' 'કૅથલિક રિવ્યુ'એ લખ્યું. 'આપણે કોઈ બૅપ્ટીસ્ટ પ્રમુખને કે કોઈ પ્રેસ્બીટેરિયન પ્રમુખને કે કોઈ એપીસ્કોપેલિયન પ્રમુખને બંધારણ અંગેનું તેમનું મંતવ્ય જાહેર કરવાનું નથી કહેતા.' એ જ પત્રે આગળ ચાલતાં લખ્યું, 'ખેતીવાડી ખાતાના મંત્રી એઝરા ટાફ્ટ બેન્સન જે એક મોરમોન બિશપ તેમની પાસેથી પ્રોટેસ્ટન્ટો બંધારણ પ્રત્યે વફાદારીનું નિવેદન કેમ નથી જાહેર કરાવતા?'

કૅનેડીની સામે કૅથલિકોમાં જ જે પ્રત્યાઘાતો જાગ્યા તે પરથી કેટલાકના મનમાં એવી શંકા થવા લાગી કે એક કૅથલિક ઉમેદવારને આ સંજોગોમાં પ્રમુખપદ માટે ઊભો રાખવો ઇષ્ટ ગણાશે? એક મોન્ગીન્યોરે લખ્યું : 'આવતી ચૂંટણીમાં કોઈ કૅથલિક પ્રમુખપદ માટેના ઉમેદવાર તરીકે ઊભો રહે એ મને જરાય પસંદ નથી. હું કબૂલ કરું છું કે અમેરિકામાં કૅથલિકો સામેનો પૂર્વગ્રહ હવે ઓછો થઈ ગયો છે અને કોઈ કૅથલિક ઉમેદવાર એ પદ માટે ચૂંટાય એ શક્ય પણ છે પરંતુ હજુ ધાર્મિક ઝનૂન એટલું બળવાન છે કે એક સામાન્ય

કૅથલિકને પોતે રાષ્ટ્રપ્રેમી અમેરિકન છે એ સિદ્ધ કરવા માટે કેવળ કૅથલિક સંપ્રદાયના જ નહિ, પણ ખ્રિસ્તી ધર્મના કેટલાક સામાન્ય ખ્યાલો અભરાઈ પર મૂકવા પડે.'

કૅથલિકો તરફથી આટલી બધી દલીલો થતી જોઈ કૅનેડીને ઘણી નવાઈ લાગી. અલ સ્મિથે પણ લગભગ આવા પ્રકારનાં નિવેદનો કર્યાં હતાં, પણ તેમની સામે આવા કોઈ પ્રતિકૂળ પ્રત્યાઘાતો જાગ્યા નહોતા. એ થોડા ગુસ્સે પણ થયા. તંત્રીલેખોમાં થયેલી કેટલીક ટીકાને તેમણે 'પંડિતોના તર્કવિતર્ક' તરીકે જાહેર કરી. તેમણે કહ્યું : 'એ તંત્રીઓ મને પૂછે છે કે તમે હોદ્દાના જે સોગંદ લીધા છે તેનું મૂલ્ય તમારી ચેતના કરતાં તમે ખરેખર ઊંચું આંકો છો ? અલબત્ત, મારા મનમાં આવી કોઈ કશમકશ છે જ નહિ. તમે લીધેલા સોગંદ પાળો એ પણ તમારી ચેતનાનો એક ભાગ જ છે' આ પ્રશ્ન આટલો બધો વહેલો ચર્ચાયો તેથી કૅનેડીને આનંદ તો થયો જ. તેમણે ૧૯૬૦માં કહ્યું કે, 'આજે હવે હું એ કહેવાની સ્થિતિમાં છું કે બુદ્ધિયુક્ત કહી શકાય એવા તમામ પ્રશ્નોના મેં જવાબ આપ્યા છે.' કૅનેડીએ જે વલણ અખત્યાર કર્યું તેથી કેટલાક કૅથલિકો તો એટલા બધા ગુસ્સે થયા હતા કે કૅનેડીકુટુમ્બના એક જૂના મિત્ર રિચર્ડ કાર્ડીનલ કુશીંગને કૅનેડીના બચાવ માટે બહાર પડવું પડયું. તેમણે એક નિવેદનમાં જણાવ્યું, '......કૅનેડીનો મને જે અંગત પરિચય છે તે પરથી હું નિઃસંકોચ એટલું કહી શકું કે તે પોતાની ચેતનાનાં ઊંચામાં ઊંચાં ધોરણો અનુસાર અને પોતાના હોદ્દાના સોગંદ અનુસાર પોતાની જાહેર ફરજો હંમેશા બજાવશે'

પ્રોટેસ્ટન્ટ નેતાઓ બહુ સાવધાનીપૂર્વક કૅનેડીનાં મંતવ્યોને બહાલી આપતા. પી. ઓ. એ. યુ. સંસ્થાના એક્ઝેક્યુટિવ ડાયરેક્ટર ગ્લેન આર્ચરે કહ્યું, 'કૅનેડીનું વલણ બહાદુરીભર્યું છે.' 'ક્રિશ્ચન સેન્ચરી' નામના અખબારે લખ્યું, 'કૅનેડીની સચ્ચાઈ પ્રશંસાપાત્ર છે, પણ તેની હજુ આ શરૂઆત છે.' પ્રોટેસ્ટન્ટોના મોવડીઓનું એમ કહેવું હતું કે મુખ્ય મુશ્કેલી એ છે કે રોમન કૅથલિક સંપ્રદાયનો એવો દાવો છે કે એ જ એક સાચો

સંજોગોમાં માણસ પોતાની સ્વતંત્રતા ગુમાવે તે પ્રત્યે હું નફરત બતાવું છું. બળજબરીથી થતા ધર્માન્તરોનો હું વિરોધ કરું છું.' મુલાકાતને અંતે બિશપોએ કૅનેડીને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા હતા એમ કહેવાય છે.

જૂના સમયના રોમન કૅથલિક ધર્મગુરુઓ કોઈ પણ માણસની આ જાતની તપાસ કરી તેને હેરાન કરતા એવા — ' ટાઈમ 'ના શબ્દો ટાંકીએ તો — આ ' ઈન્કિવીઝીશન 'થી કેટલાક કૅથલિકો રોષે ભરાયા. ' કોમનવીલ 'માં જ્હોન કોગ્લેએ લખ્યું : ' જો કૅથલિક બિશપોએ આ જાતની તપાસ કરી હોત તો પ્રૉટેસ્ટંટોએ બૂમરાણ મચાવી મૂક્યું હોત કે આ તો માણસનું કાતિલ ખૂન છે.' પણ આ રીતે કે બીજી કોઈ રીતે ધર્મનો પ્રશ્ન ચર્ચાય તે સામે કૅનેડીને કોઈ વાંધો નથી. એક વાર એક સંવાદદાતાએ તેમને આ વિષય સંબંધી ગભરાતાં ગભરાતાં પ્રશ્ન કર્યો અને કહ્યું : ' મને લાગે છે કે આ વિષય આપને બહુ ગમતો —' કૅનેડીએ તેને અધવચ્ચે જ અટકાવી કહ્યું, ' મને નથી લાગતું કે આ વિષય ઘણો અપ્રિય છે.'

એટલે કૅનેડીને આ વિષયની ચર્ચા અપ્રિય નથી. માત્ર જ્યારે તેમને કોઈ ધાર્મિક ચોકઠામાં બેસાડવાનો પ્રયાસ થાય છે ત્યારે એ ગુસ્સે થઈ જાય છે. કોઈ તેમને ' ઉદારમતવાદી ' કે ' રૂઢિચુસ્ત ' એવાં લેબલો લગાડી તેમની શક્તિઓ પામવાનો પ્રયાસ કરે છે અને તે ગુસ્સે થઈ જાય છે તેમ તેમને કોઈ કૅથલિકોનું લેબલ લગાડે તોપણ એ ગુસ્સે થઈ જાય છે. કૅથલિક સંપ્રદાયની તેમની માન્યતાને કારણે એમને પ્રમુખ તરીકે વરિષ્ઠ અદાલતે ઘટાવેલા અર્થ પ્રમાણે બંધારણનો અમલ કરવો મુશ્કેલ કે અશક્ય થઈ પડશે એ હકીકત માનવા એ તૈયાર નથી. તે માને છે કે રોમન કૅથલિક સંપ્રદાય એ એવું જડ વ્યવસ્થાતંત્ર નથી કે જેમાં ઘણાં દૃષ્ટિબિન્દુઓને અવકાશ જ ન હોય અને રોમન કૅથલિક સંપ્રદાયને માનનારો કોઈ જાહેર અધિકારી તેના ધર્મગુરુઓના રાજકીય વિચારોનો ગુલામ પણ નથી. કૅથલિક અધિકારીઓ ઘણી વાર કૅનેડી માટે ટીકા કરે છે કે તેમણે પોતાના ' અંગત જીવન 'માં જ ધર્મનું સ્થાન સ્વીકાર્યું છે. આ ટીકાનો જવાબ આપતાં કૅનેડી

તેનો ઈન્કાર કરવો કેવળ મૂર્ખતા છે. પણ આ ઉપરથી તમે જે અનુમાન દોરવા પ્રેરાઓ છો કે કોઈ કૅથલિક અધિકારી અમુક સંજોગોમાં અમુક કાર્ય જાહેર હિતનું ના હોય છતાં પણ એ દબાણને વશ થઈ કરે છે તે માનવા માટે હું તૈયાર નથી, કારણ કે બીજા સંપ્રદાયમાં માનનારા અથવા કોઈ પણ સંપ્રદાયમાં નહિ માનનારા અધિકારીમાં પણ આવા દબાણને વશ થવાની નિર્બળતા એટલા જ પ્રમાણમાં હોય છે...કૅથલિકો અને પ્રોટેસ્ટન્ટો વચ્ચે તમે માનો છો એટલી તીવ્ર તંગદિલી પ્રવર્તતી હોય એમ મને નથી લાગતું અને આજે લોકોમાં એમ કહેવાઈ રહ્યું છે કે જો કોઈ કૅથલિકને અમેરિકાના પ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવશે તો કૅથલિકો અને પ્રોટેસ્ટન્ટો વચ્ચે જગાલિયતભર્યું યુદ્ધ થશે એ માન્યતાને, અલબત્ત, હું તો મારા અનુભવને કારણે ટેકો ન જ આપી શકું.'

બીજા એક આવા જ ચિંતાતુર પ્રોટેસ્ટન્ટને કૅનેડીએ જણાવ્યું હતું, 'હું પ્રામાણિકપણે એટલું તો કહી શકું કે મારા જાહેર જીવન દરમિયાન એક પણ પ્રસંગે રોમન કૅથલિક સંપ્રદાયનો કે અન્ય કોઈ સંપ્રદાયનો પ્રતિનિધિ મારી પાસે આવ્યો નથી અને હું માનતો હોઉં એવા જાહેર હિતથી વિસંગત એવું એક પણ કૃત્ય મારી પાસે કરાવવા તેણે દબાણ કર્યું નથી.'

કૅનેડીનું આ મક્કમ વલણ છે કે જાહેરસેવાઓમાં કૅથલિકોની જે મોટી સંખ્યા છે તે અને કૅથલિક સંપ્રદાયના જે ધર્મગુરુઓ અને અન્ય અધિકારીઓની પરંપરા છે તે આજે આ સંપ્રદાયના જૂના જડ ચોકઠા પ્રમાણે નથી વર્તતા.

પોતાની ધાર્મિક માન્યતાના પ્રશ્ન કરતાં લોકો એ પ્રમુખ તરીકે શું કરવા ઇચ્છે છે તે અંગે વધુ ગભીરતાથી પ્રશ્નો પૂછે એમ કૅનેડી પોતે ઇચ્છે છે. આ સબંધમાં ૧૯૬૦માં કૅનેડીએ એવું વલણ અખત્યાર કર્યું છે જે બિનકૅથલિકોને વધુ સ્વીકાર્ય બને તેવું છે. થોડાં વર્ષ પૂર્વે

તેમનુ વલણુ સહેજ જુદું હતું દા ત. ૧૯૫૪ના એપ્રિલમા તેમણે કેમ્બ્રોજના એક મતદારને લખેલા પત્રમાં જણાવ્યું હતુ, 'સેનેટમાં જો વેટીકનમાં અમેરિકાનો એલચી રાખવા અંગે પ્રસ્તાવ આવે તો હું તેને ટેકો આપીશ, કારણ કે રૂઝવેલ્ટ અને ટ્રુમન બને વેટીકનમા અમેરિકાનો કોઈ પ્રતિનિધિ હોવો જોઈએ એવો આગ્રહ રાખતા હતા' પાંચ વર્ષ કેનેડીએ આવી નિમણૂકનો સખત વિરોધ કર્યો સતતિનિયમન જેવા 'નૈતિક' પ્રશ્નો સબધી તેમનુ વલણ સાચી યા ખોટી રીતે કેથલિકોનુ જે વલણ માની લેવામા આવે છે તેનાથી વિરુદ્ધનુ છે તાજેતરમા સતતિનિયમન અગે તેમનો અભિપ્રાય જાણવા માટે પુછાયેલા એક પ્રશ્નના જવાબમા તેમણે જણાવ્યુ હતુ : 'અમુક સામાન્ય સિદ્ધાન્તોનો વિશિષ્ટ વાસ્તવિક પરિસ્થિતિમા કેવી રીતે અમલ કરવો એ અગે કેથલિકોમા સારા પ્રમાણમા મતભેદ જોવા મળે છે. અમુક મૂળભૂત નૈતિક સિદ્ધાન્તોને માન્ય ગણતા કેથલિકો જાહેર નીતિના જુદા જુદા પ્રશ્નો સબંધી જુદા જુદા વલણો ધરાવતા તમે જુઓ છો તેની પાછળનુ સાચુ કારણ આ છે જાહેર પ્રશ્નો જ્યારે રાજકીય ક્ષેત્રે ઉદ્દભવે ત્યારે તેની નૈતિક અસરોનો પણ તમારે વિચાર કરવો જોઈએ, પણ જાહેર હોદ્દો ધરાવનાર વ્યક્તિની જવાબદારી એ છે કે પોતાને જેમા લોકોનુ કલ્યાણ લાગતુ હોય એ ધોરણે જ તેણે આ પ્રશ્નો સબધી નિર્ણયો લેવા જોઈએ. આવો કોઈ નિર્ણય કેથલિકોના વર્તમાન અભિપ્રાય સાથે સુસગત છે કે નહિ તે જોવાની તેને કોઈ જરૂર નથી ....'

કેનેડીને વિવિધતા, વિભિન્નતા અને બહુમતવાદમાં શ્રદ્ધા છે તેમા જ ધર્મ અને રાજ્ય અગેના તેમના મતવ્યોનુ મૂળ રહેલું છે એ કહે છે. 'અમેરિકાના ઇતિહાસના મારા અભ્યાસે મારા મન ઉપર એક હકીકતની બહુ ઊંડી છાપ પાડી છે અને તે એ કે આ દેશ દરેક ધર્મ અને સંસ્કૃતિના ઉત્તમાંશોને અપનાવી શક્યો છે એ તેનું અહોભાગ્ય છે આવુ અહોભાગ્ય દુનિયાના બહુ થોડા દેશોને પ્રાપ્ત થયું છે અમેરિકાએ મતભેદો તરફ માત્ર સહિષ્ણુતા દાખવી નથી, પણ

એના પર એક નવી અને સમૃદ્ધ સંસ્કૃતિની ઇમારત રચી છે. મારી આ એક દઢ માન્યતા છે કે આપણે ત્યાં પ્રવર્તતા ધાર્મિક અને સાંસ્કૃતિક બહુમતવાદે આપણને આપણું એક મુખ્ય બળ આપ્યું છે......' બહુમતવાદનો અર્થ કૅનેડીને મન એવો સમાજ નથી કે જે એક બીજાંથી તદ્દન જુદાં અને સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતાં જૂથોનો બન્યો હોય અથવા તો એક નીરસ સુસંગઠિત એકમનો બનેલો હોય; પણ કૅનેડી એવા સમાજમા માને છે જેમાં જુદાં જુદાં એકમો પોતાની વિશિષ્ટતા અને વૈયક્તિતા ગુમાવ્યા વગર એકબીજાં સાથે રહી શકે અને સંસ્કૃતિના વિકાસમાં પોતાનો વિશિષ્ટ ફાળો આપી શકે.

૧૯૫૯ની વસંત ઋતુ દરમિયાન કૅનેડીએ કૉલોરાડોની એક મહિલાને લખેલા પત્રમાં જણાવ્યું હતું, 'અમેરિકાના બંધારણના આદેશ પ્રમાણે વર્તવાના જેણે સોગંદ લીધા છે એવા એક જાહેર અધિકારી તરીકે મારે કોઈ પણ ખાનગી સંસ્થા તરફ ફરજ બજાવવાની રહેતી નથી. એ સંસ્થા ધાર્મિક છે કે અન્ય પ્રકારની છે એ પ્રશ્ન અસ્થાને છે. મારે તો જેમાં સમષ્ટિનું હિત સંકળાયેલું હોય એ પ્રત્યે જ ફરજ અદા કરવાની છે.

'ટૂંકમાં મારી દઢ માન્યતા છે કે આપણે અમેરિકામાં સામાન્ય રીતે સમજીએ છીએ તે પ્રમાણે ધર્મ અને રાજ્ય એક બીજાથી તદ્દન જુદાં હોવાં જોઈએ. એટલે કે ધર્મ અને રાજ્યના જે જુદા જુદા કાર્યપ્રદેશો છે તે કાર્યપ્રદેશોમાં બંને એકબીજાંની કોઈ પણ દખલ વગર મુક્ત રીતે કામ કરવા સ્વતંત્ર હોવાં જોઈએ. આપણે એક ઉદારમતવાદી લોકશાહીવાળા સમાજમાં જીવીએ છીએ. આ સમાજમાં જુદા પ્રકારની માન્યતા અને અમાન્યતાને અવકાશ છે. મારા મનમાં એ વિશે જરાય શંકા નથી કે આપણા બંધારણ હેઠળ આજે બહુમતવાદ વિકસ્યો છે તેણે આપણને એક એવું વ્યવસ્થાતંત્ર આપ્યું છે જેમાં જુદા જુદા અભિપ્રાયોના સહઅસ્તિત્વની શકયતા છે અને આ અભિપ્રાયો એક બીજાને અસર કરતા હોઈ અંતે તો સમગ્ર

પોતાની વિચારસરણીને વ્યાપક બનાવવાની તેમને માટે એક ઉત્તમ તક હતી; પણ જેઓ તેમની શહેરી, હિજરતી અને કેથલિક પશ્ચાદ્ભૂમિકા પર ઢાંકપીછોડો કરવા માગતા હતા તેમને તેમણે સહકાર આપવાની ના પાડી. કેનેડીના સહકાર્યકરો કબૂલ કરે છે કે તેમનું આ પગલું શૂરવીરતાભર્યું હતું, પણ એ પગલું હાથે કરીને પરાજય નોતરવા જેવું હતું. જે માણસ આટલો બધો પરદેશી જેવો લાગતો હતો તેને અપનાવવાની કોઈ વૃત્તિ લોકોમાં દેખાતી નહોતી. એ રીતે જોવા જઈએ તો સ્મિથ ઘણા પ્રામાણિક હતા. બીજી દૃષ્ટિએ વિચાર કરીએ તો તે ઘણા અવ્યવહારુ હતા. ઓસ્કર હેન્ડલીન કહે છે, 'સ્મિથને કદાચ એવો ભય હશે કે જો તે પોતાની બોલવાની રીતભાત છોડી દેશે તો જે લોકોની વચ્ચે એ મોટા થયા હતા તે લોકો તરફ તે વિમુખ થયા ગણાશે અને પોતાની જાત પ્રત્યે-તેમના પ્રત્યે અપ્રામાણિક બન્યા ગણાશે.' અલ સ્મિથ જો ચૂંટણીપ્રચાર કરે તો અલ સ્મિથ તરીકે જ કરે, બીજી કોઈ રીતે નહિ.

કેનેડીના સહકાર્યકરોની બીજી દલીલ એવી હતી કે ૧૯૨૮નું વર્ષ એવું હતું કે કોઈ પણ કેથલિકની સાચી શક્તિની કસોટી ના થાય. ડેમોક્રેટીક પક્ષનો કોઈ પણ ઉમેદવાર ત્યારે પ્રમુખપદે ચૂંટાઈને આવે એ શક્યતા બહુ થોડી હતી. તે વખતના પ્રમુખ કાલ્વીન કુલીજ એટલી સ્વસ્થતા અને શાંતિથી દેશનો વહીવટ કરી રહ્યા હતા કે તેમના પર ટીકા કરવા માટે તેમની નબળી કડીઓ શોધવાનું કામ પણ મુશ્કેલ હતું. રિપબ્લીક પક્ષે હર્બર્ટ હૂવરને પ્રમુખપદ માટેના પોતાના ઉમેદવાર તરીકે પસંદ કર્યા હતા. એક ઉદાર વૃત્તિના રિપબ્લીકન તરીકે તેમની કીર્તિ દેશમાં પ્રસરેલી હતી. દેશ આખો સમૃદ્ધિમાં રાચતો હતો. ડેમોક્રેટીક પક્ષમાં દારૂનિષેધ, ધર્મ અને બીજા પ્રશ્નો અંગે જબરો વિખવાદ પડયો હતો. પરિસ્થિતિ આમ હોવા છતાં સ્મિથ સારા પ્રમાણમાં મત મેળવી શક્યા. તેમને કુલ એક લાખ પચાસ હજાર મત મળ્યા. ચાર વર્ષ પૂર્વેની ચૂંટણીમાં ડેમોક્રેટીક પક્ષના ઉમેદવારને આનાથી અડધા મત મળ્યા હતા. ( અલબત્ત, તે વખતે પ્રગતિશીલપક્ષીઓ ડેમોક્રેટિ

પક્ષના કેટલાક મત મેળવી ગયા હતા.) જે ઉમેદવાર માટે એમ મનાતું હતું કે ગામડાંના લોકો તેને બહુ મત નહિ આપે તેણે પણ દક્ષિણ અમેરિકાનો ગ્રામવિસ્તાર બાદ કરતાં બીજા ગ્રામવિસ્તારમાંથી નોંધપાત્ર સંખ્યામાં મત મેળવ્યા હતા.

એટલે કેનેડીના કાર્યકરોને લાગે છે કે ૧૯૬૦ની પ્રમુખપદ માટેની ચૂંટણીમાં અલ સ્મિથના ઉદાહરણમાંથી કોઈ બોધપાઠ લેવા જેવો નથી. કેનેડીને બહુ બહુ તો કોઈ એમ કહી શકે કે એ એક પ્રાન્તીય મનોવૃત્તિ ધરાવનાર વ્યક્તિ છે. તેમની શ્રીમંતાઈ, હાર્વર્ડમાં લીધેલું શિક્ષણ, બૌદ્ધિક સિદ્ધિઓ, સ્પષ્ટ ઉચ્ચારણ, કુટુમ્બનું ઉદાર વાતાવરણ અને વલણ વગેરેમાં એ સાંસ્કૃતિક દૃષ્ટિએ સ્મિથથી તદ્દન જુદા પડી જાય છે. પોતાના જીવનમાં જે ફેરફાર કરવાની સ્મિથે ના પાડી હતી તે જ ફેરફાર કેનેડીએ પોતાના જીવનમાં કર્યો છે. બીલ્સ સ્ટ્રીટમાં રહેતા એક નીચલા મધ્યમ વર્ગના માનવી રહેવાને બદલે તે આજે સામાજિક દૃષ્ટિએ ઉચ્ચ ગણાતાં વર્તુળોમાં ફરતા થઈ ગયા છે.

કેનેડીના કાર્યકરો તરફથી એવી પણ દલીલ કરવામાં આવે છે કે કોઈ પણ દૃષ્ટિએ વિચાર કરતાં જમાનો પલટાયો છે. ૧૯૨૦ની સાલ પછીના અમેરિકામાં અને ૧૯૬૦ પછીના અમેરિકામાં ઘણો ફેરફાર થયો છે. ૧૯૫૮માં કૅથલિકો કેલિફોર્નિયા, ઓહિયો, પેન્સીલ્વેનિયા અને મિનેસોટા રાજ્યો જ્યાં કૅથલિકોની લઘુમતી હતી ત્યાંથી પણ ગવર્નરો કે સેનેટરો તરીકે ચૂંટાયા છે સેનેટમાં ડેમોક્રેટીક પક્ષના જે સભ્યો હતા તેમાંથી બાર કૅથલિકો હતા. આ ઉમેદવારોને ચૂંટણીમાં સફળતા મળી એ નિઃશંક રીતે એટલું સિદ્ધ કરે છે કે લોકોમાં ધાર્મિક મતાન્તર ક્ષમા તો વધી જ છે, પણ તે સાથે સાથે કૅથલિકોની વસ્તીમાં પણ વધારો થયો છે અને અગાઉ કૅથલિકો અમુક રાજ્યોમાં જ સ્થિર થયા હતા તેને લઈને હવે તેમણે બીજાં રાજ્યોમાં સ્થળાન્તર કરવા માંડ્યું છે જેથી તેમના મત વધારે પ્રમાણમાં વહેંચાયા છે.

છતાં આ બધી પ્રગતિ સૂચક છે. હજુ નિશ્ચિત કહી શકાય એમ નથી. પ્રમુખપદે એક કૅથલિક ચૂંટાઈને આવે તે શક્યતાની અંતિમ

કસોટી એ કમોટી પોતે જ હોઈ શકે : અમુક ચોક્કસ વર્ષમાં આ ઉચ્ચતમ પદ પ્રાપ્ત કરવાની અમુક એક કેથલિક ઉમેદવારમાં કેટલી શકિત છે તેના પર બધો આધાર છે. ૧૯૬૦ની સાલ જેમ નજીક આવતી ગઈ તેમ કૅનેડીના કેટલાક વિરોધીઓએ લોકોનો અભિપ્રાય જાણવા પ્રયત્ન કર્યો અને એમાં મળેલા મતનું પૃથક્કરણ કરી એ કહેવા લાગ્યા કે કોઈપણ કેથલિક ઉમેદવાર આ ચૂંટણીમા વિજય મેળવી શકશે નહિ તેમણે લોકો સમક્ષ એક સમસ્યા મૂકી : ' જો તમારો પક્ષ આ વર્ષની ચૂંટણીમાં પૂરી લાયકાત ધરાવતો ઉમેદવાર પ્રમુખપદ માટે ઊભો રાખે અને એ ઉમેદવાર કૅથલિક હોય તો તમે એને મત આપશો ? ' અને પછી આ પ્રશ્નનો જવાબ મેળવવા તેમણે પ્રયત્ન કર્યો. ૧૯૫૬મા પ્રમુખપદ માટેના ઉમેદવારનાં નામ નક્કી કરવા પક્ષોના અધિવેશન મળ્યાં ત્યારે લગભગ ૨૦૦૦ જેટલા મતદારોને આ પ્રશ્ન પૂછવામા આવ્યો આ મતદારોમા દેશના તમામ પ્રકારના વર્ગોનુ પ્રતિનિધિત્વ હતુ આ મતગણતરીનુ પરિણામ નીચે મુજબ આવ્યું હતુ

| | |
|---|---|
| હા | ૭૨ ટકા. |
| ના | ૨૨ ટકા. |
| જાણતા નથી | ૫ ટકા. |
| જવાબ નહિ આપનાર | ૧ ટકા. |

જો કોઈ પણ ઉમેદવારને તેના ધાર્મિક માન્યતાને કારણે તેના જ પક્ષના ચોથા ભાગના મતદારો ટેકો આપવા તૈયાર ન હોય તો એ સંજોગોમાં પ્રમુખ તરીકે ચૂંટાઈ આવવાની શકયતા તેને માટે બહુ થોડી રહે છે

કૅનેડી તરફથી વ્યૂહ રચનારાઓ આ માનવા તૈયાર નથી તેઓ કહે છે કે જે લોકો કેથલિક ઉમેદવારને મત આપવાની ના પાડે છે તેમાંના મોટા ભાગના લોકો દક્ષિણના રાજ્યોમાં રહે છે. આ રાજ્યોમાં ડેમોક્રેટીક પક્ષનુ જોર સાર પ્રમાણમા છે અને તેમાંય કૅનેડી તો ઘણા લોકપ્રિય છે. એટલે એ થોડા મત ગુમાવે તો તેથી કંઈ ખાસ હરકત

આવે તેમ નથી. જે બાકીના માણસો છે તેમાંના મોટા ભાગના રિપબ્લીકનો છે અને તેઓ તો કોઈ પણ સંજોગોમાં ડેમોક્રેટીક પક્ષના ઉમેદવારને મત ન આપે એ સમજી શકાય એવું છે. જે લોકોએ એમ કહ્યું છે કે અમે પ્રમુખપદ માટે ઊભા રહેલા કૅથેલિક ઉમેદવારને મત નહિ આપીએ. એમણે એમ પણ જાહેર કર્યું છે કે કેનેડી કયા સંપ્રદાયના છે એ અમે જાણીએ છીએ છતાં એમને અમે મત આપીશું. ૧૯૫૯ના મે માસમાં લેવાયેલા આ જાહેર મત પ્રમાણે આખા દેશમાંથી ૪૭ ટકા જેટલા (૭૦ ટકા દક્ષિણનાં રાજ્યોના) માણસો એ જાણે છે કે કેનેડી કૅથલિક છે; પણ કેનેડીના વ્યૂહકારો એમ માને છે કે બાકીનાઓને પણ આ હકીકતનું જ્ઞાન થાય તોપણ જેઓ કેનેડીના પક્ષમાં છે તેઓ આ કારણે તેમને મત આપતાં ખચકાશે નહિ. કેનેડીના ટેકેદારો કહે છે કે મુખ્ય પ્રશ્ન આ છે કે જેમનો મત લેવામાં આવ્યો છે તેમને એમ પૂછવામાં નથી આવ્યું કે જે લોકો સામાન્ય રીતે રિપબ્લીકન પક્ષના ઉમેદવારને મત આપે અથવા ગઈ ચૂંટણીમાં જેમણે આઈઝનહાવરને મત આપ્યા હતા તે પૈકીના કેટલા લોકો અમુક ઉમેદવાર કૅથલિક છે એ જાણ્યા પછી પણ તેને મત આપે?

ટૂંકમાં આ અભિપ્રાય મુજબ પ્રોટેસ્ટન્ટોની માફક કૅથલિકોના પણ પોતાના આગવા મત છે. આ હકીકત કોઈને ગમે કે ન ગમે પણ તેનો સ્વીકાર કર્યા વિના ચાલે એમ નથી. પ્રમુખપદ માટેની ચૂંટણીમાં બારેક જેટલાં રાજ્યો બહુ ચોક્કસ અને અગત્યનો ભાગ ભજવે છે, કારણ કે ત્યાં ઘણાં મતદારમંડળો છે. આ મતદારમંડળના અભિપ્રાયો વારંવાર બદલાતા રહે છે. આ રાજ્યો તે ન્યુ યોર્ક, પેન્સીલ્વેનિયા, ઇલિનોય, ન્યુ જર્સી, મેસેચ્યુસેટ્સ, કનેકટીકટ, કેલિફોર્નિયા, મિશીગન, મિનેસોટા, ઓહિયો, વિસ્કોન્સીન અને મેરીલૅન્ડ છે. કેનેડીની છાવણીની એવી ગણતરી છે કે દ્વિપક્ષી મતના આધારે લેવામાં આવેલી મતગણતરીમાં કૅથલિક ઉમેદવારને મળેલા કુલ ૪૭ ટકા મતમાંથી ૫૭ ટકા મેસેચ્યુસેટ્સમાંથી, ૫૫ ટકા કનેકટીકટમાંથી, ૪૭ ટકા ન્યુ જર્સીમાંથી, ૪૦ ટકા ન્યુ યોર્કમાંથી અને એ રીતે પ્રમાણ ઘટતાં ઓછામાં ઓછા

૨૫ ટકા મત ઓહિયો રાજ્યમાંથી મળેલા છે. આ બાર રાજ્યોમાંથી ૨૫૩ જેટલા મત કેથલિક ઉમેદવારને પક્ષે પડયા છે તેને હવે બીજા રાજ્યોમાંથી ૨૬૯ જેટલા મત મળી જાય તો તેનો વિજય નિશ્ચિત બને ૧૯૪૦, ૧૯૪૪ અને ૧૯૪૮મા પ્રમુખપદ માટેની ચૂટણીમાં ડેમોક્રેટીક પક્ષ વિજયી બન્યો હતો, કારણ કે મોટા ભાગના મતદારોએ રૂઝવેલ્ટ અને ટ્રુમનને મત આપ્યા હતા ૧૯૫૨ અને ૧૯૫૬ની ચૂટણીમાં ડેમોક્રેટીક પક્ષને આ ચૂટણીમાં નિષ્ફળતા મળી હતી, કારણ કે આ બધા મતદારોએ આઈઝનહાવરને મત આપ્યા.

કેનેડીના કાર્યકરો માને છે કે ૧૯૬૦ની ચૂંટણીમા જીતવાનો મુખ્ય આધાર શહેરના મત ઉપર છે ન્યુ યોર્ક, ફીલાડેલ્ફિયા, ચિકાગો, લોસ એન્જીલેસ અને એવાં બીજા કેટલાંય શહેરોમાં સામાન્ય રીતે કેથલિકો જ ડેમોક્રેટીક પક્ષના મતનુ પ્રમાણ નક્કી કરે છે. આ શહેરોમાં ડેમોક્રેટીક પક્ષનુ કેટલુ જોર છે તે પરથી જે રાજ્યોમાં આ શહેરો આવેલા છે એ રાજ્યોમાં ડેમોક્રેટીક પક્ષનુ કેટલુ જોર રહેશે તેનો અદાજ કાઢવામા આવે છે અને આ રાજ્યોમા જો ડેમોક્રેટીક પક્ષનુ જોર હોય તો સામાન્ય રીતે ડેમોક્રેટીક પક્ષ પ્રમુખપદ માટેની ચુટણીમાં વિજયી બને છે એવી ગણતરી કરવામાં આવે છે આ તમામ પૃથક્કરણની પાછળ કેનેડીના કેટનાક ટેકેદારોનાં અમુક અનુમાન કામ કરી રહ્યાં છે તેઓ માને છે કે કેનેડી માટે અતિમ ચૂટણીમાં વિજય મેળવવો એ કઠિન કાર્ય નથી, પણ ડેમોક્રેટીક પક્ષનુ ઉમેદવારીપત્રક મેળવવુ એ જ કઠિન કાર્ય છે. નવેમ્બરમાં થનાર ચૂટણીમા મોટા ભાગના મતદારો કેનેડીને મત આપશે કે નહિ એ એક કોયડો નથી; પણ જુલાઈ માસમાં મળનાર પક્ષના અધિવેશનમા પ્રતિનિધિઓ કેનેડીને મત આપશે કે નહિ એ જ એક કોયડો છે

અમેરિકાના રાજકારણ માટે લાંબા સમયથી એક લોકવાયકા પ્રચલિત છે કે પ્રમુખપદ માટે કોને ઉમેદવારીપત્રક આપવા એ દરેક પક્ષના થોડા ઉચ્ચ કક્ષાના નેતાઓ એકાદ ઓરડામાં છાનામાના મળી નક્કી

કરે છે. આ લોકવાયકા કયારેય શબ્દશ: સાચી નહોતી અને ૧૯૬૦ની ચૂંટણીમાં જ્યાં જુદી જુદી જાતનાં ઘણા ઉમેદવારો આ સ્થાન માટે ઊભા રહેવા માગતા હોય ત્યાં પક્ષના અધિવેશનમાં ઉચ્ચ કક્ષાના નેતાઓની દોરવણી પ્રમાણે બધું થાય એવી શકયતા હમેશ કરતાં પણ ઓછી થતી જાય છે. રાજ્યનાં ઘણાંખરાં પ્રતિનિધિમંડળો પહેલા મતદાનમાં પોતાની પસંદગીના ઉમેદવારોને મત આપી બીજા મતદાન વખતે જુદાં જુદાં તડોમાં વહેંચાઈ જાય છે અને પછી ધીરે ધીરે યોગ્ય ઉમેદવારો તરફ ઢળતાં જાય છે. રાજ્યકક્ષાના કેટલાક નેતાઓનું તેમના પ્રતિનિધિમંડળ પર વર્ચસ હોય છે. આ પણ નસીબની એક બલિહારી છે કે ન્યુ ઇંગ્લૅન્ડ સિવાયનાં મોટા ભાગનાં રાજ્યોના નેતાઓ જેઓ કૅથલિક હતા તે કૅનેડી પ્રત્યે ઉપેક્ષા સેવતા હતા. ચૂંટણીપ્રચારનું વર્ષ શરૂ થયું ત્યારે તો તેઓ કૅનેડી પ્રત્યે ઉપેક્ષ હતા. અધિવેશનમાં એક 'કૅથલિક જૂથ' ઊભું થશે એવી જે બીતિ પ્રોટેસ્ટન્ટો સેવતા હતા તેમની બીતિ આથી નિર્મૂળ બની.

કેલીફોર્નિયાના ગવર્નર એડમન્ડ જી. ("પૅટ") બ્રાઉન જે કૅથલિક છે અને જે અધિવેશનમાં પોતાના રાજ્યના પ્રતિનિધિમંડળના મોવડી તરીકે જવાનો વિચાર કરતા હતા તેમણે પોતાના રાજ્યના એક ઉમેદવારને ટેકો આપવાનું વચન આપ્યું હતું. આમ કેલિફોર્નિયામાં પ્રમુખપદ માટેની પ્રાથમિક ચૂંટણીમાં ઊભા રહેવાની કૅનેડીની આશા ધૂળમાં મળી. કોઈ પણ ઉમેદવાર પ્રાથમિક ચૂંટણીમાં હારી જવાનું અથવા વિજય મળે તો રાજ્યના નેતાની ખફા મરજી વહોરી લેવાનું બેવડું જોખમ ખેડવા તૈયાર નથી થતો. પેન્સીલ્વેનિયામાં ગવર્નર ડેવિડ લોરેન્સ જે કૅથલિક છે તેમણે સ્ટીવન્સનને જ ટેકો આપવાની સાફ વાત કરી. ઓહિયોમાં કૅથલિક ગવર્નર માઈકેલ વી. ડીસાલી પોતાના રાજ્યના એક ઉમેદવારને ટેકો અપાવવા ખટપટ કરી રહ્યા હતા. ન્યુ યોર્કના બે નેતાઓ મેયર રોબર્ટ વૅગનર અને ટેમેનીના માલિક કારમાઈન દ સેપિયો જે બને કૅથલિકો છે તેમણે કૅનેડીને

કોઈ પણ વચન આપવાની ના પાડી. ન્યુ યૉર્ક રાજ્યના થોડા ગ્રામ-વિસ્તારના પ્રોટેસ્ટન્ટ નેતાઓમાં કૅનેડી માટે કૅથલિકો કરતાં વધુ સારી લાગણી પ્રવર્તતી હોય એમ લાગ્યું.

આ કૅથલિકો રાજકીય દૃષ્ટિએ કૅનેડી જેવા એક અગ્રણી કૅથલિક ઉમેદવાર પ્રત્યે ઉપેક્ષ હતા તેનું કારણ શું હતું ? એક કારણ એ હતું કે કૅનેડીને ડેમોક્રેટીક પક્ષની ટિકિટ મળે તોપણ અંતિમ ચૂંટણીમા એમનો પરાજય થાય એવી શક્યતા મોટી હતી અને એમના પરાજયની અસર એ પડે કે હોદ્દા માટે કૅથલિક ઉમેદવારોને ટેકો આપવાની બધાં સાંપ્રદાયિક જૂથમાં જે વૃત્તિ આજે છેલ્લાં કેટલાંક વર્ષોથી જોવામાં આવે છે તે વૃત્તિમાં પલટો આવે એવો તેમને ભય હતો. આનુ મુખ્ય કારણ કદાચ રાજકીય દૃષ્ટિએ વધુ અંગત હોવાનો સભવ મોટો છે કૅનેડી મૅસેચ્યુસેટ્સમાં અને કૉંગ્રેસમાં પક્ષની અધિકૃત નીતિથી સ્વતત્ર રીતે વર્તતા હતા એ લૉરેન્સ અને દ સૅલિયો જેવા પક્ષના નેતાઓ સારી રીતે જાણતા હતા. ધારો કે કૅનેડી અમેરિકાના પ્રમુખ બને તોપણ તે પક્ષની નીતિની અવગણના કરી તેમની સાથે કામ કરતા શિખાઉ રાજકીય નેતાઓ અને પોતાના અંગત વ્યવસ્થાતંત્રની સલાહ પ્રમાણે જ કામ કરશે ? કેટલાક કૅથલિક નેતાઓ તો ઘાસની ગંજીના કૂતરા જેવી નીતિ અખત્યાર કરી રહ્યા હતા. ૧૯૬૦ની ચૂંટણીમાં કે ૧૯૬૪ની ચૂંટણીમાં એ પોતે જ પક્ષની ટિકિટ મેળવવાની ખ્વાહેશ રાખતા હતા અને જો એ કૅનેડીને ટેકો આપે તો તેમની પોતાની આશાઓ ધૂળધાણી થઈ જાય તેમ હતી. કદાચ આનો સરળ ખુલાસો એ પણ હોઈ શકે કે તે કૅનેડી કરતાં બીજા કોઈ ઉમેદવારને પસંદ કરતા હોય.

પરંતુ કૅનેડીના સારા નસીબે મોટા ભાગના કૅથલિક રાજકીય નેતાઓ અમેરિકાના રાજકીય નેતાઓ તરીકે વિચાર કરતા હતા અને રોમન કૅથલિકો તરીકે વિચાર નહોતા કરતા. રોમન કૅથલિક સંપ્રદાય જડ છે એ આક્ષેપનો કૅનેડીએ પોતે જ રદિયો આપ્યો હતો.

ડેમોક્રેટીક પક્ષમાં તેમણે એક એવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું જેને કારણે તે પક્ષનાં બધાં જ મહત્ત્વનાં જૂથોના સંપર્કમાં આવતા, પણ કોઈ પણ એક જૂથ સાથે તેઓ સંપૂર્ણ રીતે ભળી ગયા નહોતા. એ કેથલિક હોવા છતાં દક્ષિણનાં રાજ્યોમાંથી તેમને ગણનાપાત્ર ટેકો મળ્યો હતો અને આનું કારણ તેમનાં મવાળ રાજકીય મંતવ્યો હતું. પરંતુ ત્યાંનો ટેકો સંગીન કહી શકાય એમ નહોતું. અગ્રણી કેથલિક નેતાઓ બીજા ઉમેદવારોને ટેકો આપતા હતા, એટલું જ નહિ પણ રોમન કેથલિક સંપ્રદાયના ધર્મગુરુઓમાં પણ કેટલાક એવા હતા જે માનતા હતા કે કેનેડીએ રાજ્ય અને ધર્મ એક બીજાથી ભિન્ન હોવાં જોઈએ એવી પોતાની નીતિ જાહેર કરી છે તેનું મૂળ કદાચ રાજકીય ડહાપણમાં હોઈ શકે; પણ તેમને એવી બીતિ હતી કે કેનેડી જો પ્રમુખપદે ચૂંટાઈને આવે તો પોતે કેથલિક તરફી નથી એ સિદ્ધ કરવા માટે સાવધાનીપૂર્વક વધુ પડતો પ્રયાસ કરશે. સાચે જ, જેમ અમુક વચનોથી બંધાઈ જવું એમાં ભય છે તેમ અમુક વચનોથી ન બંધાવવું એમાં પણ એટલો જ ભય છે.

કેટલાક પીઢ અને કેટલાક નવા નેતાઓને આ પરિસ્થિતિમાંથી બહાર નીકળવાનો માર્ગ એ લાગ્યો કે કેનેડીનું નામ ઉપપ્રમુખપદ માટે સૂચવવું જેથી હસાય પણ ખરું અને લોટ પણ ફાકી શકાય. એમ માનવામાં આવતું કે અતિ ચુસ્ત પ્રોટેસ્ટન્ટો ઉપપ્રમુખપદ માટે કોઈ કેથલિક ઉમેદવારનું નામ સૂચવવામાં આવે તો વાંધો નહિ લે અને થોડા કેથલિકો જે પ્રમુખપદ માટે કેનેડીનું નામ સૂચવાયું હોવાને કારણે રિપબ્લીક પક્ષમાં ભળી જવા માંગતા હતા તેમને આ માર્ગથી પાછા ડેમોક્રેટીક પક્ષમાં બોલાવી શકાય એમ હતું.

કેનેડીના પોતાના કેટલાક અનુયાયીઓ માનતા હતા કે કેનેડીનો મવાળ કેથલિકવાદ જેમાં અમેરિકાના કેથલિક સંપ્રદાયનું જરાય ઝનૂન નથી તે મોળા પડી જશે અને જેમ ૧૯૬૦નું વર્ષ નજીક આવતું જશે તેમ તેમની ધાર્મિક દલીલો પણ પોલી થતી જશે એક સમયે તો એમ

પણ લાગ્યું કે જૂના સમયમાં એકબીજાને ધિક્કારવાની જે વૃત્તિ હતી એ હજુ સ્મૃતિશેષ બની નથી અલ્બામાના મેથોડિસ્ટ ગવર્નર જહોન પેટરસને કૅનેડીની ઉમેદવારીને ટેકો આપ્યો ત્યારે એ રાજ્યના બેપ્ટીસ્ટ તંત્રે પેટરસનને ઠપકો આપ્યો અને જણાવ્યું કે અમેરિકાના પ્રમુખ તરીકે અમારે એવી વ્યક્તિ નથી જોઈતી જેની વફાદારી વેટીકન જેવી એક વિદેશી સત્તા તરફ વિશેષ હોય રાજ્યના મેથોડિસ્ટોના અધિકૃત મુખપત્ર 'મેથોડિસ્ટ ક્રિશ્ચન એડવોકેટ' લખ્યું : 'ગવર્નરને એ જાણીને આંચકો લાગશે કે અલ્બામાના લોકો સત્તાભૂખ્યા રોમન કૅથલિક પાદરીઓની રાજકીય જાગ માટે વ્હાઈટ હાઉસના બારણાં ખુલ્લાં કરી આપી તેમની લોકશાહીની સ્વતંત્રતા ગુમાવવા નથી માગતા'

મેસેચ્યુસેટ્સમાં પણ પ્રોટેસ્ટન્ટોના મનમાં આ જ જાતની લાગણી હતી, જો કે તેઓ તેને વધારે સારી રીતે અને રમૂજભરી રીતે વ્યક્ત કરતા ન્યુ ઇંગ્લૅન્ડના મેથોડિસ્ટ બિશપ જહોન વેસ્લી લોર્ડ પ્રમુખપદ માટે ઉમેદવારી નોંધાવાની ખ્વાહેશ રાખતા કૅથલિકોની કસોટી કરવા કેટલાક પ્રશ્નો પ્રગટ કર્યા તે પછી બોસ્ટનના કૅથલિક સંપ્રદાયના સાપ્તાહિક અખબાર 'પાયલટ'માં આ પ્રશ્નોની સામે એક તંત્રીલેખ લખવામાં આવ્યો જેમાં મેથોડિસ્ટ ઉમેદવારોને માટે એવા જ પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા 'પાયલટે' સવાલ પૂછ્યો હતો. 'મેથોડિસ્ટ સંપ્રદાયમાં રંગભેદની નીતિની જે લાંબી પ્રણાલિકા છે અને આજે પણ મેથોડિસ્ટ સંપ્રદાય એ પ્રણાલિકાને ટેકો આપી રહ્યો છે તે જોતાં તમે આ વિષય સંબંધી વરિષ્ઠ અદાલતે જે ચુકાદા આપ્યા છે તેનો અમલ કરશો એવો તમારા પર વિશ્વાસ મૂકી શકાય? તમારા મંતાનંડળમાં કોઈ હબસી હોય તો તમે તેની સાથે રહી કામ કરી શકશો?' 'પાયલટે' અંતે ઉમેર્યું, 'આનો સાર આટલો જ છે જો કોઈ માણસ પોતાના હાથ ખરડાવવા સામે વાંધો ના લે, તો કાદવ ઉડાડવાની આ રમત કોઈ પણ માણસ રમી શકે છે'

આ રમત ગંદી હોય કે ના હોય, પણ જો કૅથલિક ઉમેદવાર ૧૯૬૦ની ચૂંટણીમાં ઊભો રહેશે તો ઘણા મતદારોને તે વિશે ગંભીરતાથી વિચાર

કરવો પડશે. ૧૯૫૯ની પાનખરઋતુમાં બિશપ લોર્ડે કહ્યું હતું કે પ્રમુખપદ માટેના અમુક ઉમેદવારને તે કૅથલિક છે માટે જ મત ન આપવો એ એક પાપ છે. કૅનેડીના ઘણા વ્યૂહ રચનારાઓના મનમાં પણ આ જ ચિન્તા હતી, જો કે તેઓ તે પ્રત્યે તાટસ્થ્યવૃત્તિ કેળવવા પ્રયાસ કરતા હતા. એમાંના એક કહ્યું છે, 'આ બધી ધાર્મિક ચર્ચાનો હવે એટલો જ અર્થ થાય છે કે અધિવેશન સમયે કશું જ રહસ્યમય અને અજાણ્યું નહિ બને. પણ આ વિષય હવે કંટાળાજનક બન્યો છે. તેની સંપૂર્ણ ચર્ચા થઈ છે, આને કારણે અમુક મત મળશે, અમુક ગુમાવવા પડશે એ પણ અનેક વાર કહેવાઈ ચૂક્યું છે. પણ બીજા ઉમેદવારોને પણ મત ગુમાવવાની મુશ્કેલી તો હશે જ ને ? કૅનેડીના એક ઘનિષ્ટ મિત્ર કહે છે કે પેટ બ્રાઉન કેલીફોર્નિયાના ગવર્નરપદે ચૂંટાયા તે તેઓ ડેમોક્રેટીક હતા તે કારણે અને નહિ કે તેઓ કૅથલિક હતા તે કારણે; અને રીબીકોફ કનેક્ટીકટના ગવર્નર તરીકે ચૂંટાયા તે તેઓ ડેમોક્રેટીક પક્ષના સભ્ય હતા તે કારણે, અને નહિ કે તેઓ યહૂદી હતા તે કારણે. કૅનેડી પણ એમ જ માને છે. તે કહે છે : પ્રમુખપદ માટે ઊભા થયેલા કૅથલિક ઉમેદવારને હું મત આપું નહિ એ વિશે હું નિશ્ચિતપણે કશું કહી શકતો નથી. પણ મને લાગે છે કે મેં એક કૅથલિક ઉમેદવાર તરીકે ચૂંટણીજંગમાં ઝંપલાવ્યું નથી.

## ૧૪

## રૂઝવેલ્ટ અને કૅનેડી

**કૅનેડીની** ગુપ્ત શક્તિઓ અને રૂઝવેલ્ટની ગુપ્ત શક્તિઓની સરખામણી આપણને ઘણી રીતે ઉપયોગી થઈ પડે છે. કેટલીક બાબતોમાં બન્ને એકબીજાને ઘણા મળતા આવે છે. રૂઝવેલ્ટની માફક કૅનેડીએ પણ

પોતાનુ ઉદારગતવાદી વલણુ કોઈ અમૂર્ત સિદ્ધાન્તોમાથી ન અપનાવતા રોજબરોજના અનુભવમાથી અપનાવ્યુ છે રૂઝવેલ્ટની માફક કૅનેડીને પણુ બે ભિન્નભિન્ન વર્ગો અને પ્રણાલિકાઓની દ્વિધામાં ફસાવવુ પડ્યુ છે અને બે જુદી જુદી દુનિયામા એ વિચર્યા છે રૂઝવેલ્ટની માફક કૅનેડી પણુ વ્યવહારવાદી બન્યા, વાસ્તવવાદી બન્યા અને અતે દક્ષમનના એક વિચક્ષણુ રાજપુરુષ બન્યા છે જો કઈ ફાયદો થતો હોય તો તે સમાધાન કરવા હમેશા તૈયાર રહે છે કેટનીક વાર તેમના કાર્યકરોને આથી નિરાશા પણુ થાય છે રૂઝવેલ્ટની માફક કૅનેડી પણુ કામના ગમે તેટલા બોજાને સહન કરી શકે છે પણુ કેટલીક વાર તે નાની દેખાતી વસ્તુથી ચીડાઈ જાય છે અને પછી એ કોઈકના પર પોતાનો ગુસ્સો ઠાલવે છે ગેસેન્ચુસેટ્સના નેતાઓની આ ખાસિયત કૅનેડીમા પણુ ઊતરી આવી હોય એમ લાગે છે રૂઝવેલ્ટની માફક કૅનેડી પણુ પ્રસગ આવ્યે હિંમત બનાવી શકે છે, તત્કાળ નિર્ણયો લઈ શકે છે, પડકાર ઝાની શકે છે તેમની બુદ્ધિ પણુ રૂઝવેલ્ટની બુદ્ધિના જેટની જ તીવ્ર છ રૂઝવેલ્ટની માફક તે પણુ પોતાના વર્તણૂક અને વિચારમા મધ્યમમાર્ગી છે આત્મનિગ્રહ અને આત્મસયમનો અભાવ, લાગણીનુ પ્રદર્શન, અગત તકરારો અને કટુ વાતાવરણુ–આ બધા તરફ તેમને સખત અણુગમો છે તેમનામા જે સુકુમારતા દેખાય છે તે તો કેવળ બાહ્ય દેખાવ જ છે તે સુકુમારતાની પાછળ લોખડી બખ્તર છે એ હમેશાં દક્ષ હોય છે અને ક્યારેક ગભીર, ક્યારેક કૃતનિશ્ચયી અને હમેશા ઉત્સાહી હોય છે

પરતુ કૅનેડી અને રૂઝવેલ્ટ વચ્ચે થોડો તફાવત પણુ છે આ તફાવત રૂઝવેલ્ટની નેતાગારીના કેટલાક વિશિષ્ટ ગુણોને આભારી છે રૂઝવેલ્ટમા જે વિનોદવૃત્તિ અને આનદી સ્વભાવ હતા તેનો કૅનેડીમાં અભાવ છે રૂઝવેલ્ટમાં કાર્ય કરવાની જે અદ્ભુત શક્તિ હતી, લોકોને આકર્ષવાનુ જે ચુબકીય તત્ત્વ હતુ, વક્તૃત્વની જે શક્તિ હતી તે તમામનો કૅનેડીમા અભાવ છે રૂઝવેલ્ટમા ખોટાં વખાણુ કરવાની, અતિશયોક્તિ કરવાની અને ગોળગોળ વાત કરવાની જે આવડત હતી તે પણુ કૅનેડીમાં જોવા

મળતી

રૂઝવેલ્ટે કટોકટીની પળે જે ધૈર્ય અને કલ્પનાશક્તિ દાખવ્યાં તે કૅનેડી એવી પળોએ બતાવી શકશે ? આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં અમેરિકાના પ્રમુખના સ્થાનનો આપણે વિચાર કરવો જોઈએ. આ સ્થાનમાં જ કોઈ એવી અદ્ભુત શક્તિ રહેલી છે જેને કારણે એ સ્થાન પર બેઠેલા માણસને એ ઊંચે લઈ જાય છે, તેના ઉત્તમાંશોને બહાર લાવે છે, રાજપુરુષોતું મહાન રાજકીય નેતામાં પરિવર્તન કરે છે. ટ્રુમન સંબંધી આમ જ બન્યું હતું. પોતાના આખા જીવન દરમિયાન કૅનેડીએ કોઈ પણ સ્થાનને દીપાવવાની, તેની શક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ કરવાની અને તેની મર્યાદાઓ વટાવી જઈ આગળ ધપવાની શક્તિ બતાવી છે. તે હજુ જુવાન છે, યુવાનસુલભ જિજ્ઞાસાવૃત્તિ તેમનામાં છે અને નવું ન અપનાવી શકે એવા એ જડ નથી. તેમના જીવનમાંથી તેમની એક વિશિષ્ટતા ખાસ આગળ તરી આવે છે. તેમનામાં પહેલા દેખાતી નિર્લેપ વૃત્તિમાંથી તેઓ હવે ચોક્કસ નિર્ણયો લેવાની સ્થિતિ સુધી વિકાસ સાધી શકયા છે.

પ્રમુખના સ્થાનની એ સ્થાન લેનાર પર અસર થતી હોય તો સમયની પણ એ સ્થાન પર અસર થાય છે જ. રૂઝવેલ્ટ કે આઈઝનહાવર જે દાયકા દરમિયાન આ સ્થાન પર હતા તે સમય ઘણો કપરો હતો. કદાચ ૧૯૬૦ પછીનો સમય એટલો કપરો ન પણ હોય. પણ કૅનેડી માને છે કે આ સમય કદાચ વધારે કપરો અને ભયજનક નીવડે. એમણે કહ્યું છે કે, ‘ જે મેળવ્યું હતું તેને વ્યવસ્થિત કરવાનો યુગ હવે પૂરો થયો છે અને આપણે ફરીથી પરિવર્તન અને પડકારના યુગના ઉંબરે આવીને ઊભા છીએ. આપણા ઇતિહાસના કોઈ પણ સમયે નહિ દાખવ્યાં હોય એવાં હિંમત અને શાણપણ આપણે આવતા વર્ષે કે આવતા દાયકા દરમિયાન અને કદાચ આવતી આખી પેઢી દરમિયાન દાખવવાં પડશે. દિન પ્રતિદિન આપણાં જીવન અને સમયની દરેક પળે આપણે આપણા યુગના સહુથી વધુ વાસ્તવિક પ્રશ્ન – ટકી રહેવાનો પ્રશ્ન – નો મુકાબલો કરવો પડશે.’ ટકી

રહેવાના આ મુકાબલામાં કેનેડી હિંમત અને શાણપણ દાખવી શકે છે; પણ એ ધૃતિ અને શક્તિ દાખવે છે કે નહિ તેનો આધાર માનવજાતને જ નહિ પણ પોતાની આંતરચેતનાને એ કેટલા : વફાદાર રહી શકે છે તેના પર જ છે. હજુ સુધી તેમના જીવનમાં રીતે વફાદાર રહેવાનો પ્રશ્ન ઉદ્ભવ્યો નથી.

